# દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવે
## રચેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| નાટક | મેળાની મુદ્રિકા | (૬ આવૃત્તિ) |
| | પરાક્રમની પ્રસાદી | (સાતમી આવૃત્તિ તૈયાર થાય છે) |
| | વિધ્ય વનની કન્યકા | (૪ આવૃત્તિ) |
| | સ્વપ્નની સુંદરી | (૨ આવૃત્તિ) |
| | પ્રધાનની પ્રતિજ્ઞા | (૨ આવૃત્તિ) |
| | મધ્યમ | (૨ આવૃત્તિ) |
| | પ્રતિમા | (૧ આવૃત્તિ) |
| | શ્રીકૃષ્ણની બાળલીલા | (હવે પછી પ્રસિદ્ધ થશે) |
| કાવ્ય | અમરુશતક | (૫ આવૃત્તિ) |
| | ગીતગોવિંદ | (છઠ્ઠી આવૃત્તિ તૈયાર થાય છે) |
| પ્રકીર્ણ | ભાલણકૃત કાદંબરી ભાગ ૧ | (૨ આવૃત્તિ) |
| | પંદરમા સૈકાનાં પ્રાચીન ગુર્જર કાવ્ય | |
| | રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન | |
| | મુદ્રારાક્ષસ–સંસ્કૃતઃ અંગ્રેજી | (૩ આવૃત્તિ) |
| | અખાકૃત અનુભવબિંદુ | |
| | પદ્યરચનાની ઐતિહાસિક આલોચના | |
| | સાહિત્ય અને વિવેચન ભાગ ૧ | |
| | ભાલણકૃત કાદંબરી ભાગ ૨ | (હવે પછી પ્રસિદ્ધ થશે) |
| | સાહિત્ય અને વિવેચન ભાગ ૨ | ( ,, ,, ) |
| | કૃષ્ણબાલચરિત–સંસ્કૃતઃ અંગ્રેજી | ( ,, ,, ) |
| | પ્રેમાનંદકૃત રોષદર્શિકા સત્યભામા આખ્યાન | ( ,, ,, ) |

પ્રકાશક:
રસિકલાલ છોટાલાલ પરીખ
આસિ. સેક્રેટરી
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર, અમદાવાદ

આવૃત્તિ ૧ લી
પ્રત ૧૫૦૦
ઇ. સ. ૧૯૩૯
વિ. સં. ૧૯૯૬
કીમત ૧ રૂપિયો

મુદ્રક:
સોમાલાલ મંગળદાસ શાહ
ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકૂવા, ચાર રસ્તા—અમદાવાદ

## કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

સ્વર્ગવાસી કરસનદાસ મૂળજી સામાજિક સુધારાના એક આગેવાન હતા. ઇંગ્લાંડમાં પ્રવાસ કરીને આવ્યા પછી કાઠિયાવાડમાં તેમને સરકારી નોકરી મળી હતી. તે ઈ. સ. ૧૮૭૧ માં ગુજર્યા પછી તેમની સ્વદેશસેવાની યાદગીરી રાખવા કાઠિયાવાડમાં એક ફંડ રૂ. ૩૪૮૫) નું થયું હતું. તે ઈ. સ. ૧૮૮૩ માં સોસાયટીને એવી સરતે સોંપવામાં આવ્યું છે કે તેના વ્યાજમાંથી તેમને નામે પુસ્તકો રચાવવાં તથા છપાવવાં. આ ફંડની રૂ. ૩૨૦૦) ની નોટો સોસાયટી હસ્તક છે. આજ સુધીમાં આ ફંડમાંથી નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ કરવામાં આવ્યાં છે :

૧ પ્રાણીવર્ણન, ભાગ ૧
૨ ,, ભાગ ૨
૩ ,, ભાગ ૩
૪ મહાન આલ્ફ્રેડનું ચરિત્ર
૫ વનસ્પતિશાસ્ત્રનાં મૂળતત્ત્વ
૬ અનેક વિદ્યાનાં મૂળતત્ત્વ
૭ સર વિલિયમ વોલેસ
૮ ઉદ્યોગી પુરુષો (બીજી આવૃત્તિ)
૯ ધર્મનીતિ
૧૦ ન્યાયશાસ્ત્ર
૧૧ સ્વાતંત્ર્ય
૧૨ શિક્ષણસૂત્ર
૧૩ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર (બીજી આવૃત્તિ)
૧૪ રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર
૧૫ સામાજિક સેવાના સન્માર્ગ
૧૬ મહાભારતની સમાલોચના
૧૭ સુખ અને શાન્તિ
૧૮ ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો
૧૯ સાહિત્ય અને વિવેચન, ભાગ ૧

તા. ૩૧–૧૦–૧૯૩૯
અમદાવાદ

રસિકલાલ છો. પરીખ
આસિ. સેક્રેટરી

# નિવેદન

મનોમુકુર ગ્રંથ બીજાના નિવેદનમાં સદ્ગત સહાયક મન્ત્રી શ્રી. હીરાલાલ પારેખે જણાવ્યું હતું કે 'સોસાયટીએ આપણા કેટલાક પ્રતિષ્ઠિત વિદ્વાનોના લેખસંગ્રહ વ્યવસ્થિત રીતે સંકલિત કરી, તે ફરી પ્રસિદ્ધ કરવાની નવી પ્રથા પાડી છે' આ યોજના અનુસાર કે. વા. સાક્ષરરત્ન દી. બ. કેશવ હર્ષદ ધ્રુવના લેખોના સંગ્રહનો પ્રથમ ભાગ પ્રકટ થાય છે.

આ પ્રથમ ભાગમાં ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા લેખો સિવાયના, માસિકોમાં છપાયેલાં સ્વતંત્ર કાવ્યો, ગદ્યપદ્યાનુવાદો, સાહિત્યવિષયક અને ઇતિહાસવિષયક સ્વતંત્ર લેખો લેવામાં આવ્યા છે. લેખો મુખ્યત્વે કયા ક્રમે રચાયા હશે, તે ખ્યાલમાં રાખી છાપવામાં આવ્યા છે. મોટે ભાગે એ માટે એ કયારે કયાં છપાયા છે, તેના ઉપર આધાર રાખવામાં આવ્યો છે; આમ છતાં એવા પણ લેખો છે કે જે લખાયા હોય પૂર્વે અને છપાયા હોય એ પછી કેટલાંક વર્ષે. દાખલા તરીકે પહેલું મેઘદૂત કાવ્ય રચાયું હતું ૧૮૯૫ માં, જ્યારે છપાયું ૧૯૨૦ માં. ઉમંગી સિપાઇવાળું કાવ્ય કયારે રચાયું તેનો ચોક્કસ સમય નથી મળ્યો, પણ છપાયું છે ૧૯૧૫ માં; જ્યારે પોલકાપચીસી "સુંદરી સુબોધ" માં વર્ષો પૂર્વે છપાયેલું, જે ફરીથી ૧૯૨૯ ના "બુદ્ધિપ્રકાશ" માં છપાયેલું. નાટકોના પ્રકીર્ણ શ્લોકાનુવાદો પણ જૂના વખતના છે. કેટલાક લેખોની રચ્યા સાલ પછી મળી હોવાથી ક્રમભેદ થયો છે. તેવા લેખોમાં પ્રતિમાનું લુપ્ત અંગ, ઈશાવાસ્યોપનિષદ્ સત્યવાદ અને પક્ષવાદ, અને કવિ ધોયી અને તેનું કાવ્ય એ છે.

આ પ્રથમ ભાગમાં પદ્ય અને ગદ્ય એવા બે પ્રધાન ભાગ પડે છે. ઈશાવાસ્યોપનિષદ્ સુધીનાં પદ્યો છે, જેમાં નાટકોના ભાગો ગદ્યમાં પણ છે. ગ્રીક અને સંસ્કૃત નાટકો, ત્યાંથી ગદ્ય લેખો છે,

જેમાં લેવાયેલાં ઉદાહરણોના ક્વચિત્ અનુવાદો પણ અપાયેલા છે; પણ આ ભાગ મુખ્યત્વે ચર્ચાત્મક લેખોનો જ છે.

કે. વા. દી. બ. ધ્રુવની ઇતિહાસવિષયક ઘણી ખરી પ્રકીર્ણ ચર્ચા આ ભાગ ૧ લામાં આવી જાય છે; જેમાં "યુગપુરાણનાં ઐતિહાસિક તત્ત્વ" એ મોટામાં મોટો એમનો સમર્થ પ્રયત્ન છે.

આ બધા લેખો મોટે ભાગે લેખકે પોતે ફરી સુધારેલા છે. એ સુધારેલી નકલો ઉપરથી પ્રેસકોપી તૈયાર કરાવડાવી તેમની અસલ જોડણીને જ્યાં જે પ્રમાણે હતી તે પ્રમાણે રાખી કાવ્યો લેખો છપાવ્યાં હોવાથી એ એકવાર છપાયાં હતાં તેના કરતાં એ કારણે વધુ ઉપયોગી બન્યાં છે.

ભાષાશાસ્ત્ર અને પદ્યરચનાના પ્રકાર, સંસ્કૃત–પ્રાકૃત અપભ્રંશ–જૂની ગુજરાતીના ગ્રંથોનું રસ–ઔચિત્યની દૃષ્ટિએ પાઠ–સંશોધન અને પાઠાન્તરકલ્પન, ભૂમિકાઓમાં તે તે સાહિત્યકાર અને તેમના યુગનાં ઐતિહાસિક સંકલનો અને સંસ્કૃત પ્રાકૃત સાહિત્યની રસગંગાનો ગુર્જરીમાં અવતાર–આવા અનેક વિષયોમાં આ સહૃદય સંશોધકની સૂક્ષ્મ વિવેચકમતિ વિસ્તરેલી છે. ગુજરાતના વિદ્યાક્ષેત્રમાં આવાં અનેક નવાં ખેડાણ કરનાર આ 'વનમાળી'ની લેખમાલા ગ્રંથાકારે ગૂંથાતાં ગુજરાતી ભાષામાં શિષ્ટસાહિત્યની અછતને ઓછી કરશે એવી અમે આશા સેવીએ છીએ.

તા. ૨૦–૧૧–૩૯
અમદાવાદ

રસિકલાલ છો. પરીખ
આસિ. સેક્રેટરી

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૨૨ | તશકના | શતકના |
| ૧૩ ચરણટિપ્પણી | ૧૫ | . | , |
| ,, | ૧૮ | વિહવળતા | વિહ્વળતા |
| ૧૪ | ૧૦ | . | ? |
| ૧૮ ચરણટિપ્પણી | ૮ | હરિયાળાનો | હરિયાળીનો |
| ૧૯ ,, | | પરાગના | પરાગની |
| ૨૬ | ૯ | ભાર્ગંવ | ભાર્ગવ |
| ,, | ૧૭ | નસર્ગિક | નૈસર્ગિક |
| ૨૮ | ૩ | લોક, | લોક |
| ૨૯ | ૧૯ | કપઠાનાં | કાપડાનાં |
| ૩૦ | ૧૦ | ધીગાં | ધીંગાં |
| ,, | ૨૨ | જ્યો | જયો |
| ૩૩ | ૮ | સ્ફુયા | સ્ફુર્યાં |
| ૩૪ ચરણટિપ્પણી | ૪ | પૃથક | પૃથક્ |
| ૩૬ ,, | ૧ | અય મસૌ | અયમસૌ |
| ,, ,, | ૬ | તે | તેં |
| ૩૭ | ૮ | નિષાદેશ | નિષાદેશ[3] |
| ૪૪ | ૫ | બસકર | બસ કર |
| ,, | ૬ | વિસમો | વસમો |
| ૪૮ | ૧૯ | ઊબખ્યૂં | ઊબક્યૂં |
| ,, | ૨૧ | કેરૂં[2] | કેરૂં[3] |
| ૫૭ | ૪ | પુષ્પિતાઅઢા | પુષ્પિતાગ્રા |
| ૭૩ | ૨૧ | દૂટી | દૂંટી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૪ | ૯ | મોઝાં | મોઝાં |
| ૭૫ | ૫ | સ્મશાન | શ્મશાન |
| ,, | ૯ | .. | ,, |
| ૭૬ | ૨ | રોમાંચ | રોમાંચ |
| ૮૨ | ૧૩ | પૃષ્ટ | પૃષ્ઠ |
| ૮૩ | ૩ | કૃતિ | કૃતિ |
| ૮૫ | ૭ | प्रथेशक | प्रवेशक |
| ૮૬ | ૯ | लङ्कापुरी | लङ्कापुरी |
| ૯૯ | ૧૭ | સા | સૌ |
| ૧૦૦ ચરણટિપ્પણી | ૫ | અત્મવાદ | આત્મવાદ |
| ૧૦૧ | ૬ | સ્મરણે | સ્મરણે |
| ,, | ૧૨ | ભર્ય | ભર્યું |
| ૧૦૨ | ૮ | અવિકાર | અધિકાર |
| ૧૦૪ | ૬ | સળગપણું | સળંગપણું |
| ૧૦૫ | ૧૦ | પ્રવા | પ્રુવાથી |
| ,, | ૧૪ | अनर्घरावव | अनर्घराघव |
| ૧૦૬ | ૧૨ | પ્રધાન્ય | પ્રાધાન્ય |
| ૧૦૯ | ૨૧ | ક્યાહાં | ક્યાંહાં |
| ૧૧૦ | ૩ | તને | તેની |
| ૧૩૨ | ૧૮ | દીઠે | દીઠે |
| ૧૩૮ | ૧૫ | चत्या | चैत्या |
| ૧૪૮ | ૩ | નૈઋત્ય | નૈર્ઋત્ય |
| ૧૬૨ | ૧૭ | કાંડિકા | કંડિકા |
| ૧૬૭ | ૨ | સ્વારી | સવારી |
| ૧૭૫ ચરણટિપ્પણી | ૧૧ | प्रभोर्वशक्ता | प्रभोर्वशक्ता |
| ૧૭૯ | ૪ | ઉદ્દસ્ત | ઉર્દૂસ્ત |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૫ ચરણટિપ્પણી | ૨ | અધવાયાં | અધવાર્યાં |
| ૧૯૭ | ૪ | નક્ષામાં | પ્રેક્ષામાં |
| ૨૧૫ | ૨ | આગળી | આંગળી |
| ૨૨૪ | ૧૬ | સંક્ષપ્તિ | સંક્ષિપ્ત |
| ૨૨૯ | ૧૦ | અવગણુતાના | અવગણનાના |
| ૨૪૨ | ૫ | સિક્કે | સિક્કો |
| ૨૫૩ | ૪ | પાચ | પાંચ |
| ,, | ૪ | અન | અને |
| ૨૫૮ | ૨ | भविष्यर्पव ના | भविष्यपर्व ના |
| ૨૫૯ | ૮ | લાગતૂં | લગતૂં |
| ૨૭૩ | ૧૯ | પુષ્પની | પુષ્પકની |
| ,, | ૨૫ | રાંજ | રાજા |
| ૨૭૭ | ૮ | લખાયેલૂં | લખાયલૂં |
| ૨૭૮ | ૧૫ | અભ્યાસ | અભ્યાસી |
| ૨૮૦ | ૯ | જન | જૈન |
| ૨૮૩ | ૬ | ાવનાશે | વિનાશે |
| ૨૮૮ | ૧૫ | વિચારતા | વિચારતાં |
| ૩૦૧ | ૧૭ | અશ્વ ધ | અશ્વમેધ |
| ૩૦૩ | ૬ | હકીકિત | હકીકત |
| ૩૦૪ | ૭ | –रावैश– | –रावेश– |

,, છેલ્લી પંક્તિમાં ઉમેરો: **છપાયું: સ્વતંત્ર, સં. ૧૯૨૯**

# મેઘદૂત

[ મહાકવિ કાલિદાસ પ્રત્યેની ભક્તિને લીધે આ કાવ્ય પચીસેક વરસ ઉપર હાથમાં લીધૂં હતૂં; અને તે પ્રેમાનંદની શૈલીમાં લખવાનો વિચાર હતો. એ ત્રીજા કડવાથી અધૂરૂં મૂક્યું છે. ]

કડવૂં ૧ : રાગ કેદારો

**શ્રી ગિર્વાણ[1] ગિરા સ્મરૂં, ગરવી ગુર્જરોં ઉર ધરૂં;**
**મન કરૂં ઊડવા ઊંચે આભમાં રે. ૧**

ઢાળ

ઊડવા ઊંચે આભ માંહીં હૂં રાચૂં; જાચૂં સ્હાય;
ગુર્જરોં ને ગિર્વાણ ગિરાની પાંખે પાર પમાય. ૨

મ્હેરે હરિ ! તમ મહી રહી મેં ઊંડળ આભ ભરાય.
મેઘે[2] બહવેલી[3] રસગંગા માંહી ઝીલ્યૂં જાય. ૩

સાચા ભક્ત ભગીરથ પાખે ગંગા ના'વે ઘેર;
મુજ જેવા ગંગાજળીંાં લાવી લેખે લીલાલ્હેર. ૪

ધન્ય ધન્ય ધન્વંતરિ ! ઊણૂં થાય ન અમૃત પાત્ર;
લીજે-પીજે, વિબુધ,[4] ધરાઇ. હૂં છૂં કારણ માત્ર. ૫

રાજે રૂડો રામગિરિ કરી ડુંગર દક્ષિણ માંહી,
સીતાજીનાં સ્નાને પૂરણ પાવન ઝરણાં જ્યાંહી. ૬

ત્યાં ફૂળ ફૂલે લચેલ તરુની કુંજો ઝુમે અનેક;
છાઈ શીળી છાયા નીલી;[5] યક્ષ રહે તહીં એક. ૭

---

૧ સંસ્કૃત. ૨ મેઘદૂત કાવ્ય. ૩ વહેવરાવેલી. ૪ (અ) વિદ્વાનો, (આ) દેવો. ૫ ઘેરા શ્યામ રંગની.

ચૂક પડંતાં કોપ્યો કુબેરે શાપ્યે પૃથ્વી માંહ્ય,
પ્રતાપ પરહર્યો પડેલ પ્રેમી પરિપૂરણ પીડાય. ૮

પળભર વિરહ સહેલ ન, તેને ત્રણસેં ને વર્ષો સાઠ
દિન જુગ જેવા લાંબા લેવા; દૈવે વાળ્યો દાટ ! ૯

ક્ષણ ક્ષણ ક્ષીણ થતૂં તન ચાલ્યૂં, સાલ્યાં વ્રહેનાં બાણ,
જેથી કરથી કડૂં કનકનૂં સરી પડ્યૂં નિર્વાણ. ૧૦

એ વિધ એ ગિરિ પર વિરહીએ કાઢ્યા કષ્ટે ગાઢ,
મહિના પાંચ અને ત્રણ, તેવે આવ્યો ઘોર્યો અસાડ. ૧૧

ગજ જ્યમ ગિરિવર કેરો કરાડ શૂં ટક્કર લેતો હોય,
તેવો મેઘલિયો તવ સન્મુખ ઉન્મુખ[૬] પ્રેમી જોય. ૧૨

નવ જળધર પર નજર ઠરંતાં સાંભર્યો દયિતા[૭] દીન;
વ્યાકુળતા વ્યાપી વપુમાં; ને યક્ષ થયો મન ભિન્ન.[૮] ૧૩

જોઈ ઘન સંજોગી જન પણ હારે હૃદયનૂં હીર;
આલિંગનનો ભોગી વિજોગી તો કયમ ધારે ધીર ? ૧૪

તોપણ દૃમો દિલનો દાબી રોકી નેનનૂં નીર,
જયમ ત્યમ ઘન સન્મુખ ચિંતાતુર ઊભો એહ અધીર. ૧૫

હાય ! હવે શી વલે વ્હાલીની ? ઉપાય શો અવ હોય ?
વિયોગિહૃદયવિદારણ[૯] દારુણ શ્રાવણ સામો સોય. ૧૬

હાં હાં, આ જળધર જગજીવન[૧૦] જાયે ઉત્તર દેશ;
[૧૧]તન્વીને તે સંગે કહાવૂં કાંઈ કુશળ સંદેશ. ૧૭

---

૬ ઊંચા મ્હોંવાળો. ૭ વ્હાલી. ૮ જેનૂં મન ભેદાયૂં છે એવો. ૯ વિજોગી સ્ત્રી પુરુષનાં હૈયાં વિદારનારો. ૧૦ જગતને જીવાડનારો. ૧૧ સૂકાઈ ગયેલી.

ઉર ધર્યો એવું [૧૨]કુટજ કુસુમથી મેઘ વધાવી લીધ;
વ્હેલે વ્હે'ઘેલે અલબેલે કોડે આદર દીધ. ૧૮

વલણ

આદર દઈ ખેચર[૧૩] ચતુર વિરહાતુર ભરપૂર,
ગગને ઘનને નમન કર્યો ઊચરે વચન મધુર રે. ૧૯

**इति मेघदर्शनम् ।**

કડવું ૨ : રાગ ધનાશ્રી

મેઘરાય ! અહો ભલે આવ્યા જી દિવ્યરૂપ ! મને મન ભાવ્યા જી;
તમે પુષ્કરાવર્તક કેરા જી કુળમંડન, વંશ વડેરા જી. ૧
ધન્ય ધન્ય એ કુળ પાવંન જી, જેને જાણે ચૌદે ભુવંન જી;
સ્વામી વિશ્વતણા જે મહેંદ્ર જી, તમે માનીતા તેના ઘનેંદ્ર જી. ૨
મોટા માન કરી તમે ક્‌હાવો જી, સઉ સૃષ્ટિમાં સુખ વરસાવો જી;
ધરો રૂપ તમે નિત્ય નાના જી, ફરો સ્થાનકમાં મન માન્યાં જી.૩
એમ જાણી વારે તમારે જી આવ્યો હું હું જુઓ જરી મ્હેરે જી.
હતભાગ્ય વિજોગીઓની વાત જી ધરો આર્દ્ર ઉરે ભલી ભાત જી. ૪
જાચવૂં તો ઉત્તમને જ જી, ફળ હોય ન હોય ભલે જ જી;
જન નીચ કને જોડી પાણિ જી હીણી હાણથી એ લેવી લ્હાણી જી.*૫

---

૧૨ કડાનાં ફૂલ. ૧૩ યક્ષ.

* ઉચ્ચ હોય જે જાચવું તેને જી;
ફળ હોય ન હોય ભલે ને જી.
અર્થ સારવો દીનતા આણી જી;
હીણો નીચને જોડી પાણી જી. ૫
("વીસમી સદી" મે, ૧૯૨૦ માં છપાયું તેમાં સુધાર્યા પ્રમાણે)

બળતાના તમે વિશ્રામ જી, તેણે વીનવવા ધરૂં હામ જી;
રાજરાજના વસમા શાપે જી, વિરહે હું વરાંસૂં આમાપે જી. ૬

ભલા બેલી તમે મુજ થાઓ જી, કહેણ કાંતા કને લેઈ જાઓ જી;
અબળાની દયા દિલ લાવો જી, અલકાપુરી વીરા! સિધાવો જી. ૭

ચંદ્રમૌલિ વસે તહીં પ્રીતે જી, ચારુ ચંદની વરસે નિત્યે જી;
તેણે રૂપેરી વર્ણ્યા ભવંન જી દૃગ હરશે; ઠરશે તંન જી. ૮

જશો સ્હેજ સુખે ભલી ભાતે જી, જોશો ભોજાઈ જીવતી જાતે જી;
મુજ નામ એ જીભે ભણતી જી હશે અવધિના દિન ગણતી જી. ૯

કુમળાં ફૂલ શાં રસભીનાં જી હઈયાં લહિયે તરુણીનાં જી;
વણસે વહેવાચુ વાતાં જી ટકે આશાબંધે વિલાતાં જી. ૧૦

સોહે મંગળ લગ્ન મેવલિયા જી! ભેળા ભાવ શુકનના ભળિયા જી;
વાયુ વાય મધુર મધુર જી, સુખરૂપ, સમો ભરપૂર જી. ૧૧

વામ સામ બપૈયો બોલે જી મસ મોદે મદે ભર્યો, ડોલે જી;
તમો આવ્યે સમો શુભ જોતી જી થવા પુત્રવતી ને પન્હોતી જી. ૧૨

બગલી ઘેલાતી ધાય જી, પર ફૂલાવી મલકાયે જી;
સોહે જુક્તિ જેની જોવા જેવી જી મોતીમાળ સજી હોય એવી જી.૧૩

વર વાણી પ્રમાણી તમારી જી લાગે કાનને તે અતિ પ્યારી જી;
નભ ગાજે ને છત્ર રહે છાઈ જી રૂડા ફાલની દે એ વધાઈ જી. ૧૪

સુણી સ્વર એ હંસનો સાથ જી થશે સહજે તમારી સાથ જી;
અરવિંદના દાંડલા કેરૂં જી લેશે ચાંચમાં ભાથૂં ભલેરૂં જી. ૧૫

એહ કૈલાસ પાર જનારા જી ઠેઠાઠેઠના સાથી તમારા જી;
હશે વીરા! ઉતાવળા હાવાં જી દિવ્ય માનસરોવર જાવા જી. ૧૬

પાંખે પવનતણી પુરપાટે જી વાધો વારિદ !+ વ્યોમની વાટે જી;
તમ જોગે વિજોગણી ઠરશે જી લટ લૂખી કરે દૂર કરશે જી. ૧૭

ભરી નેત્ર નિરખશે હર્ષે જી પિયુ આવવાની આશ ધરશે જી;
તમે વિરહિણીઓની વ્હારે જી ચડો ચાપ સહિત જે વારે જી.૧૮

તહીં કોણ, કહો, જગ માંહી જી ના'વે નાવ અવાસે ધાઈ જી ?
હીનભાગ્ય હું જેવો ન કોઈ જી હશે રહેતો લાચારીએ રોઈ જી.૧૯

હાવાં ઉચ્ચ જે આ ગિરિરાય જી, તેની મેહુલા ! લીજે વિદાય જી;
ઉર ભેટી ભાવે ઘણેરા જી પરસો પગલાં રામજી કેરાં જી. ૨૦

એહ વ્હેનળની જળી ઝાળે જી ફરી મળતાં ઉન્હી વરાળે જી;
*હર વર્ષ ભર્યો ઉલ્હાસે જી તમ પ્રત્યે નેહ પ્રકાશે જી. ૨૧

વલણ

નેહ એહ હૃદય ધરી અમ વ્હેપીડ વિચારિયે;
શીઘ્ર વેગે લેઇ નેગે મેઘ ! પંથ પધારિયે. ૨૨

इति प्रणयवचनम् ।

૧૮૯૫ ] [ છપાયું: વીસમી સદી મે, ૧૯૨૦

---

+ વારિદ !-વ્હાલા ! ( વી. સ. માં સુધાર્યા પ્રમાણે )
* પ્રતિવર્ષ ( વી. સ. માં સુધાર્યા પ્રમાણે )

# છાયા—ઘટકર્પર

## પ્રસ્તાવના

**ઘટકર્પર** એ એક રસમય ટૂંકું સંસ્કૃત કાવ્ય છે. તે મહાકવિ કાલિદાસના સુપ્રસિદ્ધ **મેઘદૂત** ઉપરથી કવિને સૂઝયું જણાય છે. બંનેમાં સંદેશ લેઈ જનાર મેઘ છે. પણ **મેઘદૂત**માં સંદેશક અનુકૂળ નાયક છે; **ઘટકર્પર**માં સંદેશક અધીરા નાયિકા છે. વળી અસલમાં જ્યારે શાપવિપ્રલંભનું નિરૂપણ છે, ત્યારે નકલમાં પ્રવાસ–વિપ્રલંભનું નિદર્શન છે. કાલિદાસ સંદેશકથનથી જ કાવ્યની સમાપ્તિ કરે છે. ઘટકર્પરકવિ નાયકનાયિકાનો સમાગમ પણ કરાવે છે.

પ્રાસરહિત સંસ્કૃત સાહિત્યમાં **ઘટકર્પર** પ્રાસયુક્ત રચના છે. પરંતુ **નલોદય** આદિ યમકમય કાવ્યો કરતાં એ પ્રાચીન જણાય છે; શાથી જે **ઘટકર્પર**ના યમક ક્લિષ્ટ પણ નથી, તેમ ઉપરાઉપરી ખડકેલા પણ નથી.

કવિનું **ઘટકર્પર** નામ સમાપ્તિ શ્લોક ઉપરથી પડ્યું છે. એનું જન્મનામ શું હશે, તે જાણવાને કશું સાધન નથી. **જ્યોતિર્વિદાભરણ**ના છેવટના ક્ષેપક ભાગમાં ઘટકર્પર નામથી જ કવિનો ઉલ્લેખ છે. **મહાવીરચરિત, ઉત્તરરામચરિત** અને **માલતીમાધવ**નો કર્તા શ્રીકંઠ આવી જ રીતે ભવભૂતિના નામથી પ્રસિદ્ધિ પામ્યો છે. **સુભાષિતાવલિ**માંના એક કવિનું નામ ચંદ્રોદય અને બીજાનું વૃદ્ધિ પડયું છે, તે પણ એવા જ કારણથી છે.

કવિના દેશકાલ તેના જન્મનામની પેઠે અજ્ઞાત છે. અભિનવગુપ્તાચાર્યે **ઘટકર્પરકુલકવૃત્તિ** લખી કહેવાય છે. તેઓ દશમા શતકના ઉત્તર ભાગમાં અને અગિયારમા શતકના આરંભમાં થયા. **અમરકોશ**નો ટીકાકાર રાયમુકુટ **પૂર્વઘટકર્પર**નું નામ લે છે. આ કવિને નામે આ યમક કાવ્ય ઉપરાંત કેટલાક નીતિના શ્લોક પણ ચડેલા છે.

ઘટકર્પરની ભાષા ક્વચિત્ અશુદ્ધ જોવામાં આવે છે. અર્થ પણ સર્વત્ર પ્રાસાદિક નથી. વર્ણન પણ પુનરુક્તિગ્રસ્ત છે. વસ્તુ પણ અનવીન છે. એ જે કોઈ આનંદ ઊપજાવે છે, તે માત્ર તેના સ્વાભાવિકપણાને લીધે છે.

આ સંસ્કૃત કાવ્યનો શબ્દશઃ અનુવાદ કર્યો નથી, પણ માત્ર છાયા જ લીધી છે. છાયા ઘણે ભાગે સમશ્લોકી છે. યમકનો ચમત્કાર કંઈક અંશે આણ્યો છે. પણ લક્ષ્ય મુખ્યત્વે કરીને રસ ઉપર રાખ્યું છે. મૂળના રસનો પાસ છાયામાં પૂરેપૂરો બેઠો હોય, તો બસ છે. એટલો જ લાભ રાખી છાયા-ઘટકર્પર રચ્યું છે.

सहृदयाः कविगुम्फनिकासु ये
कतिपयास्त इमे न विशृंखलाः ।
रसमयीषु लतास्विव षट्पदा
हृदयसारजुषो न मुखस्पृशः ॥

# છાયા–ઘટકર્પર*

સુન્દરી

ગગને ઘૂમરાઈ વાદળી
વિરહીનાં હઇયાં [1]દઈ દળી
[2]રહોં હા મહોં રેલોં વૃષ્ટિએ!
ન પડે [3]પંથોં રવીંદુ દૃષ્ટિએ.[4] ૧

વસન્તતિલકા

ઘૂમે ફૂંમે ગગનમાં ઘનવૃંદ ઘોર
ઉન્મત્ત મેગળ સમાન મચાવોં ઘોર;

---

* ફરી સુધારતાં ઉપજેલાં પાઠાંતરો અહીં નાના ટાઈપમાં આપ્યાં છે.

૧ હિયે. ૨ પૃથિવી રહી. ૩ સૂર્ય શશાંક.

૪. રવિચન્દ્ર પડે ન દષ્ટિએ
ક્ષિતિ રેલાઇ રહી જ વૃષ્ટિએ.

શ્લોક ૧. વ્હાલીને વીસારી મૂકી વિદેશમાં ભમતા વિરહી પુરુષો પ્રત્યે પ્રોષિતપતિકાની સખી બની તેમની વ્હારે ચડતી વાદળીના ક્રોધના દશ્યથી કવિ કાવ્યનો આરંભ કરે છે. જેમ કોઇ ધનુર્ધર પ્રતિપક્ષીનાં હૃદય શરથી ચીરી રણભૂમિ શરની વૃષ્ટિથી છાઈ લે, તેમ વાદળી પણ વિરહીનાં હૃદય ચીરી વૃષ્ટિધારાથી પૃથ્વી છાઇ લે છે. નિત્ય પંથ કરનારા સૂર્યચંદ્ર પણ દષ્ટિએ પડતા નથી. તેમના અદર્શનમાં ભયની સંભાવનાનો આક્ષેપ છે. આ રીતે અહીં સમાસોક્તિ રૂપક અને ઉત્પ્રેક્ષા અલંકારનો સંકર છે. આ અને એના પછીના શ્લોકમાં પ્રોષિતપતિકા નાયિકાની સ્થાયી રતિ ભભૂકાવી વિપ્રલંભ શૃંગારને દીપાવનાર વર્ષારંભરૂપી ઉદ્દીપન વિભાવનું નિરૂપણ છે: ને તેમાં સંચારી ભયનું ઉદ્બોધન છે. અર્ધસમ સુંદરી વૃત્ત છે. તેનું લક્ષણ આ પ્રમાણે છે:–સસજે ગુરુ એકીમાં ધરી, સભરલ્ગે કર બેકી સુંદરી.

સંતાઈ જાય સઉ તારલિયા કહીં એ;
મીંચે [૧] નયન હરિ ક્ષીર દધિ મહીં એ. ૨

માલ્યભારા

જળ દડ્દડ આભથી દડૂડે,
ભરવેગે ગિરિગહ્વરે હડૂડે;
ઘડૂડે ઘન; વીજળી ઝબૂકે,
અહિ તે જોઈ ડરે દરે ડબૂકે. ૩

૧ ઉપેન્દ્ર દગ.

શ્લોક ૨. મેઘના વૃંદની ચડાઈનું આમાં વર્ણન છે. મદોન્મત્ત હાથીની પેઠે ગર્જના કરતા બિહામણા મેઘ ગગનમાં ચોમેર ઘૂમે છે. તેમનાથી જાણે બીને ક્ષુદ્ર તારા ક્યાં એ સંતાઈ જાય છે; ને શેષશાયી ભગવાન પણ છેટે ક્ષીરસાગરમાં પડ્યા છતાં એ આંખ મીંચી દે છે. ચોમાસાના ચાર મહિના ભગવાન નિદ્રાસુખ અનુભવે છે, તે પુરાણમાં પ્રસિદ્ધ છે. એ નિદ્રાના કારણથી આંખ મીંચવામાં ભયની હેતૂત્પ્રેક્ષા અહીં યોજી છે. તેની સાથે ઉપમા અને સમાસોક્તિ મળવાથી સંકર થાય છે. વૃત્ત વસંતતિલકા છે. તેનું લક્ષણ નીચે પ્રમાણેઃ—કીજે વસંતતિલકા તભજે જગેગે.

શ્લોક ૩. હવે મેઘની ચડાઈથી સર્પાદિક તિર્યક પ્રાણીમાં પ્રગટેલા ભયનું નિરૂપણ કરે છે. જળધારાનો દડૂડાટ, વ્હેળાઓનો હડૂડાટ, મેઘગર્જનાનો ઘડૂડાટ અને વીજળીનો ઝબૂકાટ એવો બિહામણો છે કે સર્પ ભયભીત થઈ દરમાં ગરી જાય છે. સ્વભાવોક્તિ અલંકાર છે. અર્ધસમ માલ્યભારા વૃત્ત છે. તેનું લક્ષણ આ મુજબઃ—સસજે ગગ એકી માંહીં સારા, સભરે ય કર બેકી માલ્યભારા.

આખ્યાનકી

ભાળી ભયે વ્યોમ નવીન ચાળો
 ટોળે મળી હંસ ભરે ઉચાળો;
ટિહૂ ટિહૂ ઉચ્ચરીં તીવ્ર રાવે
 મદે ભર્યા મોરલિયા ડરાવે. ૪

વસન્તતિલકા

હાવાં વીંસારીં નિજ મામ તમામ નાવે,
 મોંઘેરીં માનભરીં માનિનીંને[1] મનાવે;
પંથીતણું ઉર અધીર છવાય આજે,
 ને વ્રે'નળે તરુણ તન્વીં તવાય આજે. ૫

---

૧ કામિનીને.

શ્લોક ૪. તિર્યક્ પ્રાણીના ભયનું નિરૂપણ જરી રાખી રસિક વિજોગી સ્ત્રી–પુરુષને સવિશેષ ભયના કારણનું નિદર્શન પણ કવિ કરે છે. ચોમાસું બેસત હંસો ઉત્તરમાં માનસરોવર ભણી જાય છે, તેના વિષે અહીં ભયના હેતુની ઉત્પ્રેક્ષા કરી છે. વળી મોરના ટૌકામાં વિરહી સ્ત્રીપુરુષને મેઘની ચડાઈનું ભાન આપી ભય ઉપજાવવા રૂપ ક્રિયોત્પ્રેક્ષા યોજી છે. એ રીતે બે નોખી ઉત્પ્રેક્ષાની સંસૃષ્ટિ બને છે. વૃત્ત આખ્યાનકી કિંવા ઉપજાતિ છે. તેનું લક્ષણ આ મુજબઃ—જતે જગે ગે વળી તે તજગ્ગે આખ્યાનકી ત્રૈષ્ટુભી મિશ્ર વર્ગે.

શ્લોક ૫. હવે વર્ષારંભરૂપી ઉદ્દીપનથી માનવિપ્રલંભમાં અને પ્રવાસવિપ્રલંભમાં નાયકનાયિકાની રતિના અસાધારણ ઉપચયનું વર્ણન કરે છે. મેઘના દર્શનથી વિહ્વળ બની પ્રિયતમ પોતાનો ટેક મૂકી દઈ, રૂસાણું લેઈ બેઠેલી મોંઘી પ્રિયતમાને મનાવે છે; ને તે પણ માનભેર રૂસણું મૂકી

રથોદ્ધતા

અંધકાર ઘનઘોર ઘર્ષતાં,
મેહુલો મુસળધાર વર્ષતાં;
પર્સતાં મદન ચાપ પાણિએ,
ઉચ્ચરે વહીલી વ્હીલી વાણીએ. ૬

મનાઈ જાય છે. વળી પ્રવાસી પણ ઘર ભેગો થવા અને પ્રિયાને મળવા અધીરો બને છે; અને ઝૂરી ઝૂરી સૂકાઈ ગયેલી જુવતી વિરહાગ્નિથી બળી બળી થાય છે. આમાં સ્થાયી રતિનું પોષણ કરનાર ઔત્સુક્ય, ચિંતા, આવેગ આદિ સંચારી ભાવનું નિરૂપણ છે. નાવ પદમાં સ્વામિત્વનો ભાવ રહ્યો છે. મોંઘેરી પદમાં પ્રીતિનો અતિશય સમાયો છે. પંથી પદ હજુ લાંબો પંથ કરવાનો એવી પ્રતીતિ કરાવવા અર્થે છે. તન્વી અને તરુણ પદનો મર્મ તો સ્પષ્ટ જ છે. આ રીતે પદો સાભિપ્રાય હોવાથી પરિકર અલંકાર થાય છે. વળી પ્રિયતમ મનાવે છે તે પ્રિયતમા માનભેર મનાઈ જતાં કરી પ્રિયતમનો પ્રયત્ન ઋતુના પ્રભાવે સુખસાધ્ય બને છે, તે અંશમાં સમાધિ અલંકાર ગમ્યમાન છે. વૃત્ત વસંતતિલકા છે. તેનું લક્ષણ પૂર્વે આપ્યું છે.

શ્લોક ૬. આવા દોહલા દિવસોમાં પ્રોષિતપતિકા નાયિકાની શી સ્થિતિ છે, તે હવે કવિ વર્ણવે છે. ચોમાસામાં વાદળાં નીચાં ઊતરે છે. ને ઘોર અંધકાર થઈ રહે છે, ને તે વધારે વધારે પાસે ધસી ડરાવતો દેખાય છે. મેઘ પણ મુસળધાર વરસે છે; અને કામદેવ પણ કમાન કસે છે. તેથી સ્વાભાવિક રીતે નાયિકાના મુખમાંથી વિહ્વળતાનાં વચનો નીકળે છે. અંધકાર, મેઘ અને મદન વિહ્વળ વાણી નીકળવામાં કારણભૂત હોવાથી કાવ્યલિંગ અલંકાર બને છે. ચિંતા નામે સંચારી ભાવ સૂચિત છે. વૃત્ત રથોદ્ધતા છે. તેનું લક્ષણ નીચે પ્રમાણેઃ—રે નરે લગ વડે રથોદ્ધતા.

વસંતતિલકા

સૌ માર્ગ મેઘ જળપૂરથી સંહરે છે,
ને અંધકારથી દિશા પણ આવરે છે;
ને ગર્જી ચાપ કસી શીઘ્ર શરો ઝરે છે,
એ આશ કંથ મળવાની હહા હરે છે![1] ૭

સુન્દરી

ઘન કદંબ ફટોફટ ફૂટતાં,
વિધુરતા વધી ધીરજ છૂટતાં;
કુટજ પીડ પરાઈ ઉવેખતાં,
સહી! હસે, સહું શે, સહુ દેખતાં. ૮

---

૧ ને ગર્જી ચાપ કસી ઘા શરના કરે છે,
એ આશ કંથ મળવાની સહી હરે છે.

શ્લોક ૭. અહીંથી વિરહિણીનો વિલાપ શરૂ થાય છે. વૃષ્ટિના જળથી સડકો ધોવાઈ જાય છે, એટલે પૃથ્વી ઉપર માર્ગ પણ જડતો નથી; આકાશમાં અંધારું ઘોર થઇ જાય છે, એટલે દિશા પણ સૂઝતી નથી. તેમ છતાં એ પ્રવાસી આંધળિયાં કરી આવવાનું આદરે, તો માથે મેઘ દુશ્મન છે જ; તે ગર્જી ગર્જી ચાપ કસી જળધારારૂપે પથિકના પ્રાણ લેનાર શર વરસે છે. આ કારણથી અફસોસ! હવે કંથના મેળાપની આશા છૂટી જાય છે. એ રીતે વર્ષારંભરૂપી મહા અનર્થથી પ્રગટ આવેગ નામે સંચારી ભાવ અહીં નિરૂપિત છે. સૌ માર્ગ રોટાડી ચોતરફથી ઘેરી લેઈ મારો ચલાવતા શત્રુનો વ્યવહાર મેઘમાં આરોપિત છે, તેથી સમાસોક્તિ અલંકાર સ્ફુરે છે; તે પિયુ મળવાની આશાની નિષ્ફળતારૂપ અનુમાનનું અંગ છે. આ રીતે સમાસોક્તિ અને અનુમાનનો સંકર થાય છે. વૃત્ત વસંતતિલકા છે. તેનું લક્ષણ અપાઇ ગયું છે.

શ્લોક ૮. નિરાશામાં ડૂબતી નાયિકા ઘરની વાડીમાંનાં કદંબોને ફૂટતાં જુએ છે, ને તેની વ્યાકુળતા વધી પડે છે તથા ધીરજ જતી

ઔપચ્છન્દસિક

**જળ ઝરમર મેહુલો ઝરંતાં,**
**રસમાં મગ્ન કદંબ પાંગરંતા;**
**નવલ અવલ ફૂલની કળી એ,**
**નિરખંતાં ખટકે કૂંળી કૂંળી એ. ૯**

---

રહે છે. તેવામાં ફૂલેલાં કુટજ જુએ છે. તેમને આ ઉન્મત્ત નાયિકા પોતાની પીડાની અવગણના કરી સામાં હસતાં સમજે છે, ને સખી આગળ ફરિયાદ કરે છે, કે આ તે કેમ ખમાય? ઉન્માદ નામે વિરહાવસ્થા છે. અમર્ષ નામે સંચારી ભાવ આગળ પડતો છે. અતિશયોક્તિ અલંકાર છે. વૃત્ત સુંદરી છે. તેનું લક્ષણ પૂર્વે આપવામાં આવ્યું છે.

શ્લોક ૯. વૃષ્ટિ જરા ધીમી પડતાં ફરીને નાયિકાની દૃષ્ટિ વાડીમાંના કદંબ ઉપર પડે છે; તે રસથી સીંચાઈ તર બન્યું છે ને પ્રફુલ્લિત દેખાય છે. તેની પહેલવહેલી કળીઓ જો કે નવી હોઈ કૂંળી જ છે, તોપણ તે નાયિકાને ખટકે છે. અહીં ત્રાસ નામે સંચારી ભાવનું નિરૂપણ છે. વૃષ્ટિની લીલા જોઈ હરખાઇ રોમાંચિત બનતો સંસારરસમાં મગ્ન નાયક પોતાના પહેલવહેલા કુમળા ન્હાનકડા બાળકને રમાડતો હોય, તેનો વૃત્તાંત કદંબમાં આરોપિત છે; તેથી સમાસોક્તિ અલંકાર થાય છે. તે ઉત્તરાર્ધની અસ્યાકૃત વિશેષોક્તિનું અંગ છે. આ રીતે સમાસોક્તિ અને વિશેષોક્તિનો સંકર બને છે. છંદ ઔપચ્છંદસિક છે. તેનું લક્ષણ નીચે પ્રમાણે:—

દદદરયથી એકી, બેકી હોયે ઔપચ્છંદસિકે દદદરે ગે
દ = બે માત્રા, ર = ર ગણ, ય = યગણ, દ = બેવડી બે માત્રા

માલ્યભારા

જૂઈની જળભીનોં ને અધૂરી
અદખીડી અદઊઘડી મધુરી;
અલોં ! આ અલિ કુંમળી કળીને
રસતર્સ્યો શું ચૂમે વળીવળીને ! ૧૦

વસંતતિલકા

સ્કંધે સમર્પી પિયુના સલૂણી સુરંગે
બાહુલતા અવ કુતૂહળના તરંગે,
વર્ણો ગણંતોં ઘનચાપતણા રસાળી
સૌભાગ્યશાળોં સુકુમારીં જ ભાગ્યશાળી. ૧૧

---

શ્લોક ૧૦. તેવામાં વૃષ્ટિના જળથી ભીંજેલી અદખીલેલી જૂઈની મધુરી કુમળી કળીને પુષ્પરસનો તરસ્યો ભમરો વળી વળીને ચૂમે છે, તે જોઇ નાયિકાના મુખમાંથી સહજ અસૂયાના ઉદ્ગાર નીકળી જાય છેઃ—સખી ! જોને-જોને ! આ પ્રેમમાં મસ્ત ભમરો કેવો સુખ ભોગવે છે ! અહીં જૂઈની કળીમાં કિશોરાવસ્થા મૂકી યુવાવસ્થામાં પ્રવેશ કરતી ને પરિપૂર્ણ અંગવિકાસ ન પામેલી, વયઃ-સંધિને લીધે મધુર લાગતી, નૂતન રતિના ઉલ્લાસથી સાત્ત્વિક સ્વેદે ભીંજાતી સુકુમાર મુગ્ધાનો અને ભમરામાં રસપરવશ નાયકનો વ્યવહાર આરોપિત હોવાથી સમાસોક્તિ અલંકાર નીપજ્યો છે. વૃત્ત માલ્યભારા છે. તેનું લક્ષણ પૂર્વે આપ્યું છે.

શ્લોક ૧૧. સંસારસુખનું ભાન કરાવતાં કદંબ અને ભ્રમરનાં દશ્ય જોઇ પિયુના માનપાનની અધીરી નાયિકા કહે છે, કે આ સમયમાં પિયુના ખભે હાથ મૂકયા છે ને કૌતુકભેર મેઘધનુષના રંગ ગણાય છે-એવી રીતે મેઘદર્શન અનુભવતી ધણીની માનીતી રસિક સુકુમારી

રથોદ્ધતા

દૂર દેશ પિયુજી સિધાવિયા
તે સમે જલદ આવી આવિયા !
કંથ કઠ્ઠણુ વિદેશવાસી છે,
મેઘ ! એ મરણુની જ ફાંસી છે. ૧૨

વ્યોમગામી ઘન ! એ નઠોરને
વાધી વેગથી કથો કઠોરનેઃ-
પંથી ! છોડ ભમવાની ખાંત, કે
આશ વ્હાલી જીવવાની આ તકે. ૧૩

---

જ ભાગ્યશાળી ગણું છું. અહીં ઔત્સુક્ય નામે સંચારી ભાવનું નિરૂપણ છે. અલંકાર સ્વભાવોક્તિ છે. વૃત્ત વસંતતિલકા છે. તેનું લક્ષણ પૂર્વે આપવામાં આવ્યું છે.

શ્લોક ૧૨. મેઘધનુષ ઉપરથી મેઘ તરફ હવે નાયિકાના વિચાર વળે છે, અને નાયિકા ઉન્માદની અવસ્થામાં મેઘને સંબોધવા માંડે છે. અહીં આવેગ નામે સંચારી ભાવ નિરૂપિત છે. પિયુથી વિયોગ, કંથની કઠણાઈ અને મેઘોદય, એ અનર્થો એક ઉપર એક એકદમ આવી મળે છે, તેથી અસત્સમુચ્ચય અલંકાર નીપજે છે. રથોદ્ધતા વૃત્તમાં આ અને પછીના ચાર શ્લોક છે. તેનું લક્ષણ પૂર્વે આપ્યું છે.

શ્લોક ૧૩. અહીંથી સંદેશ શરૂ થાય છે. વ્યોમગામી પદ મેઘનો માર્ગ સૂચવવાના અભિપ્રાયથી મૂક્યું છે. નઠોર અને કઠોર પદ સંદેશની આવશ્યકતા પ્રતિપાદન કરે છે. વેગથી પદ, હવે હું નહિ જીવી શકું એમ જે ઉત્તરાર્ધમાં કહ્યું છે, તેને ઉદ્દેશીને મૂક્યું છે. અહીં ઔત્સુક્ય અને આવેગ નામે સંચારી ભાવો સંમિશ્ર છે. અલંકાર પરિકર છે.

પદ્મિની નિજ સ્મરી જ આ પળે,
હંસ માનવ સરોવરે વળે;
ચાતકી ય પિયુ પિયુ આરડે,
ને ઝૂરી ઝૂરી વિજોગણી રડે. ૧૪

ભૂમિ નીલ નવલો ઝૌલો ધરે,
નૃત્ત નૌત્તમ કરે કળાધરે;
પિક પંચમ પૂરે વનાંતરે,
રાગ રાગી વિણુ આગ અંતરે. ૧૫

---

શ્લોક ૧૪. પૂર્વ શ્લોકમાં 'આ તકે' બોલથી નિર્દિષ્ટ વર્ષા સમય-રૂપ ઉદ્દીપન વિભાવની દુઃસહતા હવે વર્ણવે છે. હંસ માનસ સરોવર ભણી વળે છે ને પિયુ ઘેર આવતા નથી, તેનું ચાતકી પિયુ-પિયુ શબ્દ પોકારી ભાન આપે છે; તેથી વિજોગિણી બિચારી ઝૂરી ઝૂરીને રડે છે. અહીં ત્રાસ અને વિષાદ એ બે સંચારી ભાવ સંમિશ્ર છે. પદ્મિની અને પિયુ શબ્દમાં શ્લેષ છે, તેની સાથે કાવ્યલિંગ ને સ્વભાવોક્તિ અલંકારનો સંકર છે.

શ્લોક ૧૫. પૃથ્વી ઉપર હરિયાળાનો લીલો ગલીચો પથરાયલો, તે ઉપર મોરને નાચતા અને કોયલને ગાતી જોઈ સંગીતલીલા સાંભરી આવતાં નાયિકા નિરાશાથી કહે છે, કે અફસોસ! પિયુ વિના આ રાગરંગ ઊલટા અંગમાં આગ જ ઊપજાવે છે. આ નિરાશાનાં વચન નિર્વેદ નામે સંચારી ભાવ સૂચવે છે. કળાધર પદ સાભિપ્રાય છે; તે નૃત્તનું નૌત્તમપણું સ્પષ્ટ કરવા અર્થે છે. તેણે કરીને પરિકરાંકુર અલંકાર સ્ફુરિત થાય છે, તે પ્રથમનાં ત્રણ ચરણમાં યોજેલા સકલ રૂપકનું અંગ છે.

ગર્જના ગણ્યોં ધ્રુની મૃદંગની,
ઝંખનાથીં રસ રાગ રંગની;
મૂર્છના મધુર મોર વિસ્તરે,
મૂરછા પૂરીં વિયોગિ વિસ્તરે. ૧૬

માલ્યભારા

દળના દ્દઢ સંપુટે અવેરી,
ભરીં રાખેલ જ મોહચૂર્ણ વેરી;
અવ કંટકોં કેવડા વનોના,
ઉર ચીરે રસીંલાં વ્હોંલાં જનોનાં. ૧૭

---

શ્લોક ૧૬. પૂર્વ શ્લોકના નિર્દિષ્ટ મોરના નૃત્તનું અહીં વિશેષ વર્ણન છે. મોરના મધુર આલાપથી વિયોગી જનોને મૂર્છા આવું આવું થાય છે. આવી સામાન્ય ઉક્તિથી નાયિકા પોતાના જ મનની સ્થિતિ વર્ણવે છે. અહીં ત્રાસ નામે સંચારી ભાવ છે. ગર્જનામાં મૃદંગધ્વનિની ભ્રાંતિથી ભ્રાંતિમાન અલંકાર નીપજ્યો છે; તે પ્રસ્તુત વિશેષને બદલે અપ્રસ્તુત સામાન્યના નિર્દેશથી પ્રગટતા અપ્રસ્તુતપ્રશંસા અલંકારનું અંગ છે. વળી મૂર્છના લેતાં જ મોર વિયોગી જનમાં મૂર્છા પૂરે છે, એ ઉક્તિમાં વિશેષ પણ સ્ફુરે છે.

શ્લોક ૧૭. હવે કેવડાઓમાંથી ઊડતા પરાગના વાસથી નાયિકાનું લક્ષ તે તરફ ખેંચાય છે. કેવડાની રજ વિયોગી જનને ભાન ભૂલાવી દે છે. તેનાં તીક્ષ્ણ કાંટાકાંટાવાળાં પાંદડાં તેમનાં હૃદયને ચીરી નાંખે છે. ત્રાસ સંચારી ભાવનું જ નિરૂપણ જારી છે. અહીં કશું સૂંઘાડી બેશુદ્ધ કરી હૃદય ચીરનારની ક્રિયા કેવડામાં આરોપિત છે, તેથી સમાસોક્તિ અલંકાર થાય છે; તે વિશેષને ઠેકાણે સામાન્યના નિર્દેશથી સ્ફુરતી અપ્રસ્તુતપ્રશંસા સાથે અને પરાગમાં મોહચૂર્ણના અધ્યવસાનથી પ્રગટતી અતિશયોક્તિ સાથે સંકીર્ણ છે. વૃત્ત માલ્યભારા છે, તેનું લક્ષણ અપાઇ ગયું છે.

આખ્યાનકી

[1]નવી નવી મંજરી વિસ્તરીને,
કૂંળી કૂંળી પુષ્પકળી સ્ફુરીને,
પુષ્પેષુ કેરો પ્રિયમિત્ર સર્જ
ઉરે અનેરો જ હુતાશ સર્જે. ૧૮

પુષ્પિતાગ્રા

કુટજ ફૂલી ફૂલી હોંસી હસે છે;
નદી નવ જોબનમાં મદે ધસે છે;
વિરહી વિકળ, પંથી, હીજરાયે,
તદપિ ન તન્વી તું કાં સ્મરે જરાએ? ૧૯

---

૧ રસે ભરી મંજરી મોરી મોરી
પરાગ ગાદો* અવ ફોરી ફોરી
* મીઠો.

શ્લોક ૧૮. ઉપરાઉપરી ત્રાસ ઊપજાવનારાં દશ્ય જોતાં જોતાં નાયિકાની દૃષ્ટિ વાડીમાંના સર્જ વૃક્ષ ઉપર પડે છે. તેની નવી મંજરી અને કૂંળી પુષ્પકળી જોઈ તેનો કામાગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે ને તે બળી બળી થઈ રહે છે. અહીં સર્જના દર્શન રૂપ અનર્થથી આવેગ નામે સંચારી ભાવ પ્રગટે છે. વિરહવેદનામાં અગ્નિના અધ્યવસાનથી અતિશયોક્તિ અલંકાર નીપજે છે, તે પુષ્પકળી ઊપજાવવાના અને કામાગ્નિ સંધુખાવવાના પુષ્પબાણ સાથેની મૈત્રી-રૂપી હેતુના નિર્દેશથી પ્રગટતા કાવ્યલિંગ સાથે સંકીર્ણ છે. વૃત્ત આખ્યાનકી છે. તેનું લક્ષણ પૂર્વે આપેલું છે.

શ્લોક ૧૯. કારમી ઉદ્દીપન સામગ્રીનું વર્ણન સમેટી વર્ષાના સુખદ સમયમાં હર્ષિત–પ્રફુલ્લિત બની હસતા કુટજને અને જોબન–પુરમાં મદભેર ધસતી નદીને નિરખી વિરહી જન સમસ્તની વ્યાકુળતા

રથોદ્ધતા

લૂખી વિખરઈ વેણુની લટે,
પાંડુ ગંડ પર જેહની લટે;
પંથી ! પીડિત પૂરેપૂરી સ્મરે,
તન્વી, તે શું તલસંતી વિસ્મરે ? ૨૦

ક્ષીણ દીન અબળા પરે અરે,
નાવ ! લાવ લવ અંતરે અરે;
તે ગ્રહી તુજ ગુણો જ બાપડી,
હા ! જીવે વિરહસાગરે પડી. ૨૧

---

અને સોસનાના દૃષ્ટાંતથી પોતાની જ દુર્દશા તરફ લક્ષ ખેંચી નાયિકા પતિને મેઘમુખે કહેવરાવે છે કે અરે પ્રવાસઘેલા ! તું ઝૂરી મરતી પ્રિયાને કેમ કંઈ મનમાં લાવતો નથી ? સમાસોક્તિ, અપ્રસ્તુતપ્રશંસા ને પરિકરાંકુરનો સંકર છે. અહીં અમર્ષ સંચારી ભાવનું નિરૂપણ છે. વૃત્ત પુષ્પિતાગ્રા છે. તેનું લક્ષણ નીચે પ્રમાણેઃ—

નનરયથી બનાવી એકી અગ્રા, નજજરગે કર બેકી પુષ્પિતાગ્રા.

શ્લોક ૨૦. અહીં પતિપરાયણ પ્રોષિતપતિકાની ઉપેક્ષાબાબત ઉપાલંભથી પ્રકાશિત અમર્ષનું જ નિરૂપણ જારી છે. ગંડની પાંડુતા 'તન્વી' પદ સાર્થક કરે છે. સ્વભાવોક્તિ અલંકાર છે. વૃત્ત રથોદ્ધતા છે, તેનું લક્ષણ પૂર્વે અપાઈ ગયું છે.

શ્લોક ૨૧. દયાની વૃત્તિ ઊપજાવી વિરહિણીને ઊગારી લેવાની અહીં કોમળ પ્રાર્થના છે. વિરહિણીને વિરહસાગરમાંથી તારી નાવ નામ સાર્થક કરવા પ્રોત્સાહન આપવાનો ઉદ્દેશ 'નાવ' શબ્દે સંબોધવામાં સમાયો છે. 'ગુણ' શબ્દમાં રહેલો શ્લેષ સ્પષ્ટ છે. રૂપક, પરિકરાંકુર આદિ અલંકાર છે. વૃત્ત રથોદ્ધતા જ છે.

વસન્તતિલકા

એ દીન વાણ્યોં વિરહે વિધુરી પ્રિયાની,
મેઘે રસાર્દ્ર હૃદયે પિયુને પ્રિયાની;
વેગે જઈ કહ્યોં; લઈ ઉર તે સુરીતે,
નાથે ઊગારીં અર્ધોરી લીધ ધાઈ પ્રીતે. ૨૨

આ અંજળીથકીં તૃષાતુર[1] હું રતિજ્ઞા,
કાંતાતણા શપથથી જ લઉં પ્રતિજ્ઞા;
હાયે રજે ઝમકની ઝમકે ઠરૂં હું,
તે ઘેર નીર ઘટકર્પરથી ભરું હું. ૨૩

---

૧ રસાતુર

શ્લોક ૨૨. રસાર્દ્ર હૃદયવાળો મેઘ સંદેશો પતિને પહોંચાડે છે, ને એ તુરત ચાલી નીકળી અનાથ દશામાં પડેલી નાયિકાને મરણાંત વિરહદુઃખમાંથી આવીને ઊગારી લેઇ નાથ નામ સાર્થક કરે છે. રસાર્દ્ર અને નાથ પદ સાભિપ્રાય છે. આવેગ નામે સંચારી ભાવનું સૂચન છે. પરિકરાંકુર, પરિકર આદિ અલંકાર છે. વૃત્ત વસંતતિલકા છે, તેનું લક્ષણ પૂર્વે આપ્યું છે.

શ્લોક ૨૩. શૃંગાર રસના કાવ્યને છાજે એવી પ્રતિજ્ઞાથી યમકકુશલ શૃંગારી કવિ હવે કાવ્ય સમાપ્ત કરે છે. અહીં ગર્વ નામે સંચારી ભાવ સ્ફુરે છે. પરિકર આદિ અલંકાર છે. વૃત્ત વસંતતિલકા જ છે.

# અનુપૂર્તિ

આ કાવ્યમાં જે ત્રેવીસ છંદો આપણે જોઈયે છિયે, તેમાંથી છેલ્લા બે બાદ કરતાં બાકીના એકવીસના વર્ણનપરત્વે ત્રણ વિભાગ થઈ શકે છે. પ્રથમના છ તે વર્ષાના વર્ણનના છે; પછીના છ માં વર્ષાના આગમનથી વિરહિણી નાયિકાના હૃદયમાં ઉદ્દીપ્ત થયેલા ભાવોનું સૂચન છે, અને છેલ્લા નવ તે સંદેશકથનના છે.

વર્ષાના વર્ણનને જ તપાસિયે, તો ઉદ્દીપન પૂરનાર નવીન આવિર્ભાવરૂપે વાદળાનું ઘૂમરાવું, વૃષ્ટિનું રેલાવું, ઘનદળનું ઘૂમવું, જળનો દડૂડાટ, ગર્જનાનો હડૂડાટ, અને વીજળીના ઝબૂકા જણાય છે: અને તેના ફળરૂપે વિરહી સ્ત્રીપુરુષોનાં હૃદયોનું દલન, રવિચંદ્રનું તિરોધાન, તારાઓનું નાસવું, શ્રીહરિનાં નયનનો મીંચાટ, હંસોનું ઊચાળે નીકળવું, કાન્તના ટેકનો પરિત્યાગ, પથિકના ઉર વિષે અધીરાઇ, તન્વી સ્ત્રીને વિરહમાં પ્રાપ્ત થતો કામજ્વર, એ દેખાય છે.

નાયિકાની ઉદ્દીપનકથામાં જોઈ શકાય છે, કે અંધકારની ધૃષ્ટતામાં અને મેઘની મુસળધાર વૃષ્ટિમાં સાથે જ ચાપ પર શર ચડાવતો મદન દૃષ્ટિગોચર થાય છે; અને એવે વખતે બહારની સૃષ્ટિ સાથે સરખાવતાં મ્હોલે મ્હોડે પોતાનું અનાથપણું જ પોતાને રોવાનું રહે છે. કદંબ ફટાફટ ફૂટે છે અને ધીરજ છૂટી જાય છે. કુટજો ઉલ્લાસમાં પ્રકાશે છે અને વિપત્તિ દુઃસહ થઈ પડે છે. નવી અને તાજી ફૂલોની કૂંળી કૂંળી કળીઓ જીવિત ધારણ કરે છે અને હૃદયમાં ખટકો વધે છે. અર્ધી બીડાયલી અને અર્ધી ઉઘડેલી જૂઈની કળી રસની તૃષાને વધારતો ભમરો ચૂમી રહ્યો છે, અને પ્રફુલ્લ જુવાનીમાં પોતે અનુપભુક્ત છે. સ્થિતિ આવી છે અને લાલસા એવી છે જે વર્ષાનો સમય—જે આટલો દુઃસહ થઈ પડયો છે, તેના પૂર્ણ પ્રભાવની વચ્ચે પિયુના સ્કંધ પર બાહુલતા ટેકાવી કુતૂહળને પૂરેપૂરો અવકાશ આપી પૂર્ણ આનંદથી મેઘધનુષના રંગો ગણવા.

આમ છે એટલે કહેવાનું પણ એ જ રહે છે, કે 'હે મેઘ! તું જઈને એ કઠોર હૃદયના પિયુને કહે જે તારી ઈચ્છા શી છે? ચાહે તો પ્રવાસને ધારી રાખ, અને ચાહે તો તું જેને વ્હાલી કહે છે તેના જીવિતને ધારી રાખ, બેમાં એકને–ચાહે તેને–સ્વીકાર. બંને સાથે ધારી શકાશે નહિ.' એ સ્થિતિમાં સ્વાભાવિક આચરણીય શું હોવું જોઈયે, તે દૃષ્ટાંતથી બતાવે છે. પદ્મિનીને સ્મરીને જ હંસ આવા સમયમાં માનસ ભણી વળે છે, અને ચાતકી પિયુ પિયુ આરડે છે, તેથી વિજોગણીને ઝૂરી ઝૂરી રડવાનું રહે છે. ભૂમિના, કળાધરના અને મોરના દૃષ્ટાંતથી પણ સમજાવે છે, કે આવા સમય તે આનંદના અને ઉત્સવના અને ગાનતાનના છે.

સ્ત્રીનો ખરો આધાર તો તેનો સ્વામી જ છે, તેના વિયોગમાં સ્ત્રી અનાથ–નિરાધાર રહે છે. એવી નિરાધાર સ્થિતિમાં વિરહના તાપે તાપતી અને અનુકંપાને ન સમજનારી પ્રકૃતિની વચ્ચે મૂકાયલી અબળાની શી સ્થિતિ થાય છે, તે બતાવવા વનોના કેવડા, નવી નવી મંજરી, કુમળી કુમળી પુષ્પકળી, ફૂલતાં કુટજનાં ઉપવનો, નવજોબનમાં ધસતી નદી, એ સઘળું પિયુની નજર આગળ મૂકવા (નાયિકા) મેઘને કહે છે. તે સઘળા ઉપરાંત અત્યારે થયેલી પોતાની સ્થિતિ મેઘને દૃષ્ટિગોચર થાય છે તે (એટલે કે) છૂટી વિખરેલી વેણી, સંસ્કારના વિરહથી લૂખી લટો, પીળા પડી ગયેલા ગંડસ્થળ, ક્ષીણતાને પામેલી દેહલતા, દીનતાને પામેલી કાંતિ, કામની પરિપૂર્ણ પીડા પાસે છેક હારી ગયેલી બળ વિનાની સ્થિતિ, પિયુની નજર આગળ મૂકવાનું કહે છે; અને ખરી સ્ત્રીના જીવિતનો આધાર જે પિયુના ગુણોનું સ્મરણ, તે સ્મૃતિમાં આપવાનું સૂચવે છે.[1]

૧૯૦૨ ]

---

૧ સંવત ૧૯૫૬ ના ફાગણ–ચૈત્રના "ચંદ્ર"માં જટિલ ઉપનામધારી પરલોકવાસી રા. જીવનરામ લક્ષ્મીરામ દવેએ આપેલા વિવેચનમાંથી આ ઉતારો કર્યો છે.

# ભરતભૂમિ

"શું તે જ ભરતભૂમિ આ એ, (૨)
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ!
શું તે જ ભરતભૂમિ આ એ?
હા તે જ આર્યભૂમિ આ એ,
તે બ્રહ્મવેદી આ એ; } (૨)
વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ વળી ભરદ્વાજ
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે હળહળે સદાએ
તે તે જ ભરતભૂમિ આ એ.
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે બ્રહ્મવેદી તે આ એ.
તે બ્રહ્મવેદી તે આ એ."
"શું તે જ ભરતભૂમિ આ એ. (૨)
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ?
હા તે જ પુણ્ય ભૂમિ આ એ,
તે તપોવન જ તે આ એ. } (૨)
વેદવ્યાસ, પતંજલિ, પાણિનિ, કણાદ, ગૌતમ, ગર્ગ, જૈમિનિ,
કપિલ, વાલ્મિકી, પરાશરાદિની
પ્રૌઢી વાણી જ્યાં હજીયે ઉત્સુક કર્ણે નિત્ય પિવાયે,
તે તે જ ભરતભૂમિ આ એ.
વર્ચસ્વી ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ
તે તપોવન જ તે આ એ."
"શું તે જ ભરતભૂમિ આ એ, (૨)
સરસ્વતીની લાડલી સખીનું તે પુણ્ય ભવન તે આ એ

શું તે જ ભરતભૂમિ આ એ?
હા તે જ ભવ્ય ભૂમિ આ એ
તે પુણ્ય ભવન તે આ એ." (૨)
"શું તે જ ભરતભૂમિ આ એ, (૨)
સત્કીર્તિ રસિક વીરવર્યની તે વીરક્ષેત્ર તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ? (૨)
હા તેવી જ તે જ ભૂમિ આ એ.
તે વીરક્ષેત્ર તે આ એ." (૨)
ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ, અભિમન્યુ, અર્જુને,
શકારિ વિક્રમ, સિંહરાજ ને સમરસિંહ, ચહુઆણ તાજ તે
પૃથુ, જયમલ, પ્રતાપ આદિને
નામે અમર ઊછળે ઉર જ્યાં આર્યતણાં ઉત્સાહે,
તે તે જ ભરતભૂમિ આ એ.
સત્કીર્તિ રસિક વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આ એ.
તે વીરક્ષેત્ર તે આ એ.
શું તે જ ભરતભૂમિ આ એ? (૨)
અમર કવિવર નૈસર્ગિક તે યશઃસત્ર તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ!
હા તે જ દિવ્ય ભૂમિ આ એ,
તે યશઃસત્ર તે આ એ. (૨)
કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ, ભવભૂતિ, ભારવિ,
ભાસ, મેંડ, શૂદ્રક, બિલ્હણ, વળી શ્રીજયદેવ, શ્રીહર્ષ, માઘકવિ,
જગન્નાથ સુર-ચંદ્ર ચંદ, રવિ, પ્રેમી પ્રેમાનંદ આદિ કવિ.
પરમપ્રસાદી રસામૃતની જહીં આ કંઠ કાન્ત પાયે,

તે તે જ ભરતભૂમિ આ એ.
અમર કવિવરનું નૈસર્ગિક તે યશઃસત્ર તે આ એ.
તે યશઃસત્ર તે આ એ;
હા તે જ ભરતભૂમિ આ એ. (૨)
ભૂમંડળમંડન જનનંદન અમ આર્ય માત તે આ એ,

હા તે જ ભરતભૂમિ આએ.
તે તે જ ધન્ય ભૂમિ આ એ, }
અમ માન્ય માત તે આ એ. } (૨)

ચરણ પખાળે જલધિ પ્રીતથી, ષડ્ઋતુ પૂજે પત્ર પુષ્પથી,
ભાનુ કરે ત્રયકાળ આરતી, વાયે ચમર સમીર સુરીતથી,

સુભગ સરિત શુચિ લલિત લાસ્યથી
મૃદુ, મર્મર કલરવ-વિલાસથી,
સુ જશ દીસે દિશદિશ પ્રકાશતી,
પ્રેમ તણા ઉપહાર અર્પી વળી જયજય જન ગાયે,
તે તે જ ભરતભૂમિ આ એ,
ભૂમંડળમંડન જનનંદન અમ આર્યમાત તે આ એ,
તે આર્ય માત અમ આ એ.

[ દેશભક્તિનાં કાવ્યો, ૧૯૦૫

# ઉમંગી સિપાઈ

રંગીલા ઉમંગી સિપાઈ, નાનડિયા અમે આ ભાઈ;
પડઘમ ઠમકતાં અમ, લોક, જોવા મળે થોકેથોક.
માપી માપી ચાલી ચાલ, આપી આપી પાયે તાલ,
બણુગાં ફૂંકિયે ભલી ભાત, તૂ તૂ તૂ શૂરથી સુર સાથ.
રંગીલા ઉમંગી સિપાઈ, શૂરા સૌ અમે આ ભાઈ;
ફરરરર વાવટા ફરકેય, ઊછળે હૈયું હરખેય.
લટકાળી જ ભભકભેર, કમરે ચળકતી સમશેર;
તે ચમકાવિયે આ વાર, લડવાને અમે તૈયાર.
રંગીલા ઉમંગી સિપાઈ, સાચા સૌ અમે આ ભાઈ;
તાકી ચોટ બંદુક ચટ્ટ, ફોડી એ ફડાફડ ફટ્ટ,
જશના ચાંદ રૂડી રીત, મેળવિયે અમે કરી જીત;
ને વસિયે સદા સુખ માંહી, રંગીલા ઉમંગી સિપાઈ.

[ છપાયું: મધુબિન્દુ, ૧૯૧૫ ]

# પોલકાની પચીસી

અહો સોહામણાં શાં પોલકાં!
મનમોહન ને અમોલકાં જી રે! ટેક

કાંચળી સાપણુની કાંચળી જ કહિયે,
બાંધવી બડી બેડોળ કાં જી રે? અહો૦ ૧

ચોળો ભલો, પણ ચોળી ભલી નહિ;
હીણી એ હઇયા હોળ કાં જી રે! અહો૦ ૨

બલિહારી બ્લાઉઝની બોલિયે;
    કમ કમખો, ન એની ઓળમાં જી રે. અહો૦ ૩
માગી માગીને જાનકીએ માગી
    મૃગલાની ખાલની ખોલ કાં જી રે? અહો૦ ૪
ઘેલી ગોવાલણી, ઘેલા ગોપાળે
    પ્હેર્યાં, હર્યાં ચીર ચોળ કાં જી રે! અહો૦ ૫
અપ્સરાએ બુદ્ધની બુદ્ધિ ભમાવવા
    પોલકાં ભૂલી સજ્યાં સોળ[1] કાં જી રે? અહો૦ ૬
શાનૂં શામળશાહે સોહવ્યૂં મોસાળૂં?
    પ્હેરાવ્યાં તો નહિ પોલકાં જી રે. અહો૦ ૭
જાદર કાંચળીની જાળને શૂં જોઇને
    પરણ્યાની રીત ભણે ભોળકાં જી રે? અહો૦ ૮
પ્લેટ અને કટ કેરી ચટક મટકમાં
    સમજે ન ખોલકાં ગોલકાં જી રે. અહો૦ ૯
રંગીલી રીબણ ને લેસ લટકાળી;
    તાઇની તોઈ તે તોલ ક્યાં જી રે? અહો૦ ૧૦
મોળિયાંનાં ઓળિયાં ખોળિયાંએ ખડકે,
    માછિયાં કાછિયાં કોળકાં જી રે. અહો૦ ૧૧
કાયાએ કપડાંનાં તાપડાં ન જોઇયે;
    સોહિયે ફૂલફૂલાં પોલકાં જી રે. અહો૦ ૧૨
મસ્તકે દામણી ને ટીલડી ન જોઇયે;
    સોહિયે ઝુલતાં જુલફાં જી રે. અહો૦ ૧૩
કાને અકોટીનાં કાટલાં ન જોઇયે,
    સોહિયે એરિંગનાં લોલકાં જી રે. અહો૦ ૧૪

---

૧ સ્ત્રીના સોળ શણગાર

હાથે ચૂડેલની ચૂડીઓ ન જોઇયે;
સોહિયે બાંગડીનાં જોડકાં જી રે. અહો૦ ૧૫
પાયે સળકતાં સાંકળાં ન જોઇયે;
સોહિયે બૂટ ઘૂંટી મોડતાં જી રે. અહો૦ ૧૬
પોલકાંના ફૂલકા ફૂલે ને ફૂલાવે;
કંચુવા વરવા રોળકાં જી રે? અહો૦ ૧૭
નેકલેસ–ના મણુા; ઝૂમણાં,–લજામણાં;
સરખાવો ગોળ ખોળ કાં જી રે? અહો૦ ૧૮
'કાપડાં તો બાપડાં; પોલકાં અમોલડાં';
ધીગાં વજાવ્યાં ઘટે ઢોલકાં જી રે. અહો૦ ૧૯
હરિ નારી થઇ નાચ્યા [1]અમીના;
ઊભરા જ કાજ અતોલ આ જી રે. અહો૦ ૨૦
તરુણીને તન વસી પુરુષ પુરાણ એ
પોલકાં સજે છે; અમે ઓળખ્યા જી રે. અહો૦ ૨૧
બાયડીને બાનુ બનાવી બઢાવે;
બૂટ ઊંચી એડીનાં ને એ વકયાં જી રે. અહો૦ ૨૨
અખંડ સોહાગ આપનાર આ સમામાં
બે જ, પાઉડર અને પોલકાં જી રે. અહો૦ ૨૩
હઇયાનો હાર એ; શણગાર સાર એ–
ધોળે અવર શાં ધોળકાં જી રે? અહો૦ ૨૪
પોલકાનું રાજ્ય છે. આજ ગાજવાજ છે;
ગાઇયે જયો! જીવો પોલકાં! જી રે. અહો૦ ૨૫

[ છપાયું: સુંદરીસુબોધ; પાછળથી બુદ્ધિપ્રકાશ, ૧૯૨૯ ]

૧ સમુદ્રમંથનના પ્રસંગે નિકળેલું અમૃત.

### શ્રીકંઠ ભવભૂતિકૃત ઉત્તરરામચરિતમાંથી

# ચિત્રદર્શન

( રામ સીતા બેઠાં છે ને લક્ષ્મણ પ્રવેશ કરે છે. )

**લક્ષ્મણ**—( રામ પ્રતિ ) જય જય આર્ય. ( સીતા પ્રતિ ) નિહાળિએ[1] આર્યા. આ પાસેની વીથિકા;[2] એમાં મારા બતાવ્યા પ્રમાણે પેલા ચિતારાએ આર્યનું ચરિત્ર ચિતર્યું છે.

**રામ**—ઉદ્વેગમાં[3] દેવીને વિનોદ ઉપજાવવાનું વત્સ ! તને ઠીક આવડે છે. વારું, એમાં ક્યાંસુધીની વિગત આવે છે?

**લક્ષ્મણ**—આર્યાને અગ્નિમાંથી નીકળી શુદ્ધ થવાની આર્યે આજ્ઞા કરી હતી ત્યાંસુધી.

**રામ**—તોબા તોબા !

---

૧ લક્ષ્મણની ઉક્તિનો અંશ आर्य तेन चित्रकरेण...आर्यस्य चरितमभिलिखितं तत् पश्यतु आर्यः। એવો રામને સંબોધીને કહેલો મળી આવે છે; પરંતુ પછીની રામની ઉક્તિ વિચારતાં સ્પષ્ટ સમજાય છે કે સીતાના વિનોદ અર્થે લક્ષ્મણે ચિત્રદર્શનની યોજના રામની સલાહથી નહિ પણ પોતાના મનના ઉઠાવથી કરી હતી. ચિત્ર બતાવતાં પણ હરવખત લક્ષ્મણ સીતાને જ સંબોધે છે. ચિત્રદર્શનની સમાપ્તિએ પણ તન્નિમિત્ત લક્ષ્મણનું બોલવું સીતા પ્રત્યે જ થાય છે. એ બધી વાત લક્ષમાં લેઈ ચિત્રદર્શનની આરંભની ઉક્તિ સીતાને ઉદ્દેશીને છે એમ સમજી आर्ये तेन......पश्यतु आर्या। એવો પાઠ સ્વીકારી ભાષાંતર કર્યું છે. ૨ ચિત્રની ઓળવાળો ભીંતનો કોઠો. ૩ બેચેની.

અનુષ્ટુભ

આપ પાવન જે, તેને અન્ય પાવનકારી શાં!
ન પાવક[4] કંઈ હોયે વહ્નિ[5] ને તીર્થ વારિનાં. ૧૩

ક્ષમા કરજે દેવી! યજ્ઞની પવિત્ર વેદીમાંથી પ્રગટનારને આ જન્મારાની કહેણી રહી! અફસોસ!

વસંતતિલકા

સંતોષવો લોક જશ જાળવવો છતે જે;
મેં ભાખ્યું ભૂંડું તુજને અયિ! ના ઘટે તે.
શીશે સુવાસી ફૂલડું ધરવું જ હોયે;
ના મુસળે કચરવું–પૉલવું પગોએ. ૧૪

**સીતા**—ચાલો ચાલો આર્યપુત્ર! તમારું ચરિત્ર જોઈએ. (બંને ઉઠે છે ને વીથી ભણી જાય છે.)

**લક્ષ્મણ**—આ મેં કહી હતી તે ચિત્રની ઓળ.

**સીતા**—(ધારીને જોતાં) અહો! કોણ આ અંતરિક્ષમાં રહી ટોળે મળી હાથ જોડી આર્યપુત્રની સ્તુતિ કરી રહ્યાં છે?

**લક્ષ્મણ**—એ તો તાડકાના વધપ્રસંગે પ્રસન્ન થઈ વિશ્વના મિત્ર વિશ્વામિત્રે આર્યને રહસ્ય[6] સાથે

---

૪ પવિત્ર કરનાર. ૫ અગ્નિ. ૬ અસ્ત્રસિદ્ધિના મંત્ર વગેરે ગુપ્ત બાબત. અહિં સદ્દગત પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની પ્રત ૧, ૩, ૪ નો પાઠ सरहस्यानि जृम्भकास्त्राणि यानि છે અને પ્રત ૨ નો सरहस्यानि जृम्भकानि यानि છે અને એ બંને ભૂલ ભરેલ છે. ચિત્રનો વિષય અસ્ત્રદેવતા છે, અસ્ત્રવિદ્યાનો રહસ્યભાગ નથી. રહસ્ય તો ઉપદેશી શકાય, આપી શકાય, ચિતરી શકાય નહિ. આ કારણથી અનુક્રમ બદલી जृम्भकास्त्राणि यानि सरहस्यानि એવો પાઠ લીધો છે.

સમર્પેલાં [૭]જૃંભકાસ્ત્ર છે; જે મહર્ષિ કૌશિકે ભગવાન કૃશાશ્વને સેવી મેળવ્યાં હતાં.

**રામ**—દેવી! અસ્ત્રદેવતાને વંદન કર.

ઇંદ્રવજ્રા

પૂર્વે પુરાણા ગુરુ બ્રહ્મ[૮] કાજે,
બ્રહ્માદિ લાખો વરસો તપ્યા જે;
આ તેમને આત્મતપઃસ્વરૂપ[૯]
અસ્ત્રો સ્ફુર્યાં[૧૦] અદ્દ્ભુત દિવ્યરૂપ. ૧૫

**સીતા**—નમોનમઃ અસ્ત્રદેવતાને.

**રામ**—એ હવે તારાં સંતાનને સ્ફુરશે.

**સીતા**—કૃપા.

**લક્ષ્મણ**—આ મિથિલાના વૃત્તાંતનું ચિત્ર.

**સીતા**—અહો! આ તો આર્યપુત્ર અનાયાસે શંકર ભગવાનનું ધનુષ તોડે છે! માથે શિખા છે, તેણે એમનું મુખારવિંદ કેવું મનોહર લાગે છે! એમનું શરીર ભર્યું ને સુવાળું હોઈ કેવું દેદીપ્યમાન છે! પ્રફુલ્લ નૂતન નીલ કમળના સરખી તો એમની કાંતિ છે! એમની એ સુંદર મોહક મૂર્તિ તાતજી વિસ્મય પામતા એકી ટશે ને ટશે નિહાળી રહ્યા છે.

**લક્ષ્મણ**—આર્ય! જુઓ.

---

૭ બગાસું આણી ઉંઘના ધારણમાં ઘેરી લેનાર અસ્ત્ર. ૮ વેદના સંરક્ષણ માટે, અસુરો વેદ હરી ન જાય એટલા માટે. ૯ પોતાના તપરૂપ, તપોમય, તપનાં જ બનેલાં. ૧૦ સિદ્ધ થયાં.

અનુષ્ટુભ

પુરોહિત શતાનંદ સમેત તમ તાત આ,
અર્ચે છે શ્રીવસિષ્ઠાદિ સંબંધીને વિવાહના. ૧૬

**રામ**—સાચે જ! જોવા જેવું છે.

અનુષ્ટુભ

જનકોને રઘુઓનો રૂડો સંબંધ એહ આ,[૧૧]
કન્યા દેનાર લેનારે ઋષિ કૌશિક[૧૨] જેહમાં! ૧૭

**સીતા**—અહો! આ તમને ચારે ભાઈઓને તત્ક્ષણ[૧૩] ગોદાન મંગળ કરી વિવાહદીક્ષા લીધેલા જોઉં છું, ને જાણે એ જ સ્થળે છું ને એ જ મુહૂર્તે વર્તે છે એમ મને થાય છે!

**રામ**—અહો હું પણ

મંજુભાષિણી

ઉર જાણું આજ વરતે સુલગ્ન તે,
જવ ગૌતમે[૧૪] ઘટિત[૧૫] યુક્ત કંકણે,
તવ પાણિ[૧૬] ઉત્સવ સમાન પામીને,
પ્રમદે! પ્રમોદ[૧૭] પ્રસર્યો રૂંવે રૂંવે! ૧૮

---

૧૧ નવું, તાજું. ૧૨ વિશ્વામિત્ર. ૧૩ મંગલાર્થે ગાયોનું દાન જુઓ. रामायण १८७४। २७–३०॥ पुत्राणां प्रियपुत्रः स चक्रे गोदानमुत्तमम्। गवां शतसहस्रं च ब्राह्मणेभ्यो नरेश्वरः॥ एकैकशो ददौ पुत्रानुद्दिशंस्तान् पृथक पृथक्। पयस्विनीनां हि गवां सवत्सानां सुवर्चसाम्॥ ददौ शतसहस्राणि चत्वारि रघुनंदनः। ततस्तैः कृतगोदानैर्वृतः पुत्रैर्महीपतिः॥ लोकपालैरिव बभौ वृतः साक्षात् प्रजापतिः। ૧૪ ગૌતમ ઋષિનો પુત્ર શતાનંદ; જે જનકરાજાનો પુરોહિત હતો. ૧૫ હાથેવાળો મેળવેલો. ૧૬ હાથ. ૧૭ આનંદ.

**લક્ષ્મણ**—આ આર્યા પોતે; આ આર્યા માંડવી; અને પેલાં વહુવર શ્રુતકીર્તિ.

**સીતા**—વત્સ ! આ જે રહ્યાં, તે કોણ વારું ?

**લક્ષ્મણ**—(શરમાઇ જઇ મ્હોં મલકાવતો આડું જોઇ) હં, આર્યા ઊર્મિલા વિશે પૂછે છે. પણ કંઈ નહિ, હં વાત ઊડાવું છું તો.

(પ્રગટ) આર્યા ! આમ જુઓ આમ. આ જોવા જેવું છે. પેલા[18] ભગવાન પરશુરામ—

---

૧૮ અહિં મૂળમાં પ્રથમ લક્ષ્મણની अयं च भगवान् भार्गवः ।, પછી સીતાની भीदस्मि । તે પછી રામની ऋषे नमस्ते ।, ત્યાર પછી લક્ષ્મણની आर्ये पश्य अयमसावार्येण ને છેવટે अर्वाक्‌ साक्षेपम् એવી સૂચના સાથે રામની अयि बहुतरं द्रष्टव्यमस्ति । अन्यतो दर्शय । ઉક્તિ છે. હવે વસ્તુસ્થિતિ વિચારિયે, તો લક્ષ્મણ સીતાને રામના હાથે પરશુરામના પરાભવનું ચિત્ર બતાવવા જાય છે, તે સીતાજીના ઊર્મિલા સંબંધી પ્રશ્નની વાત ઊડાવવાને માટે જ છે. પરંતુ સીતા પરશુરામના નામથી જ કંપે છે, અને ભયના થરથરાટમાં વિનોદનો પ્રશ્ન વિસરી જાય છે. આ રીતે રસાંતરના સફળ પ્રસરને લીધે પરશુરામના પરાભવના પ્રસંગની વિગત આપવાની જરૂર રહેતી નથી; એટલે કવિ તે વાત યુક્તિથી પડતી મૂકે છે. 'સીતાને ભય ઉપજાવનારું ચિત્ર બતાવીને શું કામ છે ?' એમ ઉપરથી જણાવતાં પણ અંદરખાને મહાનુભાવ પરશુરામના અધિક્ષેપની અને પોતાના ઉત્કર્ષની કથનીથી અંતરમાં સંકોચાતા રામ બીજાં અનેક રમણીય ચિત્ર સીતાને બતાવવાનું લક્ષ્મણને કહે છે અને પરશુરામનો પ્રસંગ એ રીતે ચૂકાવી દે છે. તત્ત્વદૃષ્ટિએ આમ હોવાથી રામની ऋषे नमस्ते । એ ઉક્તિ જે પંડિત ઈશ્વરચંદ્રની પ્રત ૨ માં છે જ નહિ, તે તો કેવળ અપ્રસક્ત જ બને છે; અને બીજી ઉક્તિઓમાં च તથા आर्ये पश्य पश्य

**સીતા**—ઓ રે ! મારું હૃદય ધડક ધડક કંપે છે !

**લક્ષ્મણ**—આર્યે-

**રામ**—( વચમાં બોલી ઉઠી ) વત્સ ! બહુ બહુ જોવાનું છે ને પણે. જો બતાવ તે.

**સીતા**—( સ્નેહ અને આદરની દૃષ્ટિથી ) આર્યપુત્રનો વિનય અવધિ છે–ધન્ય છે–એ જ આર્યપુત્રનું ભૂષણ છે.

**લક્ષ્મણ**—આ આપણે અયોધ્યા આવ્યા–

**રામ**—( સજળ નેત્રે ) સાંભરે છે–આહા–સાંભરે છે મને સૌ !

અનુષ્ટુભ

નવા પરણ્યાં આવીને પિતુશ્રી શિર ગાજતાં,
આપણા દિન માજીની છાયામાં સુખમાં જતા. ૧૯

અને જાનકી પણ

હરિણી

નવી કળી સમી રૂડી ઊંડેરી દાઢ વડે અને
ફૂલ શી ખીલતી દંતૂડીએ મનોહર આનને[1]

---

अय मसौ એ અંશો નિરર્થક નિવડે છે. આવી સમજથી પ્રથમ લક્ષ્મણની अयं भगवान् भार्गवः–, પછી સીતાની भीदह्मि ।, અને તે પછી લાગલી લક્ષ્મણની–आर्येण ।, ને છેવટે अर्धोक्ते साक्षेपम् એવી સૂચના સાથે રામની अयि बहुतरं द्रष्टव्यमस्त्यन्यतः दर्शय । ઉક્તિ વાંચી ભાષાંતર કર્યું છે. લક્ષ્મણ કહેવા જતો હતો કે 'પેલા ભગવાન્ પરશુરામ આર્યે હરાવ્યા હતા તે; પરંતુ એ વચન સીતાના ભયકંપથી અને રામના વિનય વાક્યથી અધૂરું જ રહે છે.

[1] મ્હો.

સહજ[1] સલૂણાં અંગે જ્યોત્સ્ના[2] સમાન સુધામયે
ચકિત કરતી માજીશ્રીને વધુ વધુ વિસ્મયે ! ૨૦

**લક્ષ્મણ**—જુઓ અહિં પેલી મન્થરા–

**રામ**—( ઉત્તર દીધા વિના બીજા ચિત્ર ભણી વળી ) દેવી વૈદેહી !

અનુષ્ટુભ

આ જો તે ઇંગુદી વૃક્ષ શૃંગવેર સમીપ જ્યાં
નેહે ભીના નિષાદેશ[3] ગુહ આવી મળ્યા હતા. ૨૧

**લક્ષ્મણ**—( મ્હો મલકાવી સ્વગત ) હં, વચટ માજીનો વૃત્તાંત આર્ય કેવો ગાળી નાંખે છે !

**સીતા**—અહા ! આર્યપુત્રે જટા ધારણ કરી, તે પ્રસંગ ચિતર્યો છે આ !

**લક્ષ્મણ**—હા !

અનુષ્ટુભ

સમર્પી સુતને રાજ્ય વ્રત જે વનવાસનું
સાધતા રાઘવો[4] વૃદ્ધ તે બાલ્યે બંધુએ ગ્રહ્યું ! ૨૨

**સીતા**—અહો ! રાઘવોનાં કુળદેવી ! તમને નમસ્કાર. સગર રાજાના સોમા અશ્વમેધમાં તેના સાઠ હજાર પુત્રરૂપ અમારા પૂર્વજો.

હરિણી

ધસમસ ધસી ભેદી ભૂમિ તુરંગમ[5] શોધતાં
કુપિત કપિલે તેજે સ્વે[6] જે પ્રદગ્ધ[7] કર્યા હતા,

---

૧ આપોઆપ. ૨ ચંદ્રના જેવાં ઊજળાં ને અમૃતમય. ૩ નિષાદ નામે અનાર્ય જાતિનો મુખી. ૪ રઘુરાજાના વંશજો. ૫ ઘોડો ૬ પોતાના (સ્વ) તેજથી ૭ બાળીને ભસ્મ.

તમ જ જળથી ઉદ્ધાર્યો તે સુધીર ભગીરથે
તપ તર્યાં પૂરાં કાયા કેરાં ન કષ્ટ ગણી રજે. ૨૩

તે તમે મૈયા ભાગીરથી માજી અરુંધતીની પેઠે તમારી વહુવર સીતાનું શુભ ચિંતવતાં રહેશો.

**લક્ષ્મણ**—આ જુઓ ભરદ્વાજ મુનિએ કહેલો, ચિત્રકૂટ જવાના માર્ગમાં આવેલો શ્યામ વડ.

**સીતા**—આર્યપુત્રને યાદ છે કે આ સ્થળ?

**રામ**—અરે!

માલિની

શ્રમ થકી કરમાયાં નાળ[1] શાં સાવ વ્હીલાં
મુજ ઉર અરપી તું ઝૂજતાં અંગ ઢીલાં
બહુ બહુ પરિરંભે[2] ગાઢ[3] ચંપાઈ છાંયે
નહિં ગઈ હતી જંપી વ્હાલી, તે તે ભૂલાયે? ૨૪

**લક્ષ્મણ**—જુઓ આ વિંધ્યાટવીમાં પેસતાં વિરાધ ગળી જવા તત્પર થયો હતો તે.

**સીતા**—એનું નથી કામ. દક્ષિણના વનમાં પ્રવેશ કરતાં આર્યપુત્રે એક તાડપત્ર લેઈ મારે માથે છત્રછાયા કરી હતી તેનું પેલું ચિત્ર જણાય છે, તે જ હું તો મારે જોઈશ.

**રામ**—અહો પ્રિયે!

વસંતતિલકા

જો ઝાડ પ્હાડથી અહિં ઝરણાં ઝરે છે,
જ્યાં વાનપ્રસ્થ[4] તપ વૃક્ષ તળે કરે છે;

---

૧ કમળનો દાંડો ૨ આલિંગન ૩ અત્યંત, સજ્જડ ૪ વનમાં તપ કરવા જઈ રહેલા ત્રીજા આશ્રમના સંસારી.

ને વ્રીહિ મુષ્ટિથીં જ તુષ્ટ ગૃહસ્થ રે' છે,
વ્હાલા સદા અતિથિ જેહ તણે ઉરે છે. ૨૫

**લક્ષ્મણ**—આ જુઓ જનસ્થાન મધ્યે આવેલો પ્રસ્રવણ પર્વત. તેમાંથી ગુફાઓ ગહ્વરોને[1] ગજાવી મૂકતી ભગવતી ગોદાવરી વહે છે, જેના ઉભય તટે ખીચોખીચ ઊગેલી ઝાડીની લીલીછમ ઘટા બાઝી છે. એ પર્વત ઝરમર ઝરમર વરસ્યા કરતા મેઘને લીધે જુઓ બેવડો શ્યામ સોહે છે.

**રામ**—દેવી !

માલિની

હઠવઠ કરતો'તો વત્સ સૌમિત્રિ,[2] તેણે
સુખથીં દિન જતા ત્યાં આપણા સાંભરે ને !
વિમળ જળની આવે યાદ ગોદાવરી કે ?
તટ પર ફરતાં ત્યાં આપણે; છે ઉરે તે ? ૨૬

વળી અહિં

સજડ ભુજ અકેકે—સોડમાંહિ ભરાઈ,
સુખથી મુખ અડાડી-સ્નેહ શું અંક લેઈ
ગુપચુપ ગગણંતાં અક્રમે[3] આપણી તે
રજનિ જ રજની શી વીતતી સાંભરે કે ? ૨૭

**લક્ષ્મણ**—આ પંચવટી, ને આ આવી શૂર્પણખા.

**સીતા**—હાય હાય ! આર્યપુત્રનાં દર્શન હવે દુર્લભ થવાનાં !

---

૧ ખોહ, ખીણ. ૨ સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ ૩ સંબંધ (ક્રમ) વગર.

**રામ**—અરે વિરહવ્યાકુળી ![1] ચિત્ર છે આ.

**સીતા**—ફાવે તેમ હો, ભૂંડું ભૂંડાનો ભાવ ભજવ્યા વિના રહેતું નથી.

**રામ**—હહા ! જનસ્થાનમાં જ જાણે છિયે ને ગઈ ગુજરી સૌ અત્યારે જ અનુભવિયે છિયે એમ થાય છે.

**લક્ષ્મણ**—

શિખરિણી

હરી દુષ્ટે કૂડા કનકમૃગથી દેવનોં દશા
કરી જે, સાલે તે હજી હજીય ટાળ્યું ઋણ[2] છતાં !
રઘુશ્રીએ એવું કર્યું કરુણ કલ્પાંત તવ કે,
વદું શું ?-વીંધાયે કુલિશ[3] પણ, પ્હાણા પણ રુએ. ૨૮

**લક્ષ્મણ**—( રામ ભણી નિહાળી, લાગણીથી ) આર્ય, આ શું ?

શિખરિણી

ગરે નેત્રે આંસુ અવ ત્રુટિત[4] મુક્તાસર સમાં
વિખેરાતાં ઝીણા કણથી અથડાઈ અવનિમાં;
અને દૂમો દાબી હૃદય મહિં રાખેલ જ બળે,
જણાવી દેતી આ ટીંશી ઉભય નાસાનીય ફૂલે ! ૨૯

**રામ**—વત્સ,

---

૧ વિજોગની હોફથીજ ફડફડતી. ૨ વૈરનું દેવું. ૩ પત્થર, શિલાઓ. ૪ તૂટેલી મોતીની માળા.

પ્રહર્ષિણી

વ્હાલીના વિરહ તણો અસહ્ય ભારે
દુઃખાગ્નિ ઉર પ્રજ્વળંત વૈરભારે;
ભારેલો ભર્યો ઊબળંત મર્મ કેરા
ઘા પેઠે અવ ભભૂકી ઊઠી પૉડે આ. ૩૦

**સીતા**—અરે અરે ! મારા મનમાં પણ કંઈ કંઇ થઈ જાય છે, અને આર્યપુત્રના વિરહમાં અત્યારે જ ડૂબતી હોઉં એમ લાગે છે !

**લક્ષ્મણ**—( સ્વગત ) પ્રસંગ બદલી નાંખું ત્યારે. ( ચિત્ર તરફ ફરી, પ્રગટ ) આ જુઓ જુઓ ગત મન્વંતરના પુરાણા ગૃધ્રરાજ પરમમાન્ય તાત જટાયુના પરાક્રમનું ચિત્ર.

**સીતા**—અહો તાતજી ! તમારી વત્સલતાએ તો આડો આંક ! તમે મારે માટે જીવ આપ્યો.

**રામ**—અહો કશ્યપ ભગવાનના કુળદીપક પુત્ર ! અહો ગૃધ્ર જાતિમાં સર્વોપરિ ! અહો પરમ પાવન તીર્થરૂપ ! તમારા જેવા મહાનુભાવનાં ક્યાં થવાં !

**લક્ષ્મણ**—આ જનસ્થાનની બીજી સીમાએ જે દંડકારણ્યનો રળિયામણો ભાગ જણાય છે, તે ક્રૌંચવાન[1]

---

૧ મૂળમાં અહિં चित्रकुञ्जवान् પાઠ છે; પરંતુ रामायण ૩૯૬૯૯૫૮૮ માં આ ભાગનું નામ क्रौञ्चलय ( પાઠાંતર क्रौञ्चारण्य ) છે, તે જોતાં ઉત્તરરામચરિતનો અસલ પાઠ क्रौञ्चवान् અથવા તો चित्रः क्रौञ्चवान् હોવો જોઈએ. ક્રૌંચ એ બગલાની જાતનું પક્ષી છે. એને કચ્છમાં કુંઝ કહે છે. આવો જ પાઠનો ફેરફાર મહાવીરચરિતમાં પણ નજરે પડે છે. ત્યાં પાંચમા અંકમાં कुञ्जरवत्‌ને સ્થાને क्रौञ्चवत् સમજવાની જરૂર છે.

છે; જેમાં પેલો દનુકબંધ ચિતર્યો છે. આ જુઓ, ઋષ્યમૂક પર્વત છે, તેમાં પેલો મતંગ મુનિનો આશ્રમ છે. પેલી તાપસી શબરી તે શ્રમણા છે. આ પણે સરોવર દેખાય તે પંપા છે.

**સીતા**—હાં હાં આ પંપા સરોવર જોઈ, કહે છે કે–અંતરનો ઉગ્ર રોષ ક્યાં એ રહ્યો–ને આર્યપુત્ર એટલા વિહ્વૂળ ને ગળગળા બની ગયા, કે એમનાથી મોટેથી રોવાઈ ગયું.

**રામ**—દેવી ! આ સરોવરની શોભા અલૌકિક છે. એમાં

પ્રહર્ષિણી

પાંખો બે હિળવોં ઝૂલંત મલ્લિકાક્ષે[1]
ડોલે છે સરસિજ[2] દીર્ઘ દંડવાળાં;
તેનાથી ખરીં ફરીં આંસુ આવતામાં,
ભાળી મેં કુવલયપૂર્ણ[3] ભૂમિ ચક્ષે![4]' ૩૧

**લક્ષ્મણ**—જુઓ જુઓ આ આર્ય હનુમાન.

**સીતા**—અહો ભાગ્યવંત વત્સ મારુતિ ! જીવતરે[5] નિરંતરને માટે અકારુ થઈ પડ્યું હતું એવા અગાધ સમુદ્રમાંથી એણે મને ઉદ્ધારી હતી. એની હું ભારે આભારી છું.

**રામ**—ખરે જ.

---

૧ પગે ને ચાંચે ભૂરા રંગના હંસ. ૨ ધોળાં કમળ. ૩ ભૂરાં કમળ. ૪ આંખ. ૫ મૂળમાં **चिरणिव्विण्णजीअलोअसमुद्धरणगुरुओवआरी** પાઠ છે, તે ભૂલ ભરેલો છે. સીતાજી અહીં હનુમાને જગત ઉપર ઉપકાર કર્યા વિશે નથી કહેતાં, પણ અશોક વાડીમાં પોતે સહેવના

અનુષ્ટુભ

આપણે ને ત્રિભુવને છિયે આભારી એહના
વીર્યના ![1] હર્ખું ને નિર્ખું વીર મારુતિ તેહ આ ! ૩૨

**સીતા**—વત્સ ! જેને ફૂલોના ગુચ્છે ગુચ્છ બાઝયા છે એવાં કદમ્બોમાં કળા કરી મોરલિયા નાચી રહ્યા છે, તે આ પર્વત કયો વારું ? એમાં પેલા વૃક્ષ તળે આર્યપુત્ર ચિતર્યા છે. એમના મુખારવિંદ પર પ્રતાપની છાયા છવાયલી છે તે માફ; બાકી કાંતિ છેક શ્યામ પડી ગઇ છે. અરે એ તો [2]આ મૂર્છિત થઇ ગયા છે અને ચોધાર રડતા વત્સે એમને ઝાલી રાખ્યા છે.

**લક્ષ્મણ**—આર્યા !

---

શોકમાં બૂડી ગયાં હતાં તે સમયે રામના કુશળ સમાચાર કહી તેણે પોતાના ઉપર જે ભારે ઉપકાર કર્યો હતો તેને સ્મરે છે. રામચંદ્રજી, એ ઉપકાર સ્મરણના અનુસંધાનમાં કહે છે, કે તમે જ નહિ પણ હું—એટલે કે આપણે, તેમ જ ત્રણે ભુવને એમનાં આભારી છિયે. મને તમારી ભાળ કાઢી લાવી એણે આભારી કરેલ છે, ને વિશ્વમાં ત્રાસ વર્તાવતા કંઇક દાનવોનો ખોડો કાઢી ત્રણે લોકને આભારી કરેલ છે. આ અને એવાં બીજાં કારણોને લીધે जीअसोअ ( સંસ્કૃત जीवितशोक ) પાઠ ભ્રષ્ટ जीअलोअ ને સ્થાને યોજી ઉપર ભાષાંતર આપ્યું છે.

૧ વીરપણું, પરાક્રમ. ૨ મૂળમાં मुहुत्तं સમયવિશેષવાચક છે, તેને માટે સામાન્ય સમય માત્ર ન દર્શાવવા ભાષાંતરમાં ' આ ' વાપરેલ છે.

મંદાક્રાંતા

[1]અદ્રિ આ તે કુટજ [2]કુસુમે મ્હેકતો માલ્યવાન,
તેની ટોચે નવજળ ભર્યો આ ઠર્યો મેઘ મ્લાન.[3]

**રામ—**

હાં હાં બંધુ ! બસકર, વધુ સાંભળ્યું મેં ન જાયે,
વ્હાલી કેરો વિરહ વિસમો આવિયો એમ થાયે ! ૩૩

**લક્ષ્મણ**—અગાડી હવે આર્ય અને આદરપાત્ર વાનરો તથા રાક્ષસોનાં એક એકથી અધિક અસંખ્યાત અદ્‌ભુત પરાક્રમો ચિતર્યાં છે. પણ આર્યા થાકી ગયાં છે માટે મારી વિનંતિ છે કે હવે એ જોવાનું બંધ રાખિયે ને આર્યા વિશ્રામ લે.

[ છપાયું: સમાલોચક: ૧૯૦૯

૧ પર્વત. ૨ કડાનાં ફૂલ. ૩ કાળો.

# ઉત્તરરામચરિત

## અંક ૧

અનુષ્ટુભ

કળા બ્રહ્મતણી નિત્યસ્વરૂપા જે સરસ્વતી,
તે સ્ફુરો ઉર ! એ પૂર્વ ગુરુને વંદી વીનતી. ૧

વસીને વદને એને વશીને વશ વર્તતી
સેવે એ બ્રહ્મને નિત્યે સ્વયં દેવી સરસ્વતી. ૨

માજી અરુંધતી સંગે રાજમાતા જમાઈના
આશ્રમે છે ગયાં યજ્ઞે શ્રીવસિષ્ઠની છાયમાં. ૩

રાજા દશરથે, શાંતા કૂંવરી પ્રગટેલ, તે
દત્ત પુત્ર થવા દીધી અંકે અંગનરેશને. ૪

કંઇ એ કરિયે તેમાં કહેણી, કહેની, ન હોય શે ?
જન દુર્જન વાણી ને ~~સ્ત્રી~~ની શુદ્ધતા વિશે. ૫

દુષ્ટ રાક્ષસના વાસે મૈયા જાનકીજી રહ્યા
લંકાએ અગ્નિમાં શુદ્ધિ થઈ તેના અનિશ્ચયે;
સતીના સત સંબંધે આશંકા આણી અંતરે,
ભજવી ભાવ દે દોષ દેવીશ્રીને ય એ અરે ! ૬

વસંતતિલકા

આવેલ ધાઈ મળવા મિથિલેશ નેહે,
માણી મહોત્સવ સિધાવી ગયા વિદેહે.
તેની વ્યથા મિટવવા રઘુનાથ હાવે
દેવીનિવાસ ધરમાસન મૂકી આવે. ૭

અનુષ્ટુભ

કરે સ્થાપન જે શ્રૌત અગ્નિ કેરું, ગૃહસ્થ તે
ગમે ત્યાં લગી અન્યત્ર સ્વેચ્છાએ ન રહી શકે;
કેમકે નિત્યહોમાદિ કર્મ જે કરવાં કહ્યાં,
તે પડે ને નડે તેનાં પ્રાયશ્ચિત્ત મહા મહા. ૮

વસંતતિલકા

વત્સે! સમસ્ત જડ જંગમ ધારનારી
જે દેવી, છે જનની તે અવની જ તારી;
ને બ્રહ્મવાદ મંહિ આદ્ય જ જે વિદેહ
રાજા પ્રજાપતિ સમા, તવ તાત તેહ;
જેના અમે કુલગુરુ ત્યમ દેવ સૂર્ય,
તે રામભદ્ર વળી છે પતિ ભૂપવર્ય;
આશીશ શી જ તવ દેવી તને અનેરી?
તું હો પનોતી પ્રસૂતા સુત વીરકેરી! ૯

અનુષ્ટુભ

સાધુ સંસારના ભાવી હોય તેવું ભણે, તહીં
ઋષિ આદ્ય વદે તેવૂં ભાવી આવી મળે[1] સહી. ૧૦

ઉપજાતિ

રોકાયૂં યજ્ઞે પડયૂં છે અમારે;
નવા વયે છે નવૂં રાજ્ય તારે;
સંતોષી સૌને જશ વત્સ! લેજે;
સર્વસ્વ રાજાતણૂં એક એ છે. ૧૧

---

૧ આવે બની.

અનુષ્ટુભ

પ્રજા સંતોખવા સ્હેજે સુખ સ્નેહ દયા તથા
જાનકી એ તજી દેતાં ન રજે મુજને વ્યથા. ૧૨

રથોદ્ધતા

પર્સતાં કિરણુ ચંદ્રનાં ઝમે
ચંદ્રકાંત જળ, તે વિધે શ્રમે
સ્વેદબિંદુ ઝરતો ધરી પ્રિયે
બાહુ કંઠ જીવને જીવાડિયે! ૩૪

શિખરિણી

પ્રિયે! તારા સ્પર્શે વિકૃતિ નવલી–જાગૃતિ તણી,
મુદાની, નિદ્રાની, વિષની, મૂરછાની, મદતણી,
ન જાણું કેવી એ?–પ્રગટી જડ સૌ ઇંદ્રિય કરી,
હરે ને પૂરે છે અવ અજબ ચૈતન્ય, પસરી! ૩૫

વસંતતિલકા

તારાં મીઠાં વચન છે તન તર્પનારાં,
કાને અમી ઉર રસાયન અર્પનારાં;
સૌ ઇંદ્રિયે મધુર મોહ બહાવનારાં
ને જીવ ફૂલડું વ્હીલાયૂં ખીલાવનારાં! ૩૬

રથોદ્ધતા

જ્યાં તૂં જંપી જતી વ્હાલી! બાલ્ય ને
યૌવને, ભવનમાં અને વને;
આ સદાનૂં ઊસીસૂં જ પાણિ તે,
પર્સવા ન પરનારી પામી જે. ૩૭

શિખરિણી

અવાસે આ લક્ષ્મી; અમીનૂં નયને અંજન જ એ;
અને અંગે અંગે પરસફરસૂં ચંદન જ એ;
ધરેલો આ કંઠે કર શિશિર મોતીસર જ છે;
રુચે શૂં ના એનૂં રૂડૂં? અહહ ભૂંડો વિરહ છે! ૩૮

શાર્દૂલવિક્રીડિત

જેનો ના પલટાય રંગ સુખમાં ને દુઃખમાં સર્વદા,
રીઝી રીઝવવા જ સૌ સ્થિતિ વિશે જ્યાં ખંત ખીલે સદા,
ના પામે ઘટવા ઘટે ઘડપણે જેની રજે મિષ્ટતા;
આ જીવ્યૂં વિરલૂંજ, ધન્ય જીવ્યૂં આ, ઇષ્ટે જીવ્યૂં જીવ્યૂં આ!
જાયે આવરણો ટપી જહીં સઉ સંકોચ ને લાજનાં,
પ્રીતિના પરિપાકના અવધિનો ઉત્કર્ષ જામે જહાં,
ને જેણે કરી ઝાળ ઝાંઝી મંહિ એ હૈયૂં કરે સર્વથા,
આ જીવ્યૂં વિરલૂંજ, ધન્ય જીવ્યૂં આ, ઇષ્ટે જીવ્યું જીવ્યૂં આ! ૩૯

પ્રહર્ષિણી

દેવીને પરઘરવાસનૂં કલંક,
લાગેલૂં શમવ્યૂં ઉપાય અદ્ભુતે, તે
સંજોગે વિપરીત દૈવના દુરંત
આજે આ ઊબક્યૂં અલર્કવાત પેઠે. ૪૦

અનુષ્ટુભ

વ્રત સત્પુરુષો કેરૂં[1] પ્રજા રાખવી રાજી એ,
મને ને તજી પ્રાણોને પાળ્યૂં જેહ પિતાજીએ. ૪૧

---

૧ સત્પાર્થિવો કેરૂં.

શાલિની

રે’ણી રૂડી સૂર્યવંશી ક્ષિતીશે<br>
શોભાવી જે ભવ્ય વિશ્વે વરિષ્ઠે,<br>
મારે લીધે તેહને હાલ ડાઘ<br>
લાગે તો તો ધિક્ક હું હીનભાગ્ય ! ૪૨

અનુષ્ટુભ

અપાપી તું વડે લોકો, પાપી લોકોક્તિ તું પ્રતિ !<br>
સનાથ પૃથિવી તુંથી, તું અનાથ મરે સતી ! ૪૩

ઇંદ્રવજ્રા

ઇક્ષ્વાકુ કેરૂં ઘર ન્હાય સૌ એ<br>
રોપાયું ત્યાં દોષનૂં બીજ દૈવે !<br>
વૈદેહીની અદ્ભુત શુદ્ધિ જે, તે<br>
માને શીં રીતે જન સિદ્ધ છેટે ? ૪૪

રથોદ્ધતા

જાજવો જીવ રહ્યો ન વ્હાલથી<br>
પોષી તોષી વિધ એવી બાલ્યથી<br>
પાળી પોપટી શીં વ્હાલીને મિષે<br>
હું કસાઇ મૂકું મોતને મુખે ! ૪૫

અનુષ્ટુભ

દુઃખની શુદ્ધિ અર્થે જ દેહે શુદ્ધિ ટકી રહી !<br>
વીંધવા મર્મ હા પ્રાણો દૃઢવજ્ર બન્યા સહી ! ૪૬

એ પવિત્ર મહાત્માઓ; તેમનાં નામ લેઈને
આ પાતકી દુરાત્મા હું કરૂં દૂષિત એમને! ૪૭
મુજથી દૂર થા દેવી! હું હત્યારો ચંડાળ છું.
પ્રીછી ચંદન ગોઝારા કેરી આડે જોડાઇ તૂં! ૪૮

પ્રહર્ષિણી

વિશ્વાસે પડી ઉર રાંકડી ઊંઘે ને
ફફડે આ ભયથી ગરિષ્ઠ ગર્ભ, તેને
હત્યારો દઈ દઉં આ હું સાવજોનેઃ–
વ્હાલીને મુજ ગૃહલક્ષ્મી ભાખૂં જેને! ૪૯

અનુષ્ટુભ

દમે લવણ; વર્તાવે ત્રાસ; વ્હાર કરો તમેઃ
શરણે તમ કાલિંદીતીરના તપસી[1] અમે, ૫૦
એ પવિત્ર સુતા વેદી પવિત્રે પ્રસવી તમે.
મોંઘેરૂં પુણ્યધન એ રઘુ ને જનકોનૂં છે. ૫૧

---

## અંક ૩

વસંતતિલકા

તૂં ચંદની નયનની, અમીં અંગની તૂં,
હૈયાનૂં હીર તૂં જ, જીવની જીવની તૂં,
વ્હાલે ભર્યૂં વદી ભલી પ્રતિ એવૂં એવૂં
એના થઇ જ–અથવા વધુ શૂં જ કહેવૂં? ૨૭

---

૧ તાપસો.

# પંચરાત્ર

આરંભનો શ્લોક

ગગન સમુદ્ર ખેડનાર **શકુનીશરૂપી** નાવકેરા **કર્ણ**ધાર,
**દ્રોણ** મેઘના સમાન ભીને વાન ભગવાન **ભીમ** તાપ હરનાર,
કાર્તવીર્ય **અર્જુન**સરીખા **ભીષ્મ યુધિષ્ઠિર, દુર્યોધન, વિષ્ટિકાર,**
રક્ષો સર્વને **વિરાટ અભિમન્યુ** આપનારા **ઉત્તર** ઊઠાવનાર.

શકુનીશ—ગરુડ, અભિમન્યુ—અભિગતમન્યુ, ક્રોધાયમાન.

**અંક ૩**

વંશસ્થવિલ-અનુષ્ટુભ

ન કૃષ્ણના ચક્ર થકી ડરી, હણી
સુકીર્તિ સૌ પાંડવ કીર્તિશેષની
હરી ગયો કો અભિમન્યુને; અને
શકયા ન રક્ષી કુરુવીર એહને!
નકામાં કામઠાં હાવાં ધરી કર ધનુર્ધરે
ધરણીતલમાં લાજી મરવાનૂં રહ્યૂં ખરે! ૧

---

# માલવિકાગ્નિમિત્ર

**અંક ૧**

ઉપજાતિ

જૂનું કરીને ન જ સર્વ સારું; નવું કરીને ન કંઈ નઠારું;
તજે ભજે જોઇ સુજાણ જાતે; બીજાની આંખે જ જુએ બીજા તે.૨

આર્યા

ઇચ્છું છું શિરે ધરેલી આજ્ઞા હું બજાવવા સભાજનની,
આ દાસી દક્ષ બજાવે જયમ આજ્ઞા રાણી ધારિણીની. ૩

# મૃચ્છકટિક

## ( માતીની ગાચી )

### અંક ૧

સ્રગ્ધરા

આંટી ભોગીન્દ્રકેરી દૃઢ દુપટ દઈ[1] બંધ પર્યંક બાંધી
ને પ્રાણાયામ સાધી વિષયવિમુખ થૈ ઈંદ્રિયો રોધી બાંધી
જોતાં પોતાનું પોતે સ્વરૂપ અરૂપ જે તાત્ત્વિકી દૃષ્ટિ સાંધી
બ્રહ્માનંદાનુરાગી શિવ શિવમય તે સર્વ ટાળો ઉપાધિ. ૧

વસંતતિલકા

આ આંગણે અધરથી પૂરવે પડાવી
લ હંસ સારસ જતા બળિ આવી આવી
તે કામ ઊગી નીકળ્યાં તરણાં અરેરે !
ત્યાં આજ આ કણ પડે મુખ કીટકેરે ! ૯

કાળે કરી મદ મતંગજનો સૂકાયે
તેને ભમંત ભમરા તજી જેમ જાયે,
અર્થી જનો ધન જતાં કરી તેમ આજે
વર્જે મને ય નિરખી ઉર એ જ દાઝે. ૧૨

પુષ્પિતાગ્રા

છળી છળી છબિલી ! ઘનધ્વનિથી
અહો ! શું પળે ભયભીત હંસણી શી ?
રણઝણ વિટની વીણાની તોલે
તુજ ઝણકે મણિકુંડળો કપોલે. ૨૪

---

૧ સપટ દુપટ દૈ (પાઠાંતર).

વસંતતિલકા

આભૂષણો રણઝણે તુજ, ને તું શાને
નાસે છ રામથકી દ્રૌપદીના સમાને?
આ હું હરું અલિ! તને, કપિયે સુભદ્રા
વિશ્વાવસુની ભગિની હરી તેમ ભદ્રા! ૨૫

સુંદરી

ભજો માનકરી જ માનની!
ખૂબ ખા મચ્છીનું માંસ, માનની;
મસ મચ્છી જ અચ્છી જો જડે,
કઈ કુત્તીય સડેલ મડે અડે? ૨૬

ઇંદ્રવજ્રા

શું ભીમ તે, ભાર્ગવ તે અરે શું,
દુઃશાસને શું, દશકંધરે શું?
જો પાર્થ પેઠે જટિયાં હું ઝાલી
દર્શાવું શૂરાતન દાવ વાળી. ૨૯

આર્યા

સબળી અજુવાળે આ દૃષ્ટિ નબળી પડી જઈ જ પળમાં
મીંચી જણાય જાણે છતાં ઊઘાડી તિમિરદળમાં! ૩૩

વસંતતિલકા

જાયે લપાઈ જલદે વીજ જોતજોતે
તું એ અલોપ તિમિરે ત્યમ થાય પોતે;
આ ફૂલમાળ તુજને પણ તીવ્ર વાસે
ને નેપુરો તુજ તીણા રણકે પ્રકાશે. ૩૯

ઇંદ્રવજ્રા

જો ઝુંથરાથી જટિયાંથી આ મેં
 ઝાલી તમે હા લરિયાંથી આમે;
લે ત્રાડ, દે શાડ, બરાડ બેએ—
 કાં શંભુને કાં ભવને ભલે ને. ૪૧

અનુષ્ટુભ

શિક્ષા નાટય–કળાકેરી પામી ધૂર્તશિરોમણિ
જુવતી જુગતી જાણે સ્વર ફેરવવાતણી. ૪૨
અમે આ યૌવનધના લલના શોધિયે સહી;
અંધારે જ અમર્યાદા ભ્રમે એના થઈ ગઈ. ૪૪
અનુગ્રહ તમારો આ વધાવી શિર ધારિયે;
ક્ષમા વડે લીધા જીતી તમે આ શસ્ત્રધારી એ. ૪૫

ઇંદ્રવજ્રા

ના અર્થીને સંપતમાં ઉવેખતાં
 ખાલી થયો જાચકને જ પોંખતાં;
ગ્રીષ્મે તૃષા પંથી જનોની તોખતાં
 જાયે સૂકાઈ સર જેમ સર્વથા. ૪૬

વૈશ્વદેવી

એ તે સંપાતીપુત્ર શું કામનો છે?
 કે અશ્વત્થામા કુંતી ને રામનો છે?
કે શું રાધાનો રાવણિ શૌર્યસેતુ?
 પંડે પાંડુનો કે શું છે શ્વેતકેતુ? ૪૭

અનુષ્ટુભ

થંભે બંધાય છે હાથી, વાગે વાજિ ઝલાય છે,
સધાયે હૃદયે શ્યામા; ભામા બીજા બધાય છે. ૫૦

કીધી દૂષિત મેં કો આ પામરિયે ભ્રમે ભમી
આછી વાદળિયે છાઈ શરદિન્દુકળા સમી. ૫૪

માલિની

ઝળહળ ઝબકે છે દીપ એ વિશ્વકેરો
વિશદ કુમુદબંધુ ઇંદુ નક્ષત્ર-ઘેર્યો;
તિમિર મહિં વિરાજે જેહનાં શ્વેત વાને
કિરણુ સઘન પંકે દુગ્ધધારા સમાને. ૫૭

---

અંક ૨

આર્યા

લેખાના ધોખામાં ભાળ્યો હભિકને ભણી જ અગિયારાં
ધોરી રાના રાહે હંતાઉં ચાં હું આ વારાં? ૨

રુચિરા

અહચો અહચો ઊભ કહિં ભાગી જાય સે?
હરામખોર હભિકને વહાય સે!
ડગે ડગે ધબ ધ્રુબ્યો ધ્રાહકે પડે!
દગા ઠગી સોંદ સહી સોપકે મ્હુડે? ૪

આર્યા

જો કે હું હમજું કે જુવો દ્યૂતકિયુંજ મોત સે, તોયે
પાહાના પટકારે હૈયું હાયું ન આ જાયે! ૬

પુષ્પિતાગ્રા

ધન અઢળક લે ય દે સદા એ,
ભય ન પરાજયનો ધરે કદા એ,
વિજય વધુ વધુ જ ચિત્ત ટેવે,
સમરથ સાધનવાન નિત્ય સેવે. ૭

અનુષ્ટુભ

ફટ રે ફટ રે મૂર્ખા! તું દશેંદ્રિયવંત ને
નરને દસ સોનૈયા માટે લાતે ભૂંડા હણે! ૧૩

આર્યા

મેરુ જેવા મોટા મેગળને હાંગથી હણી બળમાં
મૂકાવ્યો મેં મેંકું મૂડેથી મોતના જતી પળમાં ૨૦

---

અંક ૪

આર્યા

ઘન ઘેરાવો, રજની અંધારો, ઝડીં પડો મુસળધારે
વાલમને મળવાને અધીરું ઉર લેખવે નવ લગારે. ૩૩

અનુષ્ટુભ

ન હોવાથી કને કૂટી બહામે ગઈ રાત્રિએ
તારા પ્રેમે પછી કીધું કર્મ સાહસ મેં પ્રિયે! ૫

શાર્દૂલવિક્રીડિત

શ્યામા સાસરવાસણી ફૂલમચી વેલી શીં લૂંટું ન હું,
સંચેલો વળીં ગર્થ યજ્ઞ અરથે ના વિપ્રકેરો અહું,
ના હું ધાવ કનેથી ધાવણું હરું છૈયું ધરાણે ભર્યું;
સારાસાર વિચાર ચોરીં કરતાં એ નિત્ય ચિત્તે ધરું.૬

અનુષ્ટુભ

પરણેતરનું પામી આ પાનેતર દોહલું
જેનાથી તેહને ન્યાળી નમી ભજવી લે ભલું. ૭

પુષ્પિતાગ્રા

પૂરી દોધે વણુવાંક બંદિખાને
શઠ અરિએ ડર ખાઈ, તે સખાને
જઈ ઝટપટ રાહુએ ગ્રસેલા
શશીની દશાથી મૂકાવું હું સવેળા. ૨૭

# મૃચ્છકટિક

( માલિની ગાયકી )

## સંધિચ્છેદ નામનો અંક ૩

## ખાતર પડયું

(ચારુદત્તનો નોકર વર્ધમાન પ્રવેશ કરે છે.)

**વર્ધ૦**—આર્ય ચારુદત્ત ગાયન હાંભળવા ગયાને બહુ વાર થઈ. મધરાત વીતી જવા આવી છે. તેમ છતાં એ એઓ આવ્યા નહિ. ચાલ તારે ખડકીમાં જઇ જરા આડો થાઉં. ( ખડકીમાં જઈ આડો થઈ ) અહા !

સુંદરી

કુમળા મનનો અને ભલો
ધનહીણો ય ધણી ભણું ભલો;
નબળા મનનો અને કૂડો
ધનગંધો ધણી તે મહા ભૂંડો. ૧

( એવે ચારુદત્ત અને મૈત્રેય પ્રવેશ કરે છે. )

---

# मृच्छकटिम्

## संधिच्छेदो नाम तृतीयोऽङ्कः ।

**वर्धमानकः**—(प्रविश्य) का वि वेला अज्जचालुदत्तश्श गन्धव्वं शुणिदुं गदश्श । अदिक्कमदि अद्धलअणी । अज्ज वि ण आअच्छदि । ता जाव बाहिल दुआलशालाए मदुअ शुविश्शं । (तथा कुर्वन् )।

**शुअणे मिश्चाणुकम्पके शामी णिद्धणके वि शोहदि ।**
**पिशुणे उण दव्वगव्विदे दुक्कले क्खु पलिगामदालुणे ॥१॥**

( ततः प्रविशति चारुदत्तो मैत्रेयश्च । )

ચારુ૦—મિત્ર! આજે અપૂર્વ રેભિલે

વસંતતિલકા

શું ગાન ગાયું સરખું સ્ફુટ શુદ્ધ ભારી,
ભાવે ભર્યું મધુર સુસ્વર મોહકારી!
જીભે વખાણુ કરું શાં? લહું મન માંહી
ગોરી જ વેશ નરનો લઈ ગાય કોઈ! ૨

અહાહા!

શાર્દૂલવિક્રીડિત

મૂર્છાવી લય લેઈ તાર, વિરમી મંદ્ર રૂડી રીતથી,
એકાએક ભમી, ઘૂમાવી, પલટો દેઈ પૂરી પ્રીતથી,
ગાતાં કોમળ કંઠથી, સ્થિર કરે વાતાં વીણા ખાંતથી
જાતા સુર ભળી હજુય મુજ આ કર્ણે રમે ઠાઠથી! ૩

---

चारु०—वयस्य सुष्ठु खल्वद्य भावरेभिलेन गीतम्

रक्तं च नाम मधुरं च समं स्फुटं च
भावान्वितं च ललितं च मनोहरं च।
किं वा प्रशस्तिवचनैर्बहुभिर्मदुक्तै—
रन्तर्हिता यदि भवेद्वनितेति मन्ये ॥२॥

अपि च—

तं तस्य स्वरसंक्रमं मृदुगिरः श्लिष्टं च तन्त्रीस्वनं
वर्णानामपि मूर्छनान्तरगतं तारं विरामे मृदुम्।
हेलासंयमितं पुनश्च ललितं रागाद् द्विरुच्चारितं
यत्सत्यं विरतेऽपि गीतसमये गच्छामि शृण्वन्निव ॥३॥

**મૈત્રે૦**—મિત્ર ! ચકલાનાં અને શેરીનાં કૂતરાં પણ નિરાંતે સૂતાં છે, માટે બીજી વાત પડતી મૂકી ચાલો આપણે ઘેર. જુઓ, જુઓ, પેલા ચંદ્ર ભગવાન પણ અંધકારને જાણે અવકાશ આપતા હોય તેમ અંતરિક્ષનો મહેલ ખાલી કરે છે.

**ચારુ૦**—તેં બરાબર કહ્યું, મિત્ર.

આખ્યાનકી

જળે ડૂબેલા વનહસ્તી કેરો
તીણો શું દંતૂશળ હોય તેવો
ઊંચી અણી અન્વિત આથમંતો
મયંક[1] દીસે તિમિરે દીપંતો. ૪

**મૈત્રે૦**—આ ઘર આવ્યું. અરે વર્ધમાન ! બારણું ઉઘાડ.

---

**मैत्रे०**—भो वअस्स आवणन्तररच्छाविहाएसु सुहं कुक्कुरा वि सुत्ता । ता गेहं गच्छेम्ह । (अग्रतो विलोक्य )। वअस्स पेक्ख । एसो वि अन्धआरस्स अवआसं विअ देन्तो अन्तरिक्खपासादादो ओदरदि भअवं चन्दो ।

**चारु०**—सम्यगाह भवान् ।

**असौ हि दत्वा तमसेऽवकाश—**
**मस्तं व्रजत्युन्नतकोटिरिन्दुः ।**
**जलावगाढस्य वनद्विपस्य**
**तीक्ष्णं विषाणाग्रमिवावशिष्टम् ॥४॥**

**मैत्रे०**—भो एदं अम्हाणं गेहं । वड्ढमाणआ देहि दुआरअं ।

વર્ધ૦—ભટ મઇતરેયનો હાદ હંભળાય છે. માટે આર્ય ચારુદત્ત આવ્યા. ચાલ, બારણાં ઊઘાડું. ( બારણાં ઊઘાડી ) આર્ય ! નમહકાર. ભટ ! તમને પણ નમહકાર. આ બછાનું બછાવ્યું છે તાં વીહમો, આર્ય.

( બંને બિછાના પર બેસે છે. )

મૈત્રે૦—વર્ધમાન ! રદનિકાને હાક માર, પગ ધુએ.

ચારુ૦—અરે શું કરવા ? બિચારી ઊંઘે છે તેને જગાડો માં.

વર્ધ૦—ભટ મઇતરેય ! હું આર્યને પાણી રેડું છું. તમે પગ ધુઓ તો.

મૈત્રે૦—( ગુસ્સાભેર ) જુઓ તો ખરા, આ દાસ પોતે પાણી રેડે, ને આ બ્રાહ્મણ પગ ધુએ ! કેવી વાત !

ચારુ૦—ના ના મિત્ર, વર્ધમાન જ પગ ધુએ છે. (પગ ધોઈ રહ્યા પછી વર્ધમાનને ) લે, હવે મૈત્રેયના પગ ધો.

---

वर्ध०—अज्जमित्ते आह शलशंजोए शुणीअदि । आगदे अज्जचालुदत्ते । ता जाव दुआलअं शोदेमि । ( तथा कृत्वा )। अज्ज वन्दामि । मित्तेअ तुमं वि वन्दामि । एत्थ वित्थिण्णे आशणे णिशीदन्तु अज्जा ।

(उभौ नाटयेन प्रविश्योपविशतः ।)

मैत्रे०—वड्ढमाणआ रअणिअं सद्दावेहि पादाइं धोइदुं ।

चारु०—( सानुकम्पम् ) अलं सुप्तं जनं प्रबोधयितुम् ।

वर्ध०—अज्ज मित्तेअ अहं पाणिअं गेह्ले ! तुमं पादाइं धावेहि ।

मैत्रे०—( सक्रोधम् ) भो वअस्स एसो दाणिं दासीए पुत्तो पाणिअं गेह्लदि । मं उण ब्रह्मणं पादाइं सोचावेदि ।

चारु०—वयस्य वर्धमानकः पादौ प्रक्षालयति । ( तथा कृते वर्धमानकं प्रति । ) दीयतामिदानीं ब्राह्मणस्य पादोदकम् ।

**મૈત્રે૦**—મારે પગ ધોવા કેવા? ભોંય જ બંદાને તો પગ ધોઇને પણ લોટવાનું છે.

**વર્ધ૦**—ભટ, તોયે મારે ધોવા તો ખરા. (પગ ધોયા પછી) લો, ભટ, આ પેલી સોનાના ઘરેણાની પોટકી, જે દા'ડે મારે ને રાતે તમારે સાચવવાની છે. સંભાળજો. (આપીને વિદાય થાય છે.)

**મૈત્રે૦**—શું હજુ પણ આ રહી છે? આખી ઉજ્જયિનીમાં કોઇ ચોર પણ મુઓ નથી, કે જે આ નિદ્રાચોરની વેતરણ કરે.

(ચારુદત્ત ઝોકાં ખાતો ખાતો '**મૂર્છાવી૦**' શ્લોક બોલે છે.)

**મૈત્રે૦**—કેમ, ઘારણ આવ્યું કે?

**ચારુ૦**—એવું ખરું ખરું.

---

**मैत्रे०**—किं मह पादोदएण। भूमिए जेव्व मए लोट्टिदव्वं।

**वर्ध०**—अज्ज मित्तेअ तथा वि धोइस्सं। (तथा कृत्वा।) एदं तं शुवण्णभण्डअं मह दिवा तुह लत्तिं च लक्खिदव्वं गेह्न। (इति दत्त्वा निष्क्रान्तः।)

**मैत्रे०**—(गृहीत्वा) अज्ज वि एदं चिट्ठदि। किं एत्थ उज्जइणीए चोरो वि णत्थि जो एदं णिद्दाचोरं अवहरदि।

(चारु० निद्रां नाभ्यंसत्तं तस्येति पुनः पठति।)

**मैत्रे०**—अवि णिद्दाअदि भवं।

**चारु०**—अथ किम्।

વંશસ્થ

લલાટથી આ જયમ કાંઈ ઊતરી
અદૃશ્ય રૂપે ડબ નેત્ર આવરી
હરી સહુ શક્તિ જરા સરીખડી,
પૂરેપૂરી ફાવી જ જાય નીંદડી. ૫

મૈત્રે૦—ત્યારે પોઢી જ જઇયે.

(બંને સૂઈ જાય છે ને ગાઢ નિદ્રામાં પડે છે, એવે શર્વિલક પ્રવેશ કરે છે.)

શર્વી૦—હા....!

વસંતતિલકા

સંચાર પેરથી કરી શકું એ સુમારે
વિદ્યાબળે બળથી ખાતર આરપારે
પાડી ત્વચા શરીરકેરી પરી કરીને
ભોગીન્દ્ર જીર્ણવત પેસું સરી સરીને. ૬

---

इयं हि निद्रा नयनावलम्बिनी
ललाटदेशादुपसर्पतीव माम्।
अदृश्यरूपा चपला जरेव या
मनुष्यसत्त्वं परिभूय वर्धते ॥५॥

मैत्रे०—ता सुवेह्म।

(नाट्येनाभौ स्वपितः। ततः प्रविशति शर्विलकः।)

शर्वी०— कृत्वा शरीरपरिणाहसुखप्रवेशं
शिक्षाबलेन च बलेन च कर्ममार्गम्।
गच्छामि भूमिपरिसर्पणघृष्टपार्श्वो
निर्मुच्यमान इव जीर्णतनुर्भुजङ्गः ॥६॥

વંઢામાં ખાતર પાડી વાડીમાં પેઠો. હવે ઘર ફાડું. (ભીંતે હાથ ફેરવી) હાં, અહિં સૂર્ય ભગવાનને અર્ઘ્ય આપતાં નિત્ય પાણી પડવાથી ભોંય ખોદાઈ ગઇ છે ને લૂણો પણ લાગ્યો છે, વળી કોળે વહીઓ પણ પાડી છે. કામ થઇ ગયું ! અહિં જ કોચું. (કામ પૂરૂં થતાં) હાં. થયો આરપાર રસ્તો. જય ગણેશબંધુ કાર્તિકેય ! (પેસી નજર ફેરવી) અરે ! બે પુરુષ સૂતા છે. રહો, બારણું ઊઘાડું, જેથી નાશી પણ છૂટાય. મૂઉં બારણું પણ કંઇ કાળનું કાટ ખાઇ જઈ ચૂચવે છે. લાવ, ટેકાવીને ઊઘાડું. (ઊઘાડી ચારે તરફ ફંફોળી) અરે ! આ તો મૃદંગ છે ! આ તો દર્દુર અને આ તો પણવ છે ! આ તો વીણા અને આ તો વેણુ છે ! અને આ તો પોથાંનાં થોથાં બાંધ્યાં છે ! ચાલ, રામ. આ તો ઢમઢોલ ને માંહિ પોલ દેખું.

**મૈત્રે૦**—(સ્વપ્નમાં) લે, મિત્ર લે, આ ઘરેણાંની પોટકી.

---

वृक्षवाटिकां परिसरे संधिं कृत्वा प्रविष्टोऽस्मि। तद्यावदिदानीं चतुःशालकमपि दूषयामि। (भित्तिं परामृश्य।) नित्यादित्यदर्शनोदकसेचनेन दूषितेयं भूमिः क्षारक्षीणा। मूषकोत्करश्चेह। हन्त सिद्धोऽयमर्थः। इदानीमत्र संधिमुत्पादयामि। (कर्म कृत्वा।) समाप्तोऽयं संधिः। नमः कार्त्तिकेयाय। (प्रविश्यावलोक्य च।) अये पुरुषद्वयं सुप्तम्। भवतु आत्मरक्षणार्थं द्वारमुद्घटयामि। कथं जीर्णत्वाद् गृहस्य विरौति कपाटः। भवतु। पृष्ठेन प्रतीक्षे। (उद्घाट्य समन्तादवलोक्य।) कथमयं मृदङ्गः। अयं दर्दुरः। अयं पणवः। इयमपि वीणा। एते वंशाः। अमी पुस्तकाः। अये परमार्थदरिद्रोऽयम्। भवतु। गच्छामि।

**मैत्रे०**—( उत्स्वप्नायमानः। ) भो वअस्स गह्णदु भवं एदं सुवण्णभण्डअं।

**શર્વી૦**—આ તે શું મને દરિદ્ર જાણી હસે છે, કે પછી વાયડાપણામાં ઊંઘમાં બકે છે? (ધારીને જોઈ) અહો! આ તો જાળાવાળા ન્હવણિયામાં વીંટેલી ખરેખાત ઘરેણાંની ચીજ જ છે. દીવાના અજવાળામાં એ કેવી ચળક ચળક થાય છે! એ જોઉં?

**મૈત્રે૦**--મિત્ર, જો આ ઘરેણાંની પોટકી તું ન લે, તો તને ગોહત્યા ને બ્રહ્મહત્યાનું પાપ.

**શર્વી૦**--બ્રહ્મવાક્ય ઊથાપાય નહિં, માટે લઉં છું. (પોટલી લેઈ) હવે વસંતસેનાને ત્યાં જાઉં અને મૂલ આપી મદનિકાને દાસત્વમાંથી છોડવું. અરે! પગલાં સંભળાય છે!

(એવે ચારુદત્તની દાસી રદનિકા આંખો ચોળતી પ્રવેશ કરે છે.)

**રદ૦**—હાય! હાય! વરધમાન તો અહિં ખડકીમાં એ જણાતો નથી!

---

**शर्वी०**—किं नु खल्वयमिह मां दरिद्रोऽस्मीत्युपहसति, उत लघुत्वादुत्स्वप्रायते। (निरूप्य।) अये जर्जरस्नानशाटीनिबद्धं दीपप्रभयोद्दीपितं सत्यमेवैतदलं करणभाण्डम्। गृह्णामि।

**मैत्रे०**—भो वअस्स साविदोसि गोबह्मणकम्माए जइ एदं सुवण्णभण्डअं ण गेह्णसि।

**शर्वी०**—अनतिक्रमणीयोऽयं ब्राह्मणप्रणयः। गृहीतम्। (गृहीत्वा।) तद्यावन्मदनिकाया निष्क्रयणार्थं वसन्तसेनागृहं गच्छामि। अये पदशब्द इव।

(ततः प्रविशति रदनिका।)

**रद०**—हद्धी बाहिरदुआरसालाए वि एत्थ ण दीसदि वड्ढमाणओ।

**શર્વી૦**—આંહ, બાઈ માણસ છે. પડ, બંદા, તું તારે રસ્તે. (સટકી જાય છે)

**રદ૦**—(ઘરમાંથી શર્વી૦ને નીકળતો જોઈ) ચોર! ચોર! ખાતર પાડી ચોર નાઠો.

**મૈત્રે૦**—(ઊંઘમાંથી જાગી જઈ) શું છે-શું છે?

**રદ૦**—જુઓ તો આ પાસે બારી મૂકી હોય એવું ઓ ભાળું.

**મૈત્રે૦**—(હડપ ઊઠી) ઊઠો, ઊઠો, મિત્ર, આપણા ઘરમાં ખાતર પડ્યું છે.

**ચારુ૦**—(ઝબકી ઊઠી) ક્યાં?

**મૈત્રે૦**—આ અહિં, જુઓ, જુઓ.

---

**शर्वी०**—कथं स्त्री। भवतु गच्छामि। (इति निष्क्रान्तः।)

**रद०**—(सत्रासम्) हद्धी हद्धी संधिं कप्पिअ चोरो णिक्कन्तो।

**मैत्रे०**—(उत्थाय) आ धीए किं भणासि।

**रद०**—णं पेक्ख एणं दुदिअं विअ दुआरअं उग्घाडिदं।

**मैत्रे०**—भो वअस्स चारुदत्त उट्ठेहि उट्ठेहि। अह्माणं गेहे संधी कप्पिओ।

**चारु०**—(उत्थाय) कस्मिन्नुद्देशे।

**मैत्रे०**—भो एत्थ। पेक्खदु भवं।

**ચારુ૦**—

શાર્દૂલવિક્રીડિત

છે આ હાથ બતાવવા અવનવા મ્હારાતુનું કામ; એ
પ્રીછંતો નહિ હોય કે મહિં સુખે સૌ વિત્ત પાખે સૂએ;
ભાળી ભવ્ય ઊઠાવ આ ભવનનો ભમાઇ આશારસે
ખોદી ડુંગર થૈ નિરાશ ઉરમાં ચાલ્યો ગયો એ હશે !૭

**મૈત્રે૦**—( ફાળ ભર્યો, સ્વગત ) માર્યા તો ! પેલી ઘરેણાંની પોટકી ? ( યાદ આવતાં, પ્રગટ ) મિત્ર, ઠીક, થયું કની કે પેલી ઘરેણાંની પોટકી મેં તમને આપી. બાકી ચોરાઇ જાત.

**ચારુ૦**—આ વળી ગતકડું કેવું ?

**મૈત્રે૦**—મિત્ર, શું હું એવો મૂર્ખ છું કે ગતકડાનો અવસરે ન સમજું ?

---

**चारु०**—( निरूप्य ) अयं संधिः

**वैदेश्येन कृतो भवेन्मम गृहे व्यापारमभ्यस्यता**
**वेदामास न यो धनैर्विरहितं विश्रब्धसुप्तं जनम् ।**
**दृष्ट्वा प्राङ्महतीं निवासरचनामस्माकमाशान्वितः**
**संधिच्छेदनखिन्न एव सुचिरं पश्चान्निराशो गतः ॥७॥**

**मैत्रे०**—( स्मृत्वा सविषादमात्मगतम् ) कहिं तं सुवण्णभण्डअं । (अनुस्मृत्य, प्रकाशम् ।) भो वअस्स सुट्ठु मए कदं तं सुवण्णभण्डअं भवदो हत्थे समप्पअन्तेण । अण्णधा अव इदं भवे ।

**चारु०**—अलं परिहासेन ।

**मैत्रे०**—भो जह णाम अहं मुक्खो किं ता परिहासस्स देसआलं वि ण जाणामि ।

**ચારુ૦**—કદાપિ, કહે છે, તો આપ્યું એ હોય. (તપાસી જોઈ) મિત્ર, એ તો ચોર લેઈ ગયો.

**મૈત્રે૦**—એ પારકી થાપણુ હતી.

(ચારુ૦ નો જીવ ઊડી જાય છે.)

**મૈત્રે૦**—તે ચોર ગયો. થયું. તેમાં, મિત્ર, તમારો જીવ કેમ આમ ઊડી જાય છે?

**ચારુ૦**—(નીસાસો મૂકી) અફસોસ મિત્ર!

અનુષ્ટુભ

માનશે કોણુ એ? જે તે તોલ કૂડો જ તોલશે,
દશા દુર્બલમાં આળ ચોટવું સરજેલ છે. ૮

**રદ૦**—હાય-હાય! ગજબ થયો તો! જઈ બાઈ-સાહેબને ખબર કરું. (જાય છે.)

(એવે ચારુ૦ની પત્ની એકાએક રદ૦ સાથે પ્રવેશ કરે છે.)

---

**चारु०**—कदाचिद्दत्तमपि स्यात्। (सर्वतो निरूप्य।) हृतं तत्।

**मैत्रे०**—णासो क्खु सो—

( चारु० मोहमुपगच्छति। )

**मैत्रे०**—चोरेण अवहृदो। ता तुमं किं मोहं उवगदो।

**चारु०**—( समाश्वस्य ) वयस्य

**कः श्रद्धास्यति भूतार्थं सर्वो मां तुलयिष्यति।**
**शङ्कनीया हि लोकेऽस्मिन् निष्प्रतापा दरिद्रता॥८॥**

**रद०**—ता जाव अज्जाए धूदाए णिवेदेमि। ( निष्क्रान्तः। )

( ततः प्रविशति रदनिकया सह चारुदत्तवधूः। )

**પત્ની**—અલી ! સાચે જ આર્યપુત્રને અને આર્ય મૈત્રેયને કંઈએ ઈજા નથી થઈ?

**રદ૦**—સાચે જ, બા, એમને કંઈએ ઈજા નથી થઈ. પણ પેલી ઘરેણાંની પોટકી નહિ-જે આપણને ત્યાં મૂકી હતી-તે ગઈ છે.

**પત્ની**—( નીસાસો મૂકી ) ગજબ થયો ! હવે ઉજ્જયિનીમાં લોક એમ કહેશે કે એ તો ચારુદત્તે દુર્બળ દશામાં દાનત બગાડી ઓળવી ! અરે પણ આ મારી મૈયરની રત્નાવળી છે ને.

( મોટેથી ) આર્ય મૈત્રેય !

( મૈત્રેય આવે છે. )

**પત્ની**—આજે મેં રત્નષષ્ઠી કરી છે. તેને અંગે મારી સંપત પ્રમાણે યત્કિંચિત્ આર્યપુત્રને આપવું છે. માટે તેમના તરફથી આ રત્નાવળી લેશો.

( આવે છે. )

---

**वधूः**—( ससंभ्रमम् ) अइ सच्चं अवरिक्खदसरीरो अज्जउत्तो अज्जमित्तेएण सह ।

**रद०**—भट्टिणि सच्चं । किंतु जो सो अवरक्खणिज्जो अलंकारओ सो अवहरो ।

**वधूः**—( निःश्वस्य स्वगतम् ) हद्धी हद्धी । संपदं उज्जइणीए जणो एव्वं मन्तइस्सदि दलिद्ददाए अज्जउत्तेण ज्जेव ईदिसं अकज्जं अणुचिट्ठिदंति । हन्त इअं मे मादुघरलद्धा रअणावली चिट्ठदि । (प्रकाशम् ।) अज्जमित्तेअ ।

( मैत्रेयः उपसर्पति । )

**वधूः**—अज्ज अहं क्खु रअणसट्ठिं उववसिदा । तहिं विहवाणुसारेण बह्मणो पडिग्गाहिदव्वो ता तस्स कदे पडिच्छ इमं रअणावलिअं ।

**મૈત્રે૦**—( લેઈને ) અખંડ સૌભાગ્ય ! હવે હું મિત્રને આ મનગમતી ભેટ નિવેદન કરવા જાઉં.

**પત્ની**—અરે મને શરમાવો નહિ, આર્ય મૈત્રેય !
( ચાલી જાય છે. )

**મૈત્રે૦**—( ચારુ૦ પાસે જઈ ) લો આ.

**ચારુ૦**—શું ?

**મૈત્રે૦**—લાયક સ્ત્રી પરણ્યાનું ફળ.

**ચારુ૦**—અહા ! હું દુર્બળ દરિદ્ર નથી.

અનુષ્ટુભ

છે છાયારૂપ પત્ની ને સુખદુઃખ સખા તું છે,
વટ છેવટ છે; હોવાં દોહ્લાં જે દરિદ્રને. ૯

આ જ રત્નાવળી લેઈને મૈત્રેય ! તું વસંતસેના પાસે જા. મારા તરફથી તેને કહેજે કે પેલો દાગીનો મારો છે કરીને હું જૂવામાં હારી બેઠો છું. તે સાટે આ રત્નાવળી મોકલું છું તે લેશો.

---

**मैत्रे०**—( गृहीत्वा ) सोत्थि भोदीए । गमिस्सं पिअं वअस्सस्स णिवेदेमिति ।

**वधूः**—अज्ज मित्तेअ मा क्खु मं लज्जावेहि । ( निष्क्रान्ता । )

**मैत्रे०**—( उपसृत्य ) गह्ण एदं ।

**चारु०**—किमेतत् ।

**मैत्रे०**—सरिसदारसंग्गहस्स फलं ।

**चारु०**—हन्त नाहं दरिद्रः, यस्य मम

**विभवानुगता भार्या सुखदुःखसुहृद् भवान् ।**
**सत्त्वं च न परिभ्रष्टं यद् दरिद्रेषु दुर्लभम् ॥९॥**

मैत्रेय गच्छ रत्नावलीमादाय वसन्तसेनायाः सकाशम् । वक्तव्या च सा मद्वचनात् खल्वस्माभिः सुवर्णभाण्डमात्मीयमिति कृत्वा द्यूते हारितम् । तस्य कृते गृह्यतामियं रत्नावलीति ।

મૈત્રે૦—અરે! એ દાગીનો તો હળવો હતો; ને તે પણ ચોરીમાં ગયો છે. તે બદલ આવી અમૂલ્ય રત્નાવળી આપવી ?

ચારુ૦—મિત્ર ! એમ નથી.

અનુષ્ટુભ

આપ્યો આપણને એણે દાગીનો ભરૂસે રહી;
મોંઘેરા તે જ વટના મૂલમાં દેવી આ સહી.

તેથી મારી જાતના સમ દેઈને કહું છું કે તારે એને એ વળગાડ્યા વિના આવવું નહિ. દરમ્યાન હું શૌચ સંધ્યા કરી લેઉં છું.

(સર્વે જાય છે.)

[ છપાયું: સમાલોચક: ૧૯૧૨

---

मैत्रे०—मा दाव अप्पमुलस्स चोरेण अवहृदस्स कारणादो चदुस्समुद्दसारभूदा रअणावली दीअदि ।

चारु०—वयस्य मा मैवम् ।

यं समालम्ब्य विश्वासान्न्यासोऽस्मासु तया कृतः ।
तस्यै तन्महतो मूल्यं प्रत्ययस्यैव दीयते ॥१०॥

तद्वयस्यास्मच्छरीरस्पृष्टिकया शापितोऽसि । नैनामग्राहयित्वागन्तव्यम् । अहमपि कृतशौचः संध्यामुपासे ।

( निष्क्रान्ताः सर्वे । )

इति मृच्छकटिके प्रकरणे संधिच्छेदो नाम तृतीयोऽङ्कः ।

# મંગળાષ્ટક

'આ તે સ્વર્ગ ! શશાંક સૂર્ય પણ આ ! આકાશ આ ! આ મહી !
આ પાતાળ ! પયોધિ આ ! અચળ આ ! ને આ દિશા એ અહીં !'
એ રીતે હરિનાભિથી નિકળતાં આશ્ચર્ય પામી રહી,
જોતા વિશ્વ વિરંચિ મંગળ કરો આ યુગ્મકેરૂં સહી. ૧

'લાગે ઘા ગિરિના રખે ! જલધિના ખાળે તરંગો રખે !
શ્વાસો વાસુકિના હળાહળ વિષે જાળેય અંગો રખે !'
પદ્મા ક્ષીરસમુદ્રથી પ્રગટતાં એ રીત ચિંતાભયે
નેત્રે વિષ્ણુ નિહાળતા યુગલનૂં કલ્યાણ નિત્યે કરે. ૨

લાજે જે નિરખી પિતામહ, છળી જાયે કપાલી કળિ,
વંકાયે શ્રવણે શચીપતિતણા નામાક્ષરો સાંભળી,
તે લક્ષ્મી વરમાલિકા વિકસતાં નેત્રોત્પલોની નરી,
અર્પંતાં પુરુષોત્તમે યુગલની પૂરો રળી શ્રી ભરી. ૩

છંડાવી અતિ નિંદ્ય વાસ જુગતે ત્યાગી વસાવ્યા ગૃહે,
મંડાવી ઘરસૂત્ર અર્ધ વપુએ ગૌરી ધરાવ્યા, અને
એ યોગીશ્વરનો નવો ભવ કર્યો એ રીત, પ્રદ્યુમ્ન તે
ઓખા ને અનિરુદ્ધ શી યુગલની પોખો ખરી પ્રીતિને. ૪

'ઊચેરૂં વિધિ ! લીજિયે ભુવન આ દિક્પાળ જાઓ પરા,
ઊંડા અદ્રિ ! ગરો હઠો, જલધરો ! મા ધ્રૂજતી, રે ધરા !'
એવાં વેણુ વદંત તાંડવતણા સંવૃદ્ધ સંરંભમાં,
નર્તાવો નટરાજ નિત્ય નવલા નેહોત્સવે યુગ્મ આ. ૫

'કાં ભીનો કર ?' 'નેત્રના અનળના તાપે, પ્રભો !' 'પાણિએ
કંપે કાં ?' 'અહિના ભયે,' 'તરવરે રોમાંચ આ કાં, પ્રિયે?'
'ઊડયે શીતળ જાહ્નવીજળ,' વિધે એ ભાવ જે છાવરે
ને ગૌરી વર ને વધૂ ઉભયના સૌભાગ્યને વિસ્તરે. ૬

ઊંઘી મોરલિયો જતાં શિર ધરી પાંખે, 'ગયું કયાં, હહા,
આનૂં શીશ ?' કહી કુમાર કરતાં કલ્પાંત હાસે મહા
તાળી દે હર ને મયૂર ઝબકી ઊઠયે સ્ફુરે શીર્ષ, ત્યાં
હર્ખે ષણ્મુખ; તેહ આ યુગલને રાખો સદા હર્ષમાં. ૭

ખેંચે પુચ્છ ગ્રહી મયૂરશિશુને જે હાથથી ભ્રાતના,
વીંટી સૂંડ કટીતટે ઢસરડે જે સિંહને માતના,
લેવા નાગતણા વળી મણિ મથે બાઝી ગળે તાતના,
સાધો મંગળ તે ગણેશ ગરવા આ યુગ્મનૂં સર્વદા. ૮

ફાગણ વદિ ૫, સંવત્ ૧૯૮૨

# મંગળાષ્ટક

( શોધિત આવૃત્તિ )

શાર્દૂલવિક્રીડિત

'એ આ સ્વર્ગ ! શશાંક સૂર્ય પણ એ ! આકાશ એ ! એ મહી !
એ પાતાળ ! પયોધિ એ ! અચળ એ ! ને એ દિશા એ અહીં !'
એ રીતે હરિનાભિથી પ્રગટતાં આશ્ચર્યશૂં એ ઘડી,
જોતા વિશ્વ વિરંચિ મોજ જનને સૌને સમર્પો વડી. ૧

શશાંક–ચંદ્ર. મહી–પૃથ્વી. પયોધિ–સમુદ્ર. અચળ–પર્વત. નાભિ–દૂંટી. વિરંચિ–બ્રહ્મા. આશ્ચર્યશૂં–આશ્ચર્ય સાથે.

ભગવાનના નાભિકમળમાંથી પ્રગટતા પહેલાં તેમના ઉદરમાં સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર, આકાશ, પૃથ્વી, પાતાળ સમુદ્ર, પર્વત અને દિશા પોતે જોયેલાં, તેવાં જ પાછાં નાભિથી પ્રગટ્યા પછી બહાર જોઈ આશ્ચર્યમાં બૂડતા બ્રહ્માનૂં આ શ્લોકમાં વર્ણન છે. ૧

'લાગે ઘા ગિરિના રખે ! જલધિના ખાળે તરંગો રખે !
શ્વાસો વાસુકિના હળાહળ વિષે જાળે ય અંગો રખે !'
પદ્મા ક્ષીરસમુદ્રથી પ્રગટતાં એ રીત ચિંતા ભર્યે
નેત્રે વિષ્ણુ નિહાળતા અવનવે આનંદ અર્પો ઉરે. ૨

ગિરિ–પર્વત, મંદરાચળ. જલધિ–સમુદ્ર. વિષ–ઝેર. પદ્મા–લક્ષ્મી. ઉર–હૃદય.

દેવોએ અને અસુરોએ મંદર પર્વતને રવૈયો કરી ક્ષીરસાગરનું મંથન કર્યું તે દરમિયાન સમુદ્રમાંથી લક્ષ્મી પ્રગટતાં તેમને રખેને મંદરનો ઝપાટો લાગી જાય, અથવા સમુદ્રનાં મોજાં તેમને નડે, અથવા તો નેતરા તરીકે વીંટેલા વાસુકિ નાગના મુખના હળાહળ વિષની ઝાળમાં તે ઝડપાઈ જાય, એવી નેત્રમાં પ્રકાશતી વિષ્ણુનાં મનની ચિંતાનું આ શ્લોકમાં નિરૂપણ છે. ૨

લાજે જે નિરખી પિતામહ, છળી જાયે કપાળી કળી,
વંકાયે શ્રવણે શચીપતિતણા નામાક્ષરો સાંભળી,
તે લક્ષ્મી વરમાલિકા વિકસતાં નેત્રોત્પલોની નરી
અર્પતી પુરુષોત્તમે રસતણી રિદ્ધી રહો વિસ્તરી. ૩

પિતામહ–દુનિયાના દાદા, બ્રહ્મા. કપાલી–શંકર, મહાદેવ. કળી–નામથી ઓળખીને. શ્રવણ–કાન. શચીપતિ–શચીનો સ્વામી, ઇંદ્ર. વરમાલિકા–સુંદર વરમાળ. વિકસતાં–હર્ષથી પ્રફુલ્લિત બનતાં. નેત્રોત્પલ–નેત્રરૂપી કમળ. પુરુષોત્તમ–વિષ્ણુ. વિસ્તરી રહો–વધારી મૂકો.

સ્વયંવરમાં વૃદ્ધ બ્રહ્માને જોઈ લક્ષ્મી લાજે છે, ખોપરીની માળા ધરવાવાળા શંકરથી બ્હીએ છે, અને શચીપતિ નામ સાંભળી શોકયના સાલના ભયે ઇન્દ્રનાથી આડી ફંટાય છે. પરંતુ વિષ્ણુ ભગવાન આગળ આવતાં તેનાં નેત્ર તેમના ઉપર ઠરી રમી કમળની વરમાળારૂપ બને છે. તે પ્રસંગનું આ શ્લોકમાં વર્ણન છે. ૩

**છંડાવી અતિ નિન્દ્ય વાસ જુગતે ત્યાગી વસાવ્યા ગૃહે**
**મંડાવી ઘરસૂત્ર અર્ધ વપુએ ગૌરી ધરાવ્યા, અને**
**એ યોગીશ્વરનો નવો ભવ કર્યો. એ રીત પ્રદ્યુમ્નને**
**ઓખા ને અનિરુદ્ધની રસભરી પોખો સદા પ્રીતિને. ૪**

નિંદ્ય વાસ–નિંદાપાત્ર રહેઠાણ, સ્મશાન વાસ. ગૃહ–ઘર. અર્ધ વપુએ–અર્ધા શરીરમાં. ગૌરી ધરાવ્યા–પાર્વતીને ધારણ કરવા પ્રેર્યા. પ્રદ્યુમ્ન–કામદેવ, અનિરુદ્ધનો પિતા.

સતીએ દક્ષના યજ્ઞમાં દેહત્યાગ કર્યા પછી પરમ વૈરાગ્ય પામી સ્મશાનમાં જઈ વસેલા યોગીશ્વર શંકરને કામદેવે ફરી સંસારી બનાવ્યા, પાર્વતીને પરણાવી ઘર મંડાવ્યૂં અને ગૌરીને પોતાના અર્ધ અંગમાં સમાવવા પ્રેરી વિયોગભીરુને અર્ધનારીશ્વર બનાવ્યા. તેનૂં આ શ્લોકમાં નિરૂપણ છે. ૪

**'ઊંચેરૂં વિધિ ! લીજિયે ભુવન આ દિક્પાળ ! જાઓ પરા,**
**ઊંડા અદ્રિ ! ગરો હેઠો, જલધરો ! મા ધ્રૂજતી, રે ધરા !'**
**એવાં વેણ વદંત તાંડવતણાં સંવૃદ્ધ સંરંભમાં**
**નર્તાવો નટરાજ ચિત્ત જનનાં મોજાં વડે મોજનાં. ૫**

વિધિ–બ્રહ્મા. ભુવન–દુનિયાં, બ્રહ્મલોક. પરા–વેગળા. અદ્રિ–પર્વત. જલધર–મેઘ, વાદળ. ધરા–પૃથ્વી. સંવૃદ્ધ–વધી પડેલો. સંરંભ–આવેગ, આવેશ. નટરાજ–મહાદેવ. નર્તાવો–નચવો.

તાંડવ નૃત્ત આરંભતાં માથે બ્રહ્મલોકને, ચારે દિશામાં દિક્પાળોને, અંતરાળમાં પર્વતોને, ત્યમ હેઠે પૃથ્વી અને સમુદ્રને ઝપટ લાગવાના ભયથી વ્યાકુળ બનેલા નટરાજ શંકરના આવેગનૂં આ શ્લોકમાં વર્ણન છે. ૫

'કાં ભીનો કર ?' 'નેત્રના અનળના તાપે, પ્રભો !' 'પાણિ એ
કંપે કાં ?' 'અહિના ભયે,' 'તરવરે રોમાંચ ક્યાં આ, પ્રિયે !'
'ઊડચે શીતળ જાહ્નવીજળ' વિધે એ ભાવ જે છાવરે,
તે ગૌરી રસરેલ અંતરતણી રેલો રસીલાં ઉરે. ૬

કર–હાથ, હથેળી. અનળ–(શંકરની ત્રીજી આંખમાંનો) અગ્નિ. પ્રભો–હે પ્રભુ, હે નાથ. પાણિ–હાથ. અહિ–(શંકરે શરીરે ધારણ કરેલા) નાગ. જાહ્નવીજળ–(શંકરે જટામાં રાખેલ) ગંગાનું પાણી. એ વિધે–એ રીતે. ભાવ–લાગણી.

માયરામાં શંકર ભગવાન સાથે હાથેવાળો મળતાં પાર્વતીની હાથેળી સાત્ત્વિક સ્વેદથી ભીંજાય છે, હાથ કંપે છે અને શરીરે રોમાંચ પ્રગટે છે; તે બાબત શંકર તેમને પૂછે છે, ત્યારે ઊડાવના ઉત્તર આપી પાર્વતી ખરૂં કારણ છૂપાવે છે. તે પ્રસંગનું આ શ્લોકમાં નિરૂપણ છે. ૬

ઊંઘી મોરલિયો જતાં શિર ધરી પાંખે 'ગયૂં ક્યાં હહા,
આનૂં શીશ ?' કહી કુમાર કરતાં કલ્પાંત હાસે મહા
તાળી દે હર, ને મયૂર ઝબકી ઊઠચે સ્ફુરે શીર્ષ, ત્યાં
હર્ખે ષણ્મુખઃ તે રસજ્ઞ જનને રાખો સદા હર્ષમાં. ૭

કુમાર–ન્હાનકડો કાર્તિકેય. મહા હાસે–મોટેથી હસીને. હર–મહાદેવ. મયૂર–મોર. સ્ફુરે–ઝળકે છે, બહાર દેખાય છે. શીર્ષ–માથૂં. ષણ્મુખ–છ મ્હોવાળા કાર્તિકેય.

કાર્તિકેયને વ્હાલો મોર ડોકૂં પાંખમાં ઘાલી ઊંઘી જાય છે તે જોઈ વ્હીલા મ્હોએ 'અરે, આનૂં ડોકૂં ક્યાં ?' એમ કુમાર બોલી ઊઠે છે. તે સાંભળી શંકર ભગવાન તાળી દેઈ મોટેથી હસે છે, એટલે મોર જાગી જઈ ડોકૂં બહાર કાઢે છે અને કુમારનૂં મ્હો પાછૂં હસતૂં થાય છે. એનૂં આ શ્લોકમાં વર્ણન છે. ૭

ખેંચે પુચ્છ ગ્રહી મયૂરશિશુને ભ્રાતાતણા જે, તથા
વીંટી સૂંડ કટીતટે ઢસરડે જે સિંહને માતના,
ને લેવા મણિ જે મથે અહિતણા બાઝી ગળે તાતના,
સાધી સિદ્ધિ ગણેશ એહ અરપો મોજે મઝા સર્વદા. ૮

પુચ્છ–પૂછડી. મયૂર શિશુ–મોરનૂં બચ્ચૂં, ન્હાનકડો મોર. ભ્રાતા–ભાઇ. કટીતટ–કેડનો ભાગ. સાધી–સધાય એમ કરી, મેળવી આપી. ગણેશ–ગણપતિ. મોજે–પોતાના મનની મોજથી.

ન્હાનકડા ગણપતિ તેમના ન્હાના ભાઈ કાર્ત્તિકેયના મોરની પૂછડી ખેંચે છે, પાર્વતીના સિંહને સૂંડની આંટીમાં લેઈ ઢસડે છે અને શંકરની કોટે બાઝી નાગના મણિ લેવા મથે છે. એ રમૂજી પ્રસ્તાવનૂં આ શ્લોકમાં નિરૂપણ છે. ૮

[ છપાયું: બેઘડીમોજ, દીપોત્સવી અંક: ૧૯૨૯

ઊડાડે ઉર માંહ્ય હંસ સમજી જે મુંડમાળા કરે,
ધારી પદ્મ લલાટના નયનને ઊખાડવાનૂં કરે,
દાંડો પંકજનો ગણી શશિકળા લે ખેલવા, શંભુને
અંકે એ રમતા કુમાર અરપો આનંદ આ યુગ્મને. ૯

# પ્રતિમાનું લુપ્ત અંગ

## જાગૃતિ ખંડ

મદ્રાસની પ્રેસિડેન્સી કૉલેજના પ્રોફેસર કુપ્પુસ્વામી શાસ્ત્રી એમ. એ. એઓએ છપાવેલા आश्चर्यचूडामणि નાટકના ઇંગ્રેજી ઉપોદ્‌ઘાતમાં भरतनाट्यशास्त्र ઉપરની અભિનવ ગુપ્તાચાર્યની ટીકામાંથી નીચે મુજબ ઉત્થાનિકા સાથે મહાકવિ ભાસનો એક શ્લોક નોંધેલ છે. "अधुना रौद्रं लक्षयति । अथ रौद्रो नामेति । नामग्रहणस्यायमाशयः । अन्यायकारिता प्राधान्येन क्रोधस्य विषयः । तादृशि च जने सर्वोऽपि मनोरथे[1] रुधिरपानमपि कुर्यात् । तथा चाह लोकः । यदि लभ्येत तर्हि[2] तदीयं रुधिरमपि पीत्वा न तृप्येतेति[3] । महाकविना भासेनापि स्वप्रबन्ध उक्तम् ।

> भ्राता कथं शुचि पतेद्धि न[4] ? मैथिली सा
> रागस्य रागपदवी, मृदु चास्य चेतः ।
> लब्धानुजस्तु[5] यदि रावणमस्य कायं
> प्रोत्कृत्य[6] तर्हि तिलशो न स तृप्तिगामी[7] ॥"

---

૧. અહીં अपि વધારે છે; તે મેં તજી દીધેલ છે. ૨. લેખમાં तत् છે; તે બદલ મેં तर्हि મૂકેલ છે. ૩. इति બોલ મેં ઉમેર્યો છે. લેખમાં त्रेतायुगं ......तद्धि न એવા અક્ષરો છે. જેમાંથી આ ઉતારો કર્યો હશે, તે પોથીમાં તો ત્રણ કરતાં પણ વધારે અક્ષર ખૂટતા હશે. મારા માનવા પ્રમાણે પહેલો તથા ત્રીજો પણ ખવાઇ ગયા હશે અને બીજો ચોથો તથા આઠમો એ ત્રણ ખંડિત થયા હશે. અર્થાત્ અસલ ता...तद्धिन એવા છિન્નભિન્ન સ્વરૂપમાં હશે. એ મન્તવ્યને આધારે ખણ્ડિત અને અર્ધખણ્ડિતની જગા મેં કલ્પનાથી પૂરી છે. ૫. લેખમાં लब्धा जनस्तु પાઠ છે. તે બદલ મેં આપેલો પાઠ કલ્પિત છે. ૬. લેખમાં तत्र છે, નવો પાઠ કલ્પિત છે. ૭. પ્રૉ. કુપ્પુસ્વામી શાસ્ત્રીના લેખમાં न वितृप्तिगामी છે. મેં આપેલો પાઠ કલ્પિત છે.

ઉદ્દ્ધૃત શ્લોક રાવણકૃત સીતાહરણને લગતો છે; એટલે તે **પ્રતિમાદશરથ** કિંવા **પ્રતિમા** નાટકમાંથી લીધેલો હોવાનો સંભવ છે. રામકથાને અવલંબીને એકલું એ જ નાટક ભાસ કવિએ રચેલું છે.[1] તે કારણથી મેં એના ૫ અને ૬ એ બે અંક અંતર્ગત વિષ્કંભક સહિત બારીકીથી તપાસ્યા અને તેનું અસલ સ્થાન ખોળી કાઢ્યું.[2] આ પાંચ વરસ ઉપરની વાત છે. તે દિવસથી મારા મનમાં શંકા પેઠી, કે રખેને **પ્રતિમા** નો કોઈ અગત્યનો ભાગ આ જ રીતે લુપ્ત થયો હોય. જોતાં જોતાં એક સ્થળ કંઈક વ્હેમ ઉપજાવનારૂં જડી આવ્યું. પાંચમા અંકમાં રાવણ સીતાનું હરણ કરવા આવે છે તેનો પ્રવેશ પૂર્વે સૂચવવો ઘટે; પણ તે સૂચવ્યો નથી. તેનાથી પણ મોટી ત્રુટિ કાંચનપાર્શ્વ મૃગના સંબંધમાં છે. એ માયાવી રૂપમાં આવનાર તે રાવણનો મામો મારીચ છે; એ બાબતનું પણ સૂચન કોઈ ઠેકાણે છે નહિ. ફરી ફરીને અંક ૫ હું કાળજીથી તપાસી ગયો; પણ આ બે ત્રુટિઓ દૂર કરવાનું દ્વાર મને લાધ્યું નહિ. થાકીને હું ભોજન કરવા ઊઠ્યો. જમતાં જમતાં પણ ત્રુટિઓનો પ્રશ્ન મનમાં ઘોળાયાં કરતો હતો.

વ્હેલાં વ્હેલાં ભોજનથી પરવારી મેં મારા અભ્યાસસ્થાનકે આવીને સ્વસ્થ ચિત્તે પેલો મૂઝવનારો સવાલ હાથ ધર્યો. અનેક તર્ક વિતર્ક કરતાં ઉત્તેજિત મગજમાં એવો મુદ્દો ઊઠ્યો, કે આ દેખીતી ત્રુટિઓનો ખુલાસો કુશળ નાટકકારે અંકની પૂર્વે **विष्कंभक** કે **प्रवेशक** દ્વારા અવશ્ય કર્યો હોવો સંભવે છે. કોઈ કદાપિ એમ કહે કે ઉશ્કેરાયલી કલ્પનાએ જોનારની આ ભ્રમણા છે. આવી અસંભાવનાનો અવકાશ ન રહેવા અને મારી પોતાની પ્રતીતિ થવા સૂચ્ય અને પ્રયોજ્ય વસ્તુનો સંબંધ કેવા પ્રકારે નાટકમાં જોડયો છે તે સમજવા

---

૧. જુઓ મેં છપાવેલા **प्रतिमा** નાટકનો ઉપોદ્દ્ઘાત. ૨. જુઓ ઉપર કહેલ ઉપોદ્દ્ઘાતના અનુલેખનો છેવટનો ભાગ.

તરફ મેં મારા વિચાર વાળ્યા. **પ્રતિમા** નો એકે એક **વિષ્કંભક** અને એકે એક **પ્રવેશક** તેના પૂર્વના અને પછીના અંક સાથે લક્ષપૂર્વક વાંચ્યો. અને મેં જોયું, કે પ્હેલા અંકમાં રામના અભિષેકનો પ્રસ્તાવ આવે છે તેની તૈયારી એ અંક પૂર્વેના **વિષ્કંભક** થી કવિએ નિર્દેશેલી છે. બીજા અંકમાં રામના અસહ્ય વિયોગદુઃખે દશરથ રાજાનું મરણ નીપજે છે, તેની ચેતવણી પણ પૂર્વગામી **વિષ્કંભક** થી આપી છે. ત્રીજા અંકનો પ્રતિમાગૃહનો પ્રસ્તાવ છેક જ નવો હોવાથી તેનું પૂર્વસૂચન અત્યંત આવશ્યક હતું, તે કર્તાએ પ્રસ્તુત અંક પહેલાં **પ્રવેશક** ની યોજના દ્વારા પૂરું પાડયું છે. ચોથા અંકમાં રાજકુમાર ભરત અયોધ્યામાં પગે ન મૂકી જ્યેષ્ઠ બંધુની પાછળ વનમાં ચાલ્યો જાય છે. એ ઘટના પણ નવી જ હોવાથી તેને અંગે એ અંક પૂર્વે નાટકકારે **પ્રવેશક** ગોઠવી સંવિધાનનો ઉકેલ પાડયો છે. પાંચમા અંકને અંતે રાવણ સીતાને હરી જાય છે. દશરથનો મિત્ર જટાયુ સીતાની વ્હારે ચડે છે. રાવણ તેની પાંખ કાપી નાંખે છે. ઘવાયલો ગૃધ્રરાજ પૃથ્વી પર પછડાઇ મરણ પામે છે. બે વૃદ્ધ તાપસો શ્વાસભર્યા જઈ રામને ખબર કરે છે કે રાવણ સીતાને હરી ગયો. અહીં પણ ભાસે હકીકત જરા બદલી છે.[1] આ વૃત્તાંત સૂચ્ય હોઇ તેનો નિર્દેશ કવિએ પાંચમા અને છઠ્ઠા અંકના ગાળામાં **વિષ્કંભક** યોજીને કર્યો છે. સાતમા અંક પૂર્વે રાવણને રોળી સીતાને લેઇ રામ લંકાથી પાછા ફરે છે. તેના સમાચારથી પ્રેક્ષકને વાકેફ કરવા કર્તાએ ધોરણ પ્રમાણે અહીં પણ **વિષ્કંભક** મૂકયો છે. નાટકનાં અંગોની આ પ્રમાણે સમીક્ષા કર્યાથી સ્પષ્ટ થયું કે મેં ત્રુટિ તરીકે ઓળખાવેલા સૂચ્ય ભાગના નિદર્શન સારૂં ભાસ કવિએ એની રીત

---

૧ **રામાયણ**માં ઘવાયલા જટાયુને રામલક્ષ્મણ આવી પ્હોચતા સુધી, રાવણકૃત સીતાહરણના સમાચાર તેમને સ્વમુખે આપવા, પ્રાણ ટકાવી રાખતો વર્ણવ્યો છે.

મુજબ પાંચમા અંક પૂર્વે विष्कंभक કે प्रवेशक સો વસા મૂક્યો હોવો જોઈયે. ખરૂં છે કે સદ્‌ગત મહામહોપાધ્યાય ત. ગણપતિ શાસ્ત્રીને મળેલી હાથપ્રતમાં ઉક્ત સ્થળે विष्कंभक કે प्रवेशक છે નહિ. પણ તેની સાથે એ પણ ખરૂં છે કે ભાસની પદ્ધતિ ધ્યાનપૂર્વક વિચારતાં, કર્તાએ ત્યાં विष्कंभक કે प्रवेशक ની યોજના કરી રાખેલી હોવી જોઈએ. ઉક્ત સ્થળે એ अर्थोपक्षेपक વગર નભે એવું છે જ નહિ. એના અભાવે प्रतिमा ખંડિત રહે છે. કોઇ જૂની પ્રત મળી આવે અને તેમાં પ્રસ્તુત લુપ્ત થયેલો ભાગ જડે, તો નવાઈ નહિ. હાલ તો प्रतिमानुं એ અંગ નષ્ટ જ છે.

## સ્વપ્ન ખંડ

ઉપર પ્રમાણે ગૂંચનો તાત્કાલિક ઉકેલ કાઢી ગૂજરાત કોલેજના દૈનિક વ્યાખ્યાનનું સાહિત્ય તૈયાર રાખી કલાક અર્ધો કલાક આરામ લેવાના સંકલ્પથી રોજના દસ્તુર મુજબ હું સૂઈ ગયો; અને સૂતો તેવો જ ઊંઘી ગયો. ઊંઘમાં પણ प्रतिमाના ભણકારા વાગતા હતા. મન ઝંખ્યા કરતું હતું કે 'આ સુંદર નાટકની કોઈ અખંડિત પોથી જડે, અરે આખી પોથી એ નહિ ને [1]शारीपुत्रप्रकरणની પેઠે તેનું મુદ્દાનું પાનું જ હાથ લાગે, તો કેવું સારૂં? સર્વે સંકલ્પવિકલ્પ શમી જાય.' આવા વિચાર કરતો હતો, તેવામાં નીસરણીમાં કોઇનાં પગલાં વાગ્યાં; અને 'છો કે? જાગો છો?' એવા બોલ સંભળાયા. બીજે જ ક્ષણે મારા બાળ-સ્નેહીનું માથું દાદરમાં ડોકાયું, અને તેમણે હાથ લંબાવીને કહ્યું, 'લો ભાઈ! આ પાનું. તમારે કામનું હશે.[2] મારા ઘરના પગ-

---

૧ બૌદ્ધ કવિ અશ્વઘોષના આ નાટક બાબત જુઓ મેં મુમ્બઇ યુનિ-વર્સિટીની 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા'ને અંગે 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' એવા નામથી આપેલાં વ્યાખ્યાનમાંનું છેલ્લું વ્યાખ્યાન, પ્રસ્તાવ ૫.

૨ મારા આ મિત્રે એક વાર એમના પાડોશીએ ફેંકી દીધેલાં પાનાં મને આપ્યાં હતાં; તે મારી પાસે છે. એમાં હિંદી કવિએ રચેલું કોકશાસ્ત્ર છે.

થિયામાં એ પડયું હતું.' મેં કહ્યું, 'આવો, આવો, જોઇયે શું છે તે.' તેમણે સીડીમાંથી ઉત્તર વાળ્યો, 'મારે ઉતાવળનું કામ છે. તમે તે જોજો.' છેલ્લો બોલ હજુ એમની જીભે હતો ને પાનું મૂકી, જેવા દૂડદૂડ આવ્યા હતા, તેવા જ દૂડદૂડ એ ચાલ્યા ગયા. પવનમાં ઊડી જાય તે પહેલાં તરત મારી જગાએથી ઊઠીને પાનું મેં મારા હાથમાં લીધું. એના ખૂણાના ભાગ ઘસાઇને ગોળ થઈ ગયા હતા. કોઈ કોઈ ઠેકાણે ઊધેઈએ નવતર અગમ્ય લિપિ લખવાનો પ્રયત્ન કર્યો હતો. નાટકનું પાનું દેવનાગરી અક્ષરે લખેલું હતૂ. તેમાં કોઈ સ્થળે માત્રાનો અને કોઈ સ્થળે પડિમાત્રાનો ઉપયોગ કર્યો હતો. કાગળ ઝાંખો પડયો છતાં ચીકણા ઘૂંટેલા સફાઇદાર અમદાવાદી કાગળના પૂર્વરૂપનો ખ્યાલ આપતો હતો. વર્ણના મરોડ ઉપરથી અને પાનાની હાલત ઉપરથી, ઇસવી તેરમા સૈકામાં તે ઊતારાયું હશે, એવી અટકળ બંધાતી હતી. બંને પૃષ્ઠ પર રહેજે નજર ફેરવી ગયો, તો રામકથાનાં પાત્રોનાં નામ સાથે સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં ઉક્તિઓ આપેલી જોઇ. તે ઉપરથી સમજાયું કે આ કોઈ રામકથાને આધારે રચાયલા સંસ્કૃત નાટકનું પાનું છે. એ નાટક કયું તે જાણવાના કૌતુકથી મેં એ પાનું વાંચવાનું શરૂ કર્યું. તરત જ નીચેના શબ્દોએ મારું ધ્યાન ખેંચ્યું, 'द्भविष्यति भर्वान्नियमावसानं तावद्भवेयमिह ते नृप पादमूले।' મને યાદ આવ્યું, કે આ તો प्रतिमाના ચોથા અંકના यावद्भविष्यति પ્રતીકની ભરતની શ્લોકાત્મક ઉક્તિ છે. આગળ વાંચતાં रामः। मैवं नृपः स्वसुकृतैरनुयातु सिद्धिं त्वं शापितोसि यदि रक्षसि चेन्न राज्यम्॥ એવું રામના મુખનું ઉત્તરાર્ધ પણ જોયું. નવાઈ જેવું તો એ હતું કે છેલ્લા ચરણમાં મહામહોપાધ્યાય શાસ્ત્રીજીની હાથપ્રતના નહિ, પણ प्रतिमाના અનુવાદમાં જે મનથી નવા કલ્પેલા હતા તે જ પાઠ આપ્યા હતા. જેમ જેમ હું આગળ વધતો ગયો તેમ તેમ ગ્રહ બંધાતો ગયો, કે प्रतिमा નાટકનું જ આ પાનું છે. નિરંક પૃષ્ઠ

વાંચીને કરેલી આ કલ્પનાને સાંક પૃષ્ઠના 'चतुर्थोंकः।' પછીના 'वज्रदंष्ट्रः। अवि णाम कुशलं,' વગેરે બોલ વાંચતાં આઘાત પ્હોંચ્યો. હું અન્યની કૃતિના ભયથી ભડક્યો. વજ્રદંષ્ટ્ર અને લોહદંષ્ટ્ર એવાં નામનાં બે પાત્રોનું સંભાષણ હું ગગડાવી ગયો. તેને છેડે "निष्क्रान्तौ राक्षसौ।" એવી સૂચિ પછી 'प्रवेशकः।' બોલનો ઉલ્લેખ હતો. કર્તૃત્વનો પ્રશ્ન અદ્ધર રહેવા દેઈ મેં આગળ વાંચવું જારી રાખ્યું. જોઉં છું તો આરંભે સીતાના પ્રવેશની નાટ્યસૂચિ સાથે संमज्जिदो પદથી શરૂ થતી સીતાની ઉક્તિ અને તે પછી રામના પ્રવેશની નાટ્યસૂચિ સાથે त्यक्त्वा પ્રતીકના શ્લોકથી શરૂ થઇ सीतामुपगच्छति। એ નાટ્યસૂચિ પૂર્વે સમાપ્ત થતી રામની ઉક્તિ આપેલી દીઠી; તે મુદ્રિત प्रतिमा સાથે મળતી આવતી હતી.[1] મનના સંતોષ સારૂ એ પાનું હું બીજી અને ત્રીજી વાર વાંચી ગયો, જેથી મારી ખાતરી થઇ કે ચોથા પાંચમા અંકવાળો ભાગ મહાકવિ ભાસની જ કૃતિ છે. શંકા રહી માત્ર प्रवेशक વિશે. તે બને તો દૂર કરવાના હેતુથી મેં વાક્યે વાક્યે અને પદે પદે થંભી प्रवेशक એકલો ચોથીવારનો વાંચ્યો. પાત્રો રાક્ષસ હોવાને લીધે તે માગધ પ્રાકૃતમાં રચેલો હતો. સાંક ડાબા હાંસિયામાં જુદા મરોડમાં 'मागधी' બોલ પણ કોઈ વાચકે લખ્યો હતો. ન્હાની મોટી બધી મળી દશ માગધ ઉક્તિઓ હતી. તેમાંની એકમાં ગાથાનો પ્રયોગ કર્યો હતો. प्रवेशक મજકૂરમાં રાવણ અને મારીચના આગમનનો નિર્દેશ હતો એટલું જ નહિ, પણ તે પૂર્વેના અતિ મહત્ત્વ ધરાવતા બનાવોનો ઉલ્લેખ પણ જોવામાં આવતો હતો. કર્તાએ વજ્રદંષ્ટ્રના મુખમાં ખર આદિ દણ્ડનાયકો સાથે પ્રચણ્ડ રાક્ષસસેનાનું રામે નિકંદન વાળ્યાની અને લક્ષ્મણે વરવા આવેલી શૂર્પણખાનાં નાક કાન કાપી વરવી કર્યાની હકીકત મૂકી હતી.

---

૧ ફેર એટલો જ હતો કે શાસ્ત્રીજીની વાચનામાં સીતા સાથે તાપસીના પ્રવેશનો પણ ઉલ્લેખ છે અને સીતાની ઉક્તિ પછી તાપસીની ટૂંકડી ઉક્તિ પણ આપી છે. આ ભાગ મેં પ્રસિદ્ધ કરેલી પ્રતિમામાં તજી દીધો છે.

દણ્ડકારણ્યમાં રામ લક્ષ્મણે વર્તાવેલા સંહારકાર્યનું વેર વાળવા લંકાથી ઊપડેલા રાવણ અને મારીચના સમાચાર પણ એના મુખે કહ્યા હતા. રામ તથા સીતા આશ્રમમાં હોવાની અને લક્ષ્મણ યાત્રા કરીને આવેલા કુલપતિને લેવા ગયાની ખબર લોહદંષ્ટ્ર દ્વારા પૂરી પાડી હતી. આ બધી વિગત જેમાંથી મેં તારવી હતી તે ભાગ પૂર્વે કહ્યા મુજબ **मागधी** માં હતો; તે વિભાષા સમજવામાં મારી ભૂલ તો નથી થતી, એવો વિચાર ક્ષણભર મારા મનમાં આવ્યાથી પદે પદની છાયા ગોઠવી તે પછી નિર્ણય બાંધવાનો મેં સંકલ્પ કર્યો. મારા મિત્રે આપેલું પાનું પાંચમી વારનું હાથમાં લીધું; તે વખતે મેં અચાનક **प्रवेशक** ની જમણી બાજુના હાંસિયામાં ઘણા બારીક અક્ષરે કંઈક લખેલું દીઠું. મેં ધાર્યું કે કદાચિત્ એ સંસ્કૃત છાયા હશે. તે ઊકેલવા મેં સૂક્ષ્મોપબૃંહક કાચ[1] હાંસિયા ઉપર ધર્યો. તે જ પળે નીસરણીમાં ધબધબ પગનો અવાજ થયો; અને દાદરમાંથી ‘ગાડી આવી છે’ એવા શબ્દ સંભળાયા. હું એકાએક જાગી ગયો. મને જાગેલો જોઇ ધીરે સાદે ગાડી આવ્યાની ફરી ખબર આપી માણસ ચાલતો થયો.

## ઉદ્બોધન ખંડ

ગાડી વખતસર હતી; પણ મારે તો કવખતની નીવડી. એ આવ્યાના સાદથી ઊંઘ જવાની સાથે સ્વપ્નની પ્રતિમાનું પાનું પણ ઊડી ગયું. છાયા વાંચવાનો કાચ કયાં એ રહ્યો ને છાયા કાયા સાથે અંતર્ધાન પામી ગઈ. ગાડી પાંચ મિનિટ મોડી આવી હોત, તો હાંસિયામાંનું ઝીણા અક્ષરનું લખાણ વાંચી લેવાત. એ ન વંચાયું તેનો શોચ તો થયો. પણ મેં મનથી સંતોષ વાળ્યો, કે એ કારૂમા પાનામાંના **प्रवेशक** ની દશે ઉક્તિઓ મારે મ્હોડે થઇ છે, ફિકર નહિ, એ હું ટપકાવી લેઊં. ભૂલી જઇશ, તો છાયા ખોઈ

1 સૂક્ષ્મોપબૃંહક કાચ–Magnifying glass

તેમ મૂળ પણ ખોઈ બેસીશ. એવો મનમાં વિચાર આવતાં જ પ્રવેશક આખો એ પેનસિલથી કાગળમાં ઝટઝટ ટપકાવી લીધો; અને ઊતારો ઠેકાણે મૂક્યો.

કૉલેજમાં મારે માત્ર પોણા કલાકનું રોકાણ હતું. શબ્દવિદ્યાના સંબંધમાં વ્યાખ્યાન આપવાનું હતું. તે બોજારૂપ નહિ પણ આનંદદાયક હતું. એટલે ખુલ્લી હવામાં થઈ ઘેર આવી શ્રમસહ ચિત્તથી પ્રવેશકનો માગધ ઊતારો હાથમાં લઈ તેની સંસ્કૃત છાયા લખી કાઢી; અને સાથે સાથે તેનો ગૂજરાતી અનુવાદ તૈયાર કર્યો. એ મૂળ અને અનુવાદ મેં પ્રકાશિત કરેલી પ્રતિમામાં ગોઠવી જોયાં, તો બરાબર બંધ બેસતાં આવ્યાં; અને પૂર્વે જે ત્રુટિઓ નડતી હતી તે દૂર થઈ. પ્રથમ જે માત્ર કલ્પના હતી તેણે હવે નિર્ણયનું સ્વરૂપ લીધું; અને ચોકસ થયું કે મહાકવિ ભાસે પાંચમા અંક પૂર્વે વિષ્કંભક કે પ્રવેશક અવશ્ય મૂકેલો, જે ઊડી ગયાથી પ્રતિમાનું એક ઉપયોગી અંગ લુપ્ત થયું છે. અંકની સરખામણીમાં આ અર્થોપક્ષેપક ગૌણ છે. અને ગૌણ છે માટે જ તે ખોવાયો તે લ્હેવામાં આવ્યો નથી. રામકથા જેવા જગજાણીતા મહાખ્યાનના આધારે રચાયલા નાટકમાં નાટકકાર પોતે જ વસ્તુનો સમન્વય સાચવી ઉપકથા ખુશીથી છોડી દે છે, સમગ્ર પ્રયોજ્ય વસ્તુ અંકોમાં વ્હેંચી દીધું હોય છે, એટલે સૂચ્ય વસ્તુના નિદર્શનનો અર્થોપક્ષેપક લહિયાએ સરતચૂકથી તજી દીધો હોય, તો અંકો ઉપર લક્ષ રાખનારના જાણ્યામાં આવતું નથી. એ તો વિવેચનની ઝીણી નજરે તપાસતાં કળ્યામાં આવે છે. [1]વાચના વિષયક ચર્ચામાં રસ લેનારા વિવેચકના આ બાબતમાં સ્વતંત્ર નિર્ણય માટે હું સ્વપ્રસિદ્ધ પ્રવેશક અને તેનો અનુવાદ નીચે રજૂ કરું છું.



# मागधी मूळ अने संस्कृत छाया

ततः प्रविशतो राक्षसौ ।

वज्रदंष्ट्रः—अवि णाम कुशलं भादुणो ?। कधं भो धलातलम्मि चलणे शमाकलिशन्ते चलदि वश्चे ? । दण्डमालण्णं अन्तो आगन्तुगाणं पविर्त्ति महालायस्स णिवेदेदुं लङ्कापुलिं उवायादस्स तु ते पादपक्केवेण धलणी पकम्पिदा आशी । (अपि नाम कुशलं भ्रातुः ? । कथं भो धरातले चरणौ समाकर्षँश्चलति वत्सः ? । दण्डकारण्यमन्तरागन्तुकानां प्रवृत्तिं महाराजाय निवेदयितुं लङ्कापुरीमुपायातस्य तु ते पादप्रक्षेपेण धरणी प्रकम्पिता आसीत । )

लोहदंष्ट्रः—ताद किं कुशलपण्हेण ? । लङ्काए पदिणिवुत्ते हगे इध महन्त अणस्तं शंयादं अपेस्कं । लामबडुअस्स शलपादेण तिण्णि वि दण्डणायगा पाणेहिं वियोयिदा । लक्कशचमू च णिखिला णिधण उवगमिदा । एगे य्येव हगे लङ्कं गदे ओशिस्टे भीदभीदे मिच्चुणा गिहिदे चिष्ठामि । कस्टं । लायकुमाली शुप्पणहा कधं भविस्सदि ? । ( तात किं कुशलप्रश्नेन ? । लङ्कायाः प्रतिनिवृत्तोऽहमिह महान्तमनर्थं संजातं प्रेक्षे । रामबटोः शरपातेन त्रयोऽपि दण्डनायकाः प्राणैर्वियोजिताः । राक्षसचमूश्च निखिला निधनमुपगमिता । एक एवाहं लङ्कां गतोऽवशिष्टो भीतभीतो मृत्युना गृहीतास्तिष्ठामि । कष्टम् । राजकुमारी शूर्पणखा कथं भविष्यति ? । )

**वज्रदंष्ट्रः—वश्च अलं अत्ताणं शंताविय । शा खु ते-ल्लोग्गसुन्दली लङ्कं अधिवशदि । लामलक्खणा तु आशण्ण-मलणा त्ति शंपेस्कामि ।**

**तेहिं हि शयंवलीए लश्चीए कण्णणाशिगं छिण्णं ।**

( वत्स अलमात्मानं संतप्य । सा खलु त्रैलोक्यसुन्दरी लङ्का-मधिवसति । रामलक्ष्मणौ त्वासन्नमरणाविति संप्रेक्षे ।

ताभ्यां हि स्वयंवर्या लक्ष्म्याः कर्णनासिकं छिन्नम् । )

**लोहदंष्ट्रः—अच्चाहिदं** । ( अत्याहितम् । )

**वज्रदंष्ट्रः—**

**तं कप्पिस्सादि तेशिं कप्पेदुं तन्तुमाउस्स ॥१॥**

**तधा च कालादिवादं विणा लायलायेस्सले लंकाधिणाहे शुप्पणहाए खलदूशणतिशिलाणं च लक्कशवीलाणं उद्दशशहशा च वइलं णिय्यादेस्सन्ते मादुलेण मालीयाशिलिणा अणुगम्म-माणे पलावदादि ।**

( तत् क्लृप्स्यते तयोः कर्तितुं तन्तुमायुषः ॥१॥

तथा च कालातिपातं विना राजराजेश्वरो लङ्काधिनाथः शूर्पणखायाः खरदूषणत्रिशिरसां चतुर्दशसहस्राणां च राक्षसवीराणां वैरं निर्यातयिष्यन् मातुलेन श्रीमारीचेनानुगम्यमानः परापतति । )

**लाहदंष्ट्रः—एव्वं, शयं य्येव महालाये दशकंधले मादुलेण शह पलापदादि ?** । **जयदु महालाये** । ( एवं, स्वयमेव महाराजो दशकंधरो मातुलेन सह परापतति ? । जयतु महाराजः । )

**वज्रदंष्ट्रः**—हगे च तेशिं कप्पाडिआवशदाणं पआरगदं उवलद्धुं अग्गदो शंपेशिदे । (अहं च तयोः कार्पटिकापसदयोः प्रचारगतमुपलब्धुमग्रतः संप्रेषितः । )

**लोहदंष्ट्रः**—तं तु तादं हगे आचस्काभि । दाणिं य्येव पंचवडीए शंणिकिस्टेण मग्गेण वज्जन्तेण मए दुवे माणुशा अस्समपदे दिस्ता, लामे च शीदा च । लक्कणे दाव तिस्तयत्ताए उवावत्तमाणं कुलपदिं पच्चुय्यादे ति च शुदं । (तत्तु तातमहमाचक्षे । इदानीमेव पञ्चवट्याः संनिकृष्टेन मार्गेण व्रजता मया द्वावेव मानुषावाश्रमपदे दृष्टौ, रामश्च सीता च । लक्ष्मणस्तावत्तीर्थयात्राया उपावर्तमानं कुलपतिं प्रत्युद्यात इति च श्रुतम् । )

**वज्रदंष्ट्रः**—दिस्टीए शंपादिदं तए शमागदेण मह शमीहिदं । शंपत्तं च लक्कशेन्दस्स पुप्फगं विमाणं । ता, एहि, लङ्केस्सलं णिवेदेमो यधागदं । (दिष्ट्या संपादितं त्वया समागतेन मम समीहितम् । संप्राप्तं च राक्षसेन्द्रस्य पुष्पकं विमानम् । तदेहि, लङ्केश्वरं निवेदयावो यथागतम् । )

**लोहदंष्ट्रः**—अयं आगश्चामि । मन्दम्मि मम देहम्मि विज्झायन्तं तु य्योदी महालायागमणे दिप्पदि । (अयमागच्छामि । मन्दे मम देहे निर्वाणं गच्छत् तु ज्योतिर्महाराजागमने दीप्यते । )

निष्क्रान्तौ राक्षसौ ।

**प्रवेशकः ।**

## ગૂજરાતી અનુવાદ

બે રાક્ષસો પ્રવેશ કરે છે.

**વજ્રદંષ્ટ**—વત્સ લોહદંષ્ટ્ર ! તું ખુશ તો ખરો ? અરે, તું પગ ઘસીને ચાલે છે, એમ કેમ ? આપણા દણ્ડકારણ્યની નવીસવી વસતીનાઃ સમાચાર મહારાજને નિવેદન કરવાને તું લંકાએ આવ્યો હતો, ત્યારે તો તારા પગના ધબકારે ધરણી ધ્રૂજતી હતી.

**લોહદંષ્ટ**—વજ્જરભાઈ ! ખુશીનૂં શૂં પૂછો છો ? લંકાથી હૂં પાછે પગલે આવ્યો, ત્યાં તો અહીં મેં રોળ વર્તેલો જોયો. પેલા આજકાલના રામના બાણે આપણા ત્રણે દણ્ડનાયક હણાયા અને રાક્ષસસેનાનૂં નિકન્દન વળી ગયૂં ! હૂં લંકામાં હોઇ ઊગર્યો, ત્યારે ભયનો માર્યો મરવા પડયો છૂં. અરે, પણ રાજકુમારી શૂર્પણખાબા, એમનૂં શું થયૂં હશે ?

**વજ્રદંષ્ટ**—સંતાપ ન કર, વત્સ, એ ત્રૈલોક્યલક્ષ્મી લંકામાં બિરાજે છે અને એ રામલક્ષ્મણનૂં હવે આવી બન્યૂં છે.

આર્યા

વરવા ગયેલ લક્ષ્મીતણાં હણ્યાં નાકકાન નર નષ્ટે.

**લોહદંષ્ટ**—હેં હેં ! ગજબ કર્યો તો !

**વજ્રદંષ્ટ**—

એ નિજ આવરદાની છેદી છે દોરડી દુષ્ટે. ૧

હાલ હાલ, રાજરાજેશ્વર લંકાનાથ રાજકુમારી શૂર્પણખાનૂં, દણ્ડનાયક ખર દૂષણ ત્રિશિરાનૂં અને ચૌદ હજાર રાક્ષસ સુભટનૂં વેર વાળવા મામા મારીચ સાથે પધારે છે.

**લોહદંષ્ટ**—શું શું ? ખુદ મહારાજ મામાશ્રી સાથે પધારે છે? જય લંકેશનો !

**વજ્રદંષ્ટ**—અને મને એ દુષ્ટ કાપડીઓની ભાળ મેળવવા આગળથી મોકલ્યો છે.

**લોહદંષ્ટ**—એ હું કહૂં, મોટાભાઈ, પંચવટી આગળ થઇને હૂં નીકળ્યો, ત્યારે રામ અને સીતા એ બે જણાં આશ્રમમાં હતાં. લક્ષ્મણ તો, વાટમાં સાંભળ્યા પ્રમાણે, યાત્રાએથી કુલપતિ આવે છે તેને લેવા ગયેલ છે.

**વજ્રદંષ્ટ**—મારે બાતમી જોઇતી'તી તે મળી ગઈ; ઠીક થયૂં કે વત્સ ભેગો થયો. લો, આ રાક્ષસેન્દ્રનૂં પુષ્પક વિમાને આવ્યૂં. ચાલ, ભાઈ, આપણે મહારાજને સમાચાર નિવેદન કરિયે.

**લોહદંષ્ટ્ર**—આ આવ્યો, મોટાભાઈ. મારા મન્દ દેહમાં બૂઝાતી જ્યોત મહારાજનાં પન્હોતાં પગલે દીપે છે.

બન્ને રાક્ષસ જાય છે.

**इति जनस्थानकण्टकोद्धारो नाम विष्कंभकः ।**

“ આ કે એનો ભાઈ, કોઈપણ प्रवेशक કે विष्कंभक હોવો તો જોઈયે તે કબૂલ. પણ તે આખો ને આખો ઊડી શી રીતે ગયો ? ” એવો પ્રશ્ન કદાપિ કરવામાં આવે, તો તેનો ઉત્તર બહુ જ સહેલો છે. લુપ્ત થયેલો ભાગ ततः प्रविश અક્ષરોથી શરૂ જ થાય છે અને એને છેડે પણ પાંચમા અંકના આરંભના ततः प्रविश અક્ષરો આવે છે. તેને લીધે લહિયાએ દષ્ટિદોષથી વચલો દશ ઉક્તિવાળો ભાગ મૂકી દીધો હોય, એમ મારૂં માનવું છે. આ પ્રકારની ભૂલ જૂની હાથ-પ્રતોમાં મળી આવે છે, તેમ મુદ્રાયંત્રનાં કાચી છાપનાં ઓળિયામાં બીબાં ગોઠવનારાના હાથે થાય છે, એ મારા અનુભવમાં છે. એક પંક્તિ ઉપરથી નજર ખસી બીજી પંક્તિના સમાન અક્ષરસમૂહ ઉપર ઠરવાથી વચલી પંક્તિ કે પંક્તિઓ લહિયો અને બીબાં ગોઠ-વનાર અજાણતાં મૂકી દે છે. એ રીતે પ્રસ્તુત ભાગ પણ प्रतिमा માંથી લુપ્ત થયો જણાય છે.

ઉપરના લેખમાં દર્શાવેલા વિચારને કોઈ જાગૃતિની ભ્રમણા ગણશે અને કોઈ એને ઊંઘનું સ્વપ્ન લેખશે, તેનો મને સોસ નથી. મારૂં મન તો ભાસના શબ્દમાં કહે છે કે

અનુષ્ટુભ

**સ્વપ્ન એ હોય, તો ધન્ય સ્વપ્ન તે નિત્ય ઊંઘતાં;**
**ભ્રમણા હોય એ, તો તે ભ્રમણા ધન્ય જાગતાં.**[1]

ત્રુટિઓ જડી છે– મને પાંચ વરસ ઉપર ન હતી જડી તે જડી છે; અને ખોટ પૂરનારો અર્થપિંડ પણ જડયો છે. શબ્દપિંડ તો જે હોય તે હો.

[ છપાયું: બુદ્ધિપ્રકાશ, ૧૯૩૩.

---

૧ જુઓ મહાકવિ ભાસના स्वप्नवासवदत्ता નો स्वप्ननी सुन्दरी કિંવા स्वप्ननी सुहागणि એવા નામનો મારો અનુવાદ, અંક ૫.

# ઈશાવાસ્ય ઉપનિષદ્

## અનુવાદ ભૂમિકા

### ( રા. નર્મદાશંકર દેવશંકર મહેતા )

શ્રૌત વાઙ્મયમાં ઈશાવાસ્ય ઉપનિષદ્‌નું ક્યાં સ્થાન છે, એ જાણ્યા વિના આ ગુર્જરી ભાષાના અનુવાદનું રહસ્ય ઢંકાયેલું રહેવા સંભવ છે. આ ઉપનિષદ્ કર્મપ્રધાન શુકલ યજુર્વેદની મંત્રસંહિતામાં અંતિમ અધ્યાયમાં ગોઠવાયેલું છે. આપણા શ્રૌત સાહિત્યમાં મંત્ર અને બ્રાહ્મણ—એમ પ્રત્યેક વેદના વિભાગ પડે છે. તેમાં મંત્ર—સમુચ્ચયને સંહિતા નામ આપવામાં આવે છે, અને મંત્રના અર્થ-તાત્પર્યને વિવરણરૂપે પ્રતિપાદન કરનાર વિભાગને બ્રાહ્મણ કહે છે. યજુર્વેદની શુકલ અને કૃષ્ણ એવી બે મુખ્ય શાખાઓ છે, અને તેમાં શુકલ યજુઃશાખાને વાજસનેયી શાખા પણ કહે છે. આ શાખાની બે પ્રશાખાઓ હાલ ઉપલબ્ધ છે. એક માધ્યંદિન અને બીજી કણ્વ. આ શાખાની સંહિતા સાથે સંબંધ ધરાવતું મોટું શતપથ બ્રાહ્મણ છે, અને તેના છેવટના આરણ્યક વિભાગમાં બૃહદારણ્યક નામનું મોટું ઉપનિષદ્ છે.

યજુર્વેદના મંત્ર અને બ્રાહ્મણ વિભાગને સારી રીતે પૃથક્ રાખનારી આ શાખા હોવાથી તેને 'શુકલ' સંજ્ઞા અપાયેલી છે, અને તૈત્તિરીયાદિ બીજી શાખામાં મંત્ર અને બ્રાહ્મણ મિશ્ર થયેલાં હોવાથી 'કૃષ્ણ' નામ આપવામાં આવ્યું છે. યજુર્વેદને આ શુકલતા આપનાર તપસ્વી યાજ્ઞવલ્કય ગણાય છે. તેમના સંબંધમાં આખ્યાયિકા ચાલે છે, કે તે ગુરુને સત્ય કહેવામાં શાપ પામવાથી વેદ રહિત થયા, અને સર્વ વિદ્યાને આપનાર ભગવાન્ સૂર્યની આરાધના કરી તેમણે તેમના દ્વારા વિશુદ્ધ વેદાર્થને પુનઃ પ્રાપ્ત કર્યો.

શુકલ યજુઃસંહિતાની રચના તપાસતાં સ્પષ્ટ જણાઈ આવે છે, કે તેમાં ભિન્ન સમયે દાખલ થયેલા ચાર ભાગ છે. પ્રથમના અઢાર અધ્યાય ઘણા પ્રાચીન છે, અને તેના ઉપર સઘળી યાગાદિ ક્રિયાનું બંધારણ છે. તેમાં પ્રથમના દશ અધ્યાયમાં, અને અગિયારથી અઢારમાં દર્શ પૌર્ણમાસ યજ્ઞ વિદ્યાનું પ્રતિપાદન છે. આ બે આધારભૂમિકાના મંત્રોનું વિવરણ શતપથ બ્રાહ્મણના પહેલા પાંચ અને છથી નવ સુધીના બ્રાહ્મણમાં આવે છે.

બીજા વિભાગમાં ઓગણીસથી પચ્ચીસ અને ત્રીજામાં અશ્વમેધ પર્યંત વિશિષ્ટ યજ્ઞોનાં વિધાન છે; ૨૬ થી ૩૯ સુધી આ કર્મકાંડની સમાપ્તિ થયા પછી ચોથા ભાગમાં ઈશાવાસ્ય ઉપનિષદ્રૂપ ચાળીસમા અધ્યાયમાં જ્ઞાનકાંડનો પ્રવેશ થયો છે.

પ્રાયશઃ વેદના રહસ્યરૂપ ઉપનિષદ્ ગ્રંથો બ્રાહ્મણના આરણ્યક વિભાગમાં છેવટે આવેલા હોય છે, અને તેથી તે ગ્રંથોને " વેદાન્ત, " અર્થાત્ વેદના અંતમાં આવેલા, એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ ગ્રંથોનું રહસ્ય અથવા તાત્પર્ય મુખ્યત્વે કરી સમાહિત અંતઃ-કરણવાળા પુત્ર અથવા શિષ્યને અરણ્યના એકાન્તમાં ગુરુરૂપ પિતાદ્વારા પાસે બેસાડી જણાવવામાં આવતું, તેથી તે ગ્રંથને ઉપ-નિષદ્ ( उप+नि+सद् ) સંજ્ઞા આપવામાં આવતી. ઉપનિષદ્ જ્યારે ગુહ્યવિદ્યારૂપ હોઈ એકાન્તમાં શિખવવામાં આવતું, ત્યારે વિસ્તાર પામેલા યજ્ઞની ચર્ચા યજ્ઞસભામાં અર્થાત્ પરિષદ્‌માં થતી હતી. કાળે કરી ઉપનિષદ્ શબ્દ અવિદ્યાને તોડનાર રહસ્યવિદ્યારૂપે સ્વીકારાવા લાગ્યો. અને તેથી જ પાછળનાં શાસ્ત્રોમાં રહસ્યભાગને ઉપનિષદ્ નામ આપવામાં આવ્યું છે. ( જુઓ—કૌટિલીય અર્થશાસ્ત્રનું અને વાત્સ્યાયનના કામશાસ્ત્રનું છેવટનું પ્રકરણ ). વેદના અંતમાં સ્થપાયેલા ગ્રંથની તે જ ન્યાયે લાક્ષણિક વેદના સિદ્ધાન્તરૂપે ગણના થવા લાગી.

આ ઈશાવાસ્ય મંત્રો વાચ્યાર્થ અને તાત્પર્યાર્થમાં ઉપનિષદ્ છે તેમ વેદાન્ત પણ છે. વાજસનેયી સંહિતામાં ઓગણચાળીસ અધ્યાયમાં પ્રતિપાદન થયેલા ક્લિષ્ટ કર્મકાંડથી અને તેના વ્યાપારથી થાકી ગયેલા અથવા તૃપ્ત થયેલા અધિકારીને જાણે સમાશ્વાસન અથવા શાંતિ આપવા મધુકાંડના દ્રષ્ટા દધ્યઙ્ આથર્વણ* મુનિને આ મંત્રોનો આવિષ્કાર થયો હોય નહિ શું, એવું શ્રદ્ધાલુઓનું માનવું છે; અને પાશ્ચાત્ય× વિવેચક પદ્ધતિથી પણ કર્મકાંડથી વિરક્ત થયેલા જનસમુદાયના વિચારનો ઉલ્લેખ આ ઉપનિષદ્‌માં છે. કર્મથી અત્યંત ઉપરામિતા અને કેવલ કર્મપરાયણતા એ બે કોટિની સંયોગી-ભૂમિ આ ઉપનિષદ્ રચે છે, અને તેથી જ્ઞાન અને કર્મનો તેજ અને તિમિર જેવો વિરોધ સ્વીકારનાર શ્રીશંકરાચાર્ય પણ પરાવિદ્યા અને કર્મનો સમુચ્ચય ન સ્વીકારતા છતાં અપરાવિદ્યા અર્થાત્ સગુણ બ્રહ્મવિદ્યા અથવા ઉપાસના અને કર્મનો સમુચ્ચય આ ઉપ-નિષદ્‌માં ઈષ્ટ માને છે.

ઉપનિષદ્ ગ્રંથોના આવિર્ભાવક્રમનો વિચાર કરી પ્રોફેસર ડયુસન તે ગ્રંથોને ચાર વ્યૂહમાં ગોઠવે છે. પ્રથમ વ્યૂહમાં ગદ્યપ્રધાન પ્રાચીન ઉપનિષદો બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈત્તિરીય, ઐતરેય, કૌશી-તકી, કેન—ઈત્યાદિનો સમાસ થાય છે. બીજો વ્યૂહ છંદઃપ્રધાન છે અને તેમાં કાઠક, ઈશ, શ્વેતાશ્વતર, મુંડક અને મહાનારાયણનો સમાસ થાય છે. ત્રીજામાં ત્યારપછીથી પ્રવેશ પામેલાં ગદ્યપ્રધાન ઉપનિષદો, જેવાં કે પ્રશ્ન, મૈત્રાયણીય, માંડૂક્ય, વગેરેનો સમાસ થાય છે. અને છેલ્લા વ્યૂહમાં બાકીનાં સઘળાં અથર્વ ઉપનિષદ્‌ને સ્થાન આપવામાં આવે છે.

---

* જુઓ આ ઉપનિષદ્ ઉપરના ઉવટભાષ્યની ભૂમિકા.

× જુઓ History of Sankrit Literature by Macdonell. પૃ. ૧૭૯.

બીજા વ્યૂહમાં ગોઠવાયેલ **ईशावास्य** ઉપનિષદના વિષયની ગૂંથણી પ્રતિ લક્ષ કરતાં તે શ્વેતાશ્વતર કરતાં પ્રાચીન જણાય છે, પણ કાઠક કરતાં અર્વાચીન છે. કાઠક ઉપનિષદના કેટલાક ભાવ ઈશાવાસ્યમાં પ્રવિષ્ટ થયેલા છે. ×

યજુર્વેદે આપણને એક મોટામાં મોટું બૃહદારણ્ય નામનું બ્રાહ્મણ-ઉપનિષદ્ આપ્યું છે અને તે સાથે ન્હાનામાં ન્હાનું આ **ईशावास्य** નામનું સંહિતોપનિષદ્ આપ્યું છે. આ બે ઉપનિષદ્‌ની આંતર વ્યવસ્થા પ્રતિ લક્ષ્ય કરતાં સ્પષ્ટ થાય છે, કે દરેકમાં ત્રણ આંતર વિભાગ પડેલા છેઃ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં આગમપ્રધાન મધુકાંડ, ઉપપત્તિપ્રધાન યાજ્ઞવલ્કયકાંડ, અને અર્થવાદપ્રધાન ખિલકાંડ ગોઠવાયેલા છે; તેમ આ લઘુ ઉપનિષદ્‌માં પણ જ્ઞાન-કાંડના તાત્પર્યને પ્રથમના આઠ મંત્રમાં પરિસમાપ્ત કર્યું છે, નવથી ચૌદ સુધીમાં ઉપાસના અને કર્મનો સમુચ્ચય યુક્તિપુરઃસર પ્રતિપાદન કર્યો છે, અને પંદરથી અઢાર સુધીમાં ઉપાસકની ઉપાસનાનું પરિણામી તાદાત્મ્યાપત્તિરૂપ ફલ વર્ણવ્યું છે.

---

× નીચેની કાઠક શ્રુતિ અને **ईशावास्य** શ્રુતિ ઉપકાર્ય ઉપકારક ભાવને સ્પષ્ટ કરશેઃ—

अशरीरं शरीरेषु अनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ का. २

यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ई. ७

नित्यो नित्यानाश्चेतनश्चेतनानाम्
एको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ का. ५. १३.

कविर्मनीषी स्वयंभूर्याथातथ्यतोऽ-
र्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ई. ८

ઉપરનું મંત્ર પૃથક્કરણ અર્વાચીન વિવેચકપદ્ધતિ અનુસાર કર્યું છે એમ નથી, પરંતુ વેદાન્તની સાંપ્રદાયિક પદ્ધતિ તે પ્રકારની વ્યવસ્થાને ટેકો આપે છે. સાંપ્રદાયિક પદ્ધતિ પ્રમાણે ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા, અર્થવાદ, અપૂર્વત્વ, ઉપપત્તિ, અને ફલ–એ પ્રકારનાં તાત્પર્યનું નિર્ણય કરનાર છ લિંગો પ્રથમના આઠ મંત્રમાં જ પરિસમાપ્ત થાય છે. અનુવાદમાં

"ઈશે વિશ્વે ધટે સૌ આ છવાવું જ્ઞાનદષ્ટિએ,"

એ પ્રકારે ઉપક્રમમાં ઈશમયી દૃષ્ટિ વિશ્વના સર્વ પ્રાણી–પદાર્થોમાં પ્રવેશાવી ઉપસંહારમાં

"અખંડ તેજસ્વી શુચિ સ્વરૂપથી
વ્યાપી ભાવ યોજે ભવના સર્વદા એક માપે,"

એ અદ્વૈતદૃષ્ટિનું અનુમોદન કરી એકવાક્યતા કરી છે. આ અદ્વૈતદૃષ્ટિનો જે આશ્રય કરતા નથી પરંતુ દ્વૈતદૃષ્ટિનો આશ્રય કરે છે, તેના ફલનો પ્રસ્તાવ કરતાં શ્રુતિ ત્રીજા મંત્રમાં જણાવે છે કે

"અંધારે ગાઢ ઘેરેલા લોક આસુર છે કહ્યા.
ત્યાં જાયે કાય પડતાં તે, જે આત્મા ન માણતા."

આ પ્રમાણે અર્થવાદ વડે રહસ્ય પ્રતિ આકર્ષણ કરી શ્રુતિ સંતોષ પામતી નથી, પણ અદ્વૈત વસ્તુની અપૂર્વતા અર્થાત્ શાસ્ત્રૈકગમ્યતા આત્માને ઇન્દ્રિયાદિ દેવોથી અગોચર જણાવી ચોથા મંત્રમાં સ્પષ્ટ કહે છે કે

"હાલે ન ને રહે મનથી ય છેટે
સામે છતાં તે નવ દેવ પામે."

અને અપૂર્વતાના સમર્થનમાં ઉપપત્તિ બતાવે છે કે

"ધાનારને તે ઠરી કામ આંટે;
ત્યાં ગ્હેણુ આ માતરિશ્વા બહાવે."

વળી પરમ તત્ત્વ સર્વદા એકરસ અથવા એકરૂપ છે એ પ્રકારના સિદ્ધાન્તનું

"પાર એ આ બધાની ને આ બધાની ય માંહ્ય એ"
"સૌ ચરાચરમાં આપ—આપમાં સૌ ચરાચર."

ઈત્યાદિ અભ્યાસ વડે સમર્થન કરી છેવટે અદ્વૈત ઈશમયી દૃષ્ટિનું ફલ શ્રુતિ પોતે જ સાતમા મંત્રમાં કથે છે કે

"જ્યાં થાયે આત્મરૂપ ચરાચરે,
વાધે એકત્વબુદ્ધિ, ત્યાં મોહ ને શોક ક્યાં રહે?"

આ પ્રમાણે વેદાર્થની પરિસમાપ્તિ આઠ જ મંત્રમાં થઈ રહે છે, અને ત્યાર પછી પ્રકરણાન્તરનો આરંભ થાય છે. આ બીજા પ્રકરણની ઉત્થાનિકામાં ભેદાભેદવાદી અને અભેદવાદીના સિદ્ધાંતના વાદનાં બીજ રહેલાં છે. જ્યારે શ્રુતિના વાચ્યાર્થને વળગી ભેદાભેદવાદી જ્ઞાન અને કર્મનું વિદ્યા અને અવિદ્યાનું—સંભૂતિ અને અસંભૂતિનું—સમકાલે સેવન કરવા વડે મોક્ષરૂપ ફલનો ઉદય થાય છે એમ જણાવે છે, ત્યારે કેવલાદ્વૈતી તર્કાનુસારી શ્રુતિતાત્પર્યને સ્વીકારી તત્ત્વજ્ઞાન અને કર્મનો એકાધિકરણમાં સમુચ્ચય સંભવતો જ નથી એમ પ્રમાણપુરઃસર બતાવી આ બીજા પ્રકરણના મંત્રો વડે ઉપાસના અને કર્મનો અર્થાત્ સગુણ બ્રહ્મભાવના અને યાગાદિ કર્મનો સમુચ્ચય શ્રુતિસંમત છે એમ પ્રતિપાદન કરે છે.

સંપ્રદાયના આ વિવાદાસ્પદ વિષયને બાતલ કરી કેવલ શ્રુતિશરણ થઈ આપણે જોઈશું તો સ્પષ્ટ થશે કે આ ઉપનિષદ્ કર્મકતા—કર્મજાડ્યની નિંદા કરે છે, અને ધર્માચરણમાં—કર્મનિષ્ઠામાં—અદ્વૈતનિષ્ઠા પ્રતિ ખેંચી જનાર ઈશ્વરભાવનાના સચેતન રસને રેડે છે. આ કર્મના ફલના પ્રેરક પરમાત્માને—ઈશ્વરને—સર્વ ક્રિયામાં ઓતપ્રોત રાખવાનું, તેની ભાવના વિનાની સર્વ પ્રવૃત્તિ અવિદ્યામયી ગણવાનું, પ્રવૃત્તિ વિના જીવનનો વિકાસ થતો નહિ હોવાથી નિર્ભ્રાંતપણે યાવજ્જીવ વિદ્યા સહિત—અર્થાત્ ઈશ્વરની ઉપાસના સહિત—યથાપ્રાપ્ત કર્તવ્યો કરવાનું, અને પરિણામે પોતાનો

અને ઈશ્વરનો અભેદભાવ અનુભવી શાશ્વતપદમાં શમવાનું પરમ ગંભીર રહસ્ય આ ઉપનિષદ્ આપણને દર્શાવે છે.

ત્રીજા વિભાગ ( ૧૫ થી ૧૮ )માં વિદ્યાવિદ્યાના સમુચ્ચયના ફલનું વર્ણન છે * —યાવજ્જીવ ઉપાસના સહિત કર્મ કરનાર ઉપાસકને આદિત્ય-મંડલસ્થ સગુણબ્રહ્મ પરમેશ્વર—અંતિમ ઘડીએ ત્યજતા નથી. પણ તેની શરીરની શિથિલતા છતાં તેના મનોદર્પણમાં પ્રાણોત્ક્રમણ સમયે સ્ફુરેલા રહે છે, અને પામર જીવોને જેવો મરણનો ત્રાસ છે તેવો આ ઉપાસકને નથી, પરંતુ मृत्युरप्युत्सवायते એ ન્યાયે

"હે દેવ સૌ જ્ઞાનતણા સુજાણ !
અગ્ને ! સુમાર્ગે લઇ જા શુભાર્થ,
તું કાપ કૂડો અમ પાપસાર્થ,
તને ઘણેરા અમ આ પ્રણામ."

તે ઉપાસક સાનંદ પ્રણામ કરી સર્પ જેમ કાંચળી ત્યજે તેમ આ સ્થૂલ ઉપાધિ ત્યજે છે.

આ પ્રમાણે કર્મજાડ્યનો ત્યાગ કરાવનાર પરમેશ્વરભાવનાને સર્વ પ્રવૃત્તિમાં સદોદિત રાખનાર, શોકમોહાદિનો સર્વાત્મભાવ વડે નાશ કરનાર અને પરિણામે પ્રભુના સ્વરૂપને અભેદભાવે—" આદિત્યમાં પૂરુષ જેહ, તે હું આ "- એ સાક્ષાત્કાર કરાવનાર આ ઉપનિષદ્નો ગુર્જરીભાષાનો અનુવાદ મૂલના રહસ્યને કોઈપણ અંશમાં પ્રતિબિંબિત કરશે, તો આ પ્રયત્ન ચરિતાર્થ થયો ગણાશે.

---

* આ પંદરમા મંત્રથી પ્રકરણાન્તર થાય છે એમ બૃહદારણ્યક ઉપનિષદ્ના પાંચમા બ્રાહ્મણથી સ્પષ્ટ થાય છે. આ બ્રાહ્મણમાં આ ૧૫ થી ૧૮ મંત્રો અક્ષરશઃ દાખલ થયા છે, અને તેની પહેલાં ગાયત્રીની ઉપાસનાનું પ્રકરણ છે, તેથી પણ આ વિદ્યા અવિદ્યાનો સમુચ્ચય સિદ્ધ થાય છે.

# ઈશાવાસ્ય ઉપનિષદ્

**आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ।**

मुण्डकोपनिषद् । ३।१।४।

## જ્ઞાનકાંડ

ઉપક્રમ : ઈશે વિશ્વે ઘટે સૌ આ છવાનૂં જ્ઞાનદૃષ્ટિએ;
માણ એ ઈશ આ મૂકી; ન ધા તૂં ધન કોનૂં એ? ૧
રહે નિર્લેપ તૂં કર્મે માટે કર્મ કર્યાં જઈ
સો વર્ષો જીવવૂં એજ, અન્ય ના, નર! હ્હે સહી. ૨

અર્થવાદ (નિંદા): અંધારે ગાઢ ઘેરેલા લોક આસુર છે કહ્યા.
ત્યાં જાયે કાય પડતાં તે, જે આત્મા ન માણતા. ૩

અપૂર્વતા : હાલે ન ને રૂહે મનથી ય છેટે;
સામે છતાં તે નવ દેવ પામે;

ઉપપત્તિ : ધાનારને તે ઠરી ઠામ આંટે;
ત્યાં વ્હેણ આ માતરિશ્વા બહાવે. ૪

અભ્યાસ : ચર એ ને અચર એ; પાસે એ, વેગળો ય એ;
પાર એ આ બધાની ને આ બધાની ય માંહ્ય એ. ૫
સૌ ચરાચરમાં આપ—આપમાં સૌ ચરાચર
જોયે જે દૃષ્ટિએ ઝીણી, ગૂંચવાયે ન તે નર. ૬

ફલ : જ્યાં થાયે જ્ઞાન ના જોયે આત્મરૂપ ચરાચરે,
વાધે એકત્વબુદ્ધિ, ત્યાં મોહ ને શોક ક્યાં રહે? ૭

---

મંત્ર ૧. ઈશ (સં. ईश्)—સમર્થ, શક્તિસ્વરૂપ બ્રહ્મ.

મંત્ર ૨. કર્મ—(૧) અવિહિત કર્મ; (૨) વિહિત કર્મ.

નર—પુરુષ, ઈશ, બ્રહ્મ.

ઉપસંહાર : વિભુ સ્વયંભૂ કવિ બુદ્ધ આપે
અકાય અસ્નાયુ વિશુદ્ધ રૂપથી
અખંડ તેજસ્વી શુચિ સ્વરૂપથી
વ્યાપી ભાવ યોજે ભવના સર્વદા એક માપે. ૮

## સમુચ્ચય કાંડ

અવિદ્યાને ઉપાસે, તે ગાઢેરા તિમિરે બૂડે;
વિદ્યામાં મગ્ન વળી, તે તિમિરે વધુ આથડે. ૯
ભણ્યૂં વિદ્યાથકી ભિન્ન—અવિદ્યાથી ય ભિન્ન એ,
એવૂં અમે સુણ્યૂં; ભાખ્યા અમને અહિં વિજ્ઞ એ, ૧૦
જે વિદ્યા ને અવિદ્યાનૂં બેનૂં જાણે સ્વરૂપ, તે
તરી મૃત્યુ અવિદ્યાથી પામે વિદ્યાથી અમૃતે. ૧૧
અસંભૂતિ ઉપાસે, તે ગાઢેરા તિમિરે બૂડે;
સંભૂતિમગ્ન વળી, તે તિમિરે વધુ આથડે. ૧૨
ભણ્યૂં સંભૂતિથી ભિન્ન-અસંભૂતિથી ભિન્ન એ,
એવૂં અમે સુણ્યૂં; ભાખ્યા અમને અહીં વિપ્ર એ. ૧૩
જે અસંભૂતિ સંભૂતિ બેનૂં જાણે સ્વરૂપ, તે
એકથી મૃત્યુ તરીને પામે અન્યથી અમૃતે. ૧૪

## સ્વરૂપાનુસંધાન કાંડ

સત્યનૂં મુખ છે ઢાંકયૂં પૂષા ! પાત્રે હિરણ્યના;
આદિત્યમાં પૂરુષ જેહ, તે હૂં આ.
દૂર ઢાંકણુ તે કીજે સત્યધર્મ પ્રકાશવા. ૧૫

---

મંત્ર ૮. ભાવ–પદાર્થ. યોજે–ઘડે છે. ભવ–સૃષ્ટિ.

મંત્ર ૯. અવિદ્યા–જ્ઞાન રહિત કેવળકર્મ. વિદ્યા–કર્મ રહિત કેવળ જ્ઞાન. મંત્ર ૧૦. વિજ્ઞ–જ્ઞાની.

મંત્ર ૧૨. અસંભૂતિ–જડવાદ (Materialism). સંભૂતિ–આત્મવાદ (Idealism)

ૐ ખ બ્રહ્મ: સૂર્ય ! સંકેલ કિરણો,
સમેટ એ, પુત્ર, પ્રજાપતિના.
પેખૂં પૂષા! એકર્ષે! મંગળ તારૂં તેજોરૂપ;
પૂરુષ એ આ યમ! જેહ, તે હું. ૧૬
વા વાને, આ અમૃતને ને પામો દેહ ભસ્મને;
ને રાખો સ્મરણે, રાખો, ક્રતો હે! કૃત કર્મને. ૧૭
હે દેવ સૌ જ્ઞાનતણા સુજાણ!
અગ્ને! સુમાર્ગે લઈ જા શુભાર્થ.
તૂં કાપ કૂડો અમ પાપ-સાર્થ.
તને ઘણેરા અમ આ પ્રણામ. ૧૮

**इतीशावास्योपनिषत् ।**

શાંતિપાઠ : ભર્યૂં છે આ, ભર્યૂં છે આ; ભર્યામાંથી ભર્યં છલે;
ભર્યાનૂં ભર્યૂં એ લેતાં ભર્યૂં શેષ ભર્યૂં રહે!
ૐ **शान्तिः शान्तिः शान्तिः ॥**

[ છપાયું: 'વસંત' રજતમહોત્સવાંક, ૧૯૨૭

---

મંત્ર ૧૬. એકર્ષે—હે એકર્ષિ નામના આધ્યાત્મિક અગ્નિ!
તેજોરૂપ—જ્યોતિ:સ્વરૂપ.
મંત્ર ૧૭. હે ક્રતો—હે આધ્યાત્મિક અગ્નિ! કર્મ—આધ્યાત્મિક જ્ઞાનકર્મ.
મંત્ર ૧૮. અગ્ને—હે આધ્યાત્મિક અગ્નિ! શુભ—મોક્ષરૂપ શ્રેય. પાપસાર્થ—પાપનો સાથ. સુમાર્ગ—દેવયાન, પિતૃયાનથી ભિન્ન એવો માર્ગ.
શાંતિપાઠ—વ્યાપક બ્રહ્મથી સમીપસ્થ અને દૂરસ્થ બધૂં વ્યાપ્ત છે. એ વ્યાપ્ત વિશ્વમાંથી વ્યાપક બ્રહ્મ છલી જાય છે. આ વ્યાપક બ્રહ્મમાંનૂં વ્યાપ્ત વિશ્વ લઈ લેતાં—જ્ઞાનદૃષ્ટિએ અપાસ્ત કરતાં શેષભૂત વ્યાપક બ્રહ્મ એક જ વ્યાપેલૂં રહે છે.

# ગ્રીક અને સંસ્કૃત નાટકો*

જુદી જુદી પ્રજાઓનું પ્રાચીન સાહિત્ય તપાસતાં માલમ પડયું છે કે પ્રાચીન નાટક સાહિત્ય ત્રણ દેશની પ્રજાઓએ ખીલવ્યું છે:—ચીન, ગ્રીસ અને ભરતખંડ, પ્રાચીનતાના ક્રમ પ્રમાણે ચીનનું નાટક સાહિત્ય ઈ. સ. પૂ. ૨૦૦ થી મળી આવે છે.

પ્રાચીન સાહિત્યના ઇતિહાસનાં સાધન પૂર્વમાં નથી. ચીનાઈ સાહિત્ય અતિ પ્રાચીન છે. ચીનાઈ ભાષા એકાક્ષરી છે. તેમાં શબ્દોના સ્વતંત્ર અધિકાર નથી, પણ સ્થાન પરત્વે તે જુદા જુદા અધિકાર બજાવે છે. શબ્દો ઘસાઈ તેના ઉપસંગી અને પ્રત્યયો થયા નથી. ચીનાઈ સાહિત્ય એકાક્ષરી ભાષામાં જનમ્યું, તેથી ભાષાનો વિકાસ થતો અટકયો. ચીનાઇ નાટકો કલાનાં આદર્શ નથી; એટલે પૃથ્વીના સાહિત્યમાં માન પામે તેવાં નથી.

ગ્રીસના સાહિત્યનો ઇતિહાસ જાણવાનાં સાધન છે. ઈ. સ. પૂ. ૬૦૦ થી તેનો ઈતિહાસ તવારીખ રૂપે લખાયલો છે. ગ્રીસમાં ત્રણ નાટકકાર પ્રખ્યાત છે:—(૧) એસ્કીલસ (૨) સોફોકિલસ અને (૩) એરિસ્ટોફેનિસ.

નાટ્યસાહિત્ય ઉત્પન્ન થતા પહેલાં રામાયણની અને મહાભારતની વીરસંહિતાઓ ( Epics ) ઘણી વ્હેલી રચાઇ ચૂકી હતી. ગ્રીસમાં વીરસંહિતાઓ ઈ. સ. પૂ. દશમા શતકમાં લખાઈ હતી.

હિન્દુસ્થાનમાં મળી આવતાં પ્રાચીન નાટકો ગ્રીક નાટકો જેટલાં પ્રાચીન નથી. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે હિંદુસ્થાનનું નાટક સાહિત્ય ગ્રીક નાટક સાહિત્યનું દેવાદાર છે, એટલે આપણા પ્રાચીન નાટકકારો ગ્રીક નાટક સાહિત્યમાંથી ઘણું

* પ્રે. રા. ટ્રે. કોલેજના મકાનમાં બીજા અને ત્રીજા વર્ષના સ્કોલરોને તા. ૧-૫-૧૬ ને રોજ આપેલા ભાષણનો સાર.

શીખ્યા છે અને તેની અસર આપણાં નાટકો ઉપર થઈ છે. આપણાં પ્રાચીન નાટકો અને ગ્રીક નાટકોમાં કેટલુંક મળતાપણું છે તે ઉપરથી અને મહાન અલેકઝાન્ડરના હુમલા પછી હિન્દુસ્થાન અને ગ્રીસના લોકો એક બીજાના સંબંધમાં આવ્યા ને થોડા વર્ષથી બહાર પડેલાં ભાસનાં નાટકો સિવાય બીજાં નાટકો ઇ. સ. પૂ. ના પહેલા શતકનાં કે તે પછીનાં છે, તે ઉપરથી આ વિદ્વાનો આવી માન્યતા પર આવ્યા છે. જ્યોતિષમાં આપણે યવનો પાસેથી શીખ્યા છીએ તે વાત આપણા વિદ્વાનો કબૂલ રાખે છે; પણ નાટ્યસાહિત્યમાં આપણે ગ્રીક પ્રજાના ઋણી છીએ, તે વાત માન્ય નથી. હવે આપણાં પ્રાચીન નાટકોમાં મળતાપણું વધારે છે કે તફાવત વધારે છે તે તપાસીએ.

ગ્રીક નાટકો બે જાતનાં છેઃ—(૧) દુઃખાંત અને (૨) સુખાંત. તેમાં હર્ષ અને શોક એ બે ભાવ ખીલવ્યા છે.

ગ્રીક નાટકોનાં વિશેષ લક્ષણઃ—

એકાંકતા, દેશકાળ અને કાર્યની એકતા, સંગીતિ અને અખંડતા.

આખું નાટક તે એક જ પ્રવેશ છે. (મુખ્ય પાત્રો જે રંગ-ભૂમિ ઉપર આવે છે, તે ત્યાં ને ત્યાં જ રહે છે.) નાટકના ભાગ થતા નથી. તેઓ નાટકમાં સળંગ વખતનો, સળંગ ચાલ્યો જાય તેવો એકજ પ્રસંગ લે છે. આથી નાટકના વસ્તુની સુશ્લિષ્ટતા અને એકતા, તેમ જ કાળનું સળંગપણું સચવાય છે. સ્થાનફેર પણ થઈ શકતો નથી. આ પ્રમાણે ગ્રીક નાટકોમાં વસ્તુની સુશ્લિષ્ટતા અને એકતા, કાળનું સળંગપણું અને સ્થાનનું એકપણું આવશ્યક છે. આ ત્રણ પ્રકારની સળંગતા એ ગ્રીક નાટકોનું ઐકાન્તિક લક્ષણ હતું. આ બંધનોને લીધે ગ્રીસમાં નાટકનાં બહુ પુસ્તકો લખાયાં નહિ, પણ જે નાટકો લખાએલાં મોજુદ છે, તે ઉત્તમ છે.

વસ્તુમાં પ્રધાન અને ગૌણ એવો ભેદ નથી. વસ્તુ નાયકને જ લગતું હોય છે, અવાંતર કંઈ હોતું નથી. આપણાં નાટકોમાં પ્રધાન અને ગૌણ એવો ભેદ હોય છે.

કોરસ ( Chorus ) નામે પાત્રગણ ગ્રીક નાટકમાં રાખવામાં આવે છે. આ ગ્રીક નાટકની વિલક્ષણતા છે. ઉપર જણાવેલું ત્રણ પ્રકારનું સળંગપણું જાળવવા માટે એટલે નાટકના ચાલતા પ્રવાહમાં વસ્તુ, કાળ અને સ્થળના તુટક આંકડા જોડી અવિચ્છિન્નતા દેખાડવા માટે કોરસ ( ગાયક પાત્રગણ ) દાખલ કરવાની ગ્રીક નાટકકારોને જરૂર પડી. દલપતરામનાં મિથ્યાભિમાન નાટકમાં ગાયકપાત્ર છે, તે કોરસના જેવું કંઈ કામ કરે છે. તે જે જે નવાં નવાં પાત્રો રંગભૂમિ ઉપર આવે છે, તેમના સંબંધી હકીકત આપે છે.

પ્રાચીન સંસ્કૃત નાટકો:—

સંસ્કૃતમાં એક અંકનાં નાટકો પાંચ પ્રકારનાં છેઃ—(૧) અંક (૨) વીથિ (૩) પ્રહસન (૪) વ્યાયોગ અને (૫) ભાણ. આમાં અને ગ્રીક નાટકોમાં મળતાપણું છે.

નાયકની આંખ આગળ જ નાટકનું બધું ચરિત્ર થવું જોઇએ, એ નિયમને લીધે એક અંકના નાટકમાં સળંગપણું આવતું હતું. સ્થળ પણ એક જ રહેતું. પ્રવેશ બદલવા માટે ગોઠવણ નહોતી. રંગભૂમિ ઉપર બે પડદા રહેતા. નાટક ચાલુ થતાં આગળનો પડદો ઉપાડી લેતા, એટલે નાટકનાં પાત્રો રંગભૂમિ ઉપર જણાતાં. નવું પાત્ર નેપથ્ય અને રંગભૂમિ વચ્ચેનો નાનો પડદો—અપટી ખસેડીને દાખલ થતું હતું. વળી પ્રધાન પાત્ર છેવટ સુધી રંગભૂમિ ઉપર જ રહેતાં હતાં.

પ્રાચીન સંસ્કૃત નાટકોમાં વપરાતી ધ્રુવાઓ અને ગ્રીક કોરસ ( ગાયક પાત્રગણ )માં પણ કંઈક મળતાપણું છે. મુખ્ય ધ્રુવાઓ પાંચ હતી. ( જુઓ ભરતનાટ્યશાસ્ત્રનો ધ્રુવાધ્યાય નામે ૩૨ મો

અધ્યાય ); પણ તે પૈકી એક જ વપરાટમાં રહી છે. बालभारतनी પ્રસ્તાવનામાં ધ્રુવાનું લક્ષણ નીચે પ્રમાણે આપે છે:—

**ध्रुवा हि नाट्यस्य प्रथमे प्राणाः।**
**प्रथयति नाट्यविशेषान् सामाजिकजनमनांसि रञ्जयति।**
**अनुसंदधाति च रसान् नाट्यविधाने ध्रुवा गीतिः॥**

નાટકમાં એક ગાયકમંડળ રંગભૂમિ પડખે બેસી રહેતું. તે મંડળ ધ્રુવાથી આવનાર પાત્રોનું ઓળખાણ આપતું હતું અને તે શું કરે છે તેનું અને રસાદિનું સૂચન કરી પ્રેક્ષકનાં મન રંજન કરતું હતું. આ बालभारत માં ગાયકમંડળ સૂર્ય અને ચંદ્રની અન્યોક્તિથી વસિષ્ઠ અને વાલ્મીકિના મેળાપનું નીચેની પ્રાવેશિકી ધ્રુવાથી સૂચન કરે છે:—

**हरचूडामणिरिन्दुस्त्रिजगद्दीपश्च दिनकरो देवः।**
**मासान्तसंगताविह लोकस्य हिताय वर्तेते॥**

જુઓ વળી अनर्घराघव ની પ્રસ્તાવનાને છેડે રામને લેવા વિશ્વામિત્રનું ઓળખાણ આપતી પ્રાવેશિકી ધ્રુવા:—

**दिनअरकिरणुक्केरो पिआअरो को वि जीवलोकस्य।**
**कमलमउलंकवालीकिअमहुअरकड्ढणविअड्ढो॥**

અહીં દશરથના પ્રેમથી બદ્ધ રામને વિશ્વામિત્ર આકર્ષે છે તેનું સૂચન કમળની અંદર ભરાઈ ગએલા ભમરાને આકર્ષતા સૂર્યથી કરેલું છે.

પરાક્રમની પ્રસાદીની પૂરવણીમાં જુદી જુદી ધ્રુવાઓ છે. જુઓ ૪ પડદા પાછળ ધ્રુવા:—

નવ પલ્લવ ને ફૂલના ગુચ્છાનાં છોગલાં સુહાવી શિરે;
વ્હાલી તણા વિજોગે ગજપતિ ઘેલો વને વિચરે. ૪

અહીં ઉન્મત્ત દશામાં પ્રવેશ કરતા પુરૂરવાનું સૂચન ગજપતિની અન્યોક્તિથી કર્યું છે.

ગ્રીક નાટકોમાં કોરસ (ગાયક પાત્રગણ) થી કાર્ય પ્રવાહ વધે છે અને તે જુદા જુદા ભાગ જોડી દે છે; તેને વસ્તુ સાથે સંબંધ છે. સંસ્કૃત નાટકોમાં ધ્રુવાને નાયક સાથે સંબંધ છે.

હવે ઉપર જણાવેલાં સંસ્કૃત નાટકોના પાંચ પ્રકારમાં કયા રસ ખીલવ્યા છે તે જોઈએ. (૧) અંક–अंक –કરુણ રસનું નાટક છે. (૨) वीथि. આ જાતનાં નાટકમાં શૃંગારરસ પ્રધાન છે અને હાસ્યરસ ગૌણ છે. (૩) प्रहसनમાં હાસ્યરસ છે. (૪) व्यायोग વીરરસનું નાટક છે અને (૫) भाण શૃંગાર અને વીરરસનું નાટક છે. ઉપરનાં નાટકો વાંચતાં માલુમ પડે છે કે આપણે જ્યારે શોક અને હર્ષમાંથી ઉત્પન્ન થતા વિવિક્ત રસ ખીલવતા હતા, ત્યારે ગ્રીક નાટકકારો સંકીર્ણ રસમાં પરિણામ પામતા દુઃખ સુખના ભાવથી જ અટકયા છે. આપણાં નાટકોમાં રસને પ્રધાન્ય આપ્યું છે, અને ગ્રીક નાટકોમાં હર્ષશોકને પ્રાધાન્ય આપ્યું છે.

વળી આપણે એક અંકે અટકયા નથી. એક અંકનાં નાટકોમાંથી વધારે અંકનાં નાટકો થયાં અને અખંડ અંકમાંથી સખંડ અંક થયા. અંકો વધ્યા તેમ જ વસ્તુના ભાગ પડવાથી સળંગપણું પણ ગયું. બાવીસેં વર્ષ ઉપરનાં નાટકો જુઓ તો તેમાં પણ અખંડપણું નથી. આ પ્રમાણે જેમ જેમ આપણું નાટક–સાહિત્ય ખીલતું ગયું તેમ તેમ તેમાં વિલક્ષણતા વધતી ગઈ.

અંકબાહુલ્ય, અખંડ અને સખંડ અંકો:–આ વિલક્ષણતા ઉપરાંત બહુ જ લક્ષ ખેંચનાર બાબત (જે સાહિત્ય વધારે ખેડાય ત્યારે જ જોવામાં આવે છે) એ છે કે હાલ મળી આવતાં નાટકોમાં બે ભાષાનો ઉપયોગ છે; કેટલાંક પાત્ર સંસ્કૃત બોલે છે અને કેટલાંક પ્રાકૃત બોલે છે.

પ્રથમ આપણે જણાવી ગયા છીએ કે નાટકના વસ્તુમાં પ્રધાન અને ગૌણ એવો ભેદ (જે ભેદ ગ્રીક નાટકમાં નથી)

સંસ્કૃત નાટકમાં હોય છે. નાટકના વસ્તુને લગતી ગૌણ બાબતની સૂચના **अर्थोपक्षेपक**થી થાય છે.

**अर्थोपक्षेपक** પાંચ છેઃ—

(૧) **विष्कंभक** (૨) **प्रवेशक** (૩) **चूलिका** (૪) **अंकावतार** (૫) **अंकास्य.**

**विष्कंभक** અને **प्रवेशक** નો ભેદ પાત્ર પરત્વે છે. **विष्कंभक** માં એક પણ સંસ્કૃતભાષી પાત્ર જરૂરનું છે. **प्रवेशक**માં પ્રાકૃતભાષી પાત્ર જ હોય છે. **प्रवेशक**માં કેવળ પ્રાકૃત બોલનાર પાત્રો હોવાથી અને પ્રાકૃત ભાષા પાત્રનું ગૌરવ ઘટાડનારી ગણાયાથી **प्रवेशक** નાટકના આરંભમાં એટલે પ્રથમ અંકની શરૂઆતમાં ન મુકાય, પણ કોઈ બે અંકોની વચમાં આવે. **विष्कंभक** કોઈ પણ અંકના આરંભમાં મૂકી શકાય, એટલે નાટકના આરંભમાં પણ આવી શકે. **विष्कंभक** અને **प्रवेशक**માં અર્થોપક્ષેપકના સંબંધમાં ભેદ નથી, ભેદ ભાષાકૃત છે. એ ભેદનો નિર્દેશ **नाट्यशास्त्र**ની ખીલવણી પ્રાકૃત કાળમાં થઇ એમ સૂચવે છે. સંસ્કૃત ઉપરના પક્ષપાતને લીધે **विष्कंभक** ગમે તે અંકના આરંભમાં આવી શકે છે. મૂળે નાટકની ઉત્પત્તિ સંસ્કૃત કાળની હોવાથી પહેલા અંકના આરંભમાં કેવળ પ્રાકૃતવાળો પ્રવેશક યોજવા મના છે. આપણા નાટકમાં પ્રવેશ (scenes) નથી, પણ પ્રવેશક અને વિષ્કંભક દાખલ કરવામાં પ્રવેશ (scene)નો આરંભ થયો એમ કહિયે તો ચાલે; કેમકે એ અર્થોપક્ષેપકનાં પાત્રો રંગભૂમિ ઉપરથી જતાં રહે છે અને તે પછી ક્ષણભર રંગભૂમિ ખાલી રહી અંકનાં પાત્રો પ્રવેશ કરે છે. વિશેષ માત્ર એટલો જ છે કે વિષ્કંભક અને પ્રવેશક દ્વારા ક્ષુદ્ર બાબતોને મુખ્ય વસ્તુથી જુદી કાઢવામાં આવે છે. દાખલા તરીકે પરાક્રમની પ્રસાદી, અંક ૨, વિષ્કંભકમાં વિદૂષક અને રાજા બેઠા હોય અને નિપુણિકા ખબર પૂછે તે શી

રીતે બને? ચોથા અંકમાં રાજા લુગડાં પહેરતા શી રીતે આવે? તથા બાજ રત્ન લઈ જાય છે વગેરે વાત વિષ્કંભકમાં આવે છે.

चूलिका. પ્રવેશક કેવળ પ્રાકૃતમાં અને અંકના આરંભમાં (પ્રથમ અંક સિવાય) આવે છે, પણ પ્રસંગ ચાલતો હોય અને બાબત સૂચ્ય હોય, ત્યારે શું કરવું? આવા પ્રસંગ માટે चूलिका દાખલ કરી છે. चूलिका વિષ્કંભક, પ્રવેશક અને અંકની અંદર આવે છે. નેપથ્યમાં—પડદામાં રહી બોલવામાં આવે છે. અંકાંતર્ગત ચૂલિકાનું અભિજ્ઞાન શાકુન્તલ નાટકના છઠ્ઠા અંકમાં ઉત્તમ ઉદાહરણ છે, તે નીચે આપ્યું છે:—

પડદામાં

માર્યો રે માર્યો!!

**રાજા**—શું પ્રાણ ગયો? (કાન દઈને) અરે! વિદૂષક કાંઈ સંકટમાં આવી પડ્યો હોય એવો સ્વર સંભળાય છે. કોણ છે, રે, કોણ એ, ભાઈ?

**પ્રતીહારી**—(દોડતી દોડતી આવીને) આપના મિત્રને પ્રાણ—સંકટ આવી પડ્યું છે માટે રક્ષણ કરો, મહારાજ.

**રાજા**—વિદૂષકને કોણ આંગળી અડકાડનાર છે?

**પ્રતીહારી**—અદૃષ્ટ રૂપે કોઈ રાક્ષસ વિદૂષકને પકડીને મેઘાડંબર મહેલની અગાસી ઉપર પછાડતો હોય એમ જણાય છે.

**રાજા**—(ઉઠીને) એમ હોય નહિ. શું મારા માણસોને પણ પિશાચ પીડા કરે છે? ને તે વળી મારા ઘરમાં જ?..............................

પડદામાં

અરે, મિત્ર, કોઈ ધાઓ, રે, ધાઓ, રે!!

**રાજા**—(લાંબે પગલે ચાલીને) અરે ભાઈ, બીહીશમાં, બીહીશમાં.

પડદામાં.

અરે, કોઈ ધાઓ, રે, ધાઓ રે! કેમ ન બીહું? આ કોઈ પાછળથી મારી ડોકી ઝાલી નમાવી શેરડીના સાંઠાની પેઠે મારૂં અંગ ભાગી નાંખવાનું કરે છે. કોઈ મારી વારે ચઢો, રે વારે ચઢો, રે!

**રાજા**—(આમ તેમ નજર કરી) લાવ, રે, ધનુષ લાવ, શું જુએ છે?

**યવની**—(હાથમાં ધનુષ લઈ રાજા પાસે આવીને) મહારાજ, લો આ ધનુષ તથા હસ્તરક્ષા.

(રાજા બાણ સહિત ધનુષ ઝાલે છે.)

પડદામાં

કંઠ તણા તુજ લોહિને તાજું પીવા આજ!
તલપું છું આ ઠામ હું અવર ન કરવા કાજ; ।।૨૫૧।।
ચેષ્ટા કરતા ઢોર પર ઊડી પડે છે વાઘ!
તે પરમાણે તુજ કરું, ચૂરેચૂરા ભાગ. ।।૨૫૨।।

**રાજા**—(રોષમાં) હેં! શું મને પણ તંખલાની તોલે ગણે છે? ઉભો રેહે. રે, ચોટ્ટા, અઘોરી ચંડાળ, હમણાં તને હતો નહતો કરી નાંખું છું. (બાણ ચઢાવી) અરે વેત્રવતી, અગાસીએ જવાનો માર્ગ ક્યાહાં છે બતાવ.

**વેત્રવતી**—આમ, આમ, મહારાજ.

(સર્વે ઉતાવળાં ઉતાવળાં જાય છે.)

**રાજા**—(આસપાસ જોઈને) આ શું! અહીં તો કાંઈ દેખાતું નથિ! બધું સૂનું સૂનું લાગે છે.

(પડદામાં)

ધાઓ, રે, ધાઓ, હું તમને દેખું છું પણ તમે મને દેખતા નથિ. બિલાડીએ ઉંદર પકડ્યો હોય તેને પેઠે હાલ મને મારા જીવનો ભરુંસો નથિ.

**રાજા**—નજરબંધી વિદ્યાના જોરનું તું અભિમાન રાખે છે! આ મારૂં શસ્ત્ર તેં જોયું છે? જો! આ બાણ ચઢાવું છું.

મારશે, રે તને વધ્ય, પાળશે દ્વિજ રક્ષ્ય એ;
જેવો હંસ ગૃહી દૂધ તજે છે જલ મિશ્ર તે. ॥૨૫૩॥

(એમ કહીને બાણ તકાવે છે)

(માતલિ વિદૂષકને છુટો મુકી સાથે લઇને આવે છે.)

વંશસ્થવિલ વૃત્ત

નિશાન તારૂં કર દૈત્યની ભણી,
થઈ છ એવી બહુ વૃત્તિ ઇંદ્રની;
ન સજ્જનો મિત્રશિરે કરે જરા
શરો તણા ઘા પણ નેત્રપ્રીતિદા. ॥ ૨૫૪ ॥

**(અભિજ્ઞાન શકુન્તલા નાટક, અંક ૬-ઝ. ઉ. ચા.)**

અહીં ઇન્દ્રના મોકલવાથી માતલિ દુષ્યંત રાજાને તેડવા આવ્યો હતો. તેને જણાયું કે રાજા કંઇ પણ નિમિત્તથી (સ્મૃતિના પ્રસંગથી) શોકમાં ગરક થએલો હતો, તેથી કોઈ પણ પ્રકારે તેમને પાછું શૂર ચઢે અને ઉત્સાહ સ્ફુરિત થાય તેવું કંઇક કરવું, કારણ કે દેવોને રાજાની મદદની જરૂર છે. આ પ્રસંગે કાલિદાસે ઔચિત્ય કેટલું સાચવ્યું છે! રસાંતર કરવા અહીં ચૂલિકા નાંખી. માતલિ મેઘાડંબર મહેલમાં વિદૂષકની ગળચી પકડે છે, તેથી વિદૂષક "ધાઓ, રે, ધાઓ, રે!" એવી બૂમો પાડે છે. રાજાનો ઉત્સાહમાં

પરિણામ પામતો ક્રોધ પ્રદીપ્ત થાય છે. ભાવમાંથી રસની નિષ્પત્તિ થાય છે. પછી માતલિ દૃશ્ય થઈ જાય છે. બીજા દેશના અને બીજા સમયના નાટકમાં એનું રંગભૂમિ ઉપર પ્રવેશથી નિરૂપણ કર્યું હોત, પણ ગૌણપાત્રનિર્વાહ્ય સૂચ્ય અર્થ હોવાથી નાટકકારે ચૂલિકાનો ઉપક્ષેપ કર્યો છે.

પરાક્રમની પ્રસાદીના બીજા અંકમાં નિપુણિકા અને વિદૂષક જવાનું કરે છે એટલામાં પડદા પાછળ વૈતાલિક ગાય છે. તે જો રંગભૂમિ ઉપર આવ્યો હોત તો ઠીક થાત નહિ. વળી સામાન્ય રીતે સૂચન વિના પાત્ર પ્રવેશ ( અહીં રાજાનો પ્રવેશ ) થઈ શકે નહિ. અહીં પણ ચૂલિકાનો અવસરપ્રાપ્ત ઉપયોગ કર્યો છે.

**अंकावतार.** અંક સમાપ્ત થતાં જે બધાં પાત્ર હોય તેનાથી બીજો અંક શરૂ થાય ત્યાં **अंकावतार;** કારણ કે વાત લાંબી થાય છે ત્યારે ભાગ પાડવા પ્રાપ્ત થાય છે. ચાર પાંચ મિનિટના અવકાશમાં થાકી ગએલા જોનારને વિશ્રાન્તિ મળે છે, કૌતુક વધે છે, અને એને એ પાત્રો આવવાથી અંકોનું સળંગપણું જોઈ જુદા જ પ્રકારનો આનંદ થાય છે. અહીં બંને અંકનો અવિચ્છેદ—સળંગપણું છે, કારણ કે પાત્ર બદલાતાં નથી; ફક્ત પડદો પડે છે એટલો નેપથ્યકૃત વિચ્છેદ છે.

**अंकास्य.** પૂર્વ અંક સમાપ્ત થઇ તેમાં સૂચવ્યા પ્રમાણે ભિન્ન પાત્રે નવો અંક આરંભાય તે **अंकास्य.** અંકાસ્યમાં તદ્દન સળંગપણું નથી; વિચ્છેદવાળું સળંગપણું છે. આજનું કહેવાનું જેમ કાલના ભાષણનું આસ્યમુખ થાય છે, તેમ એક અંકમાં કહેલી બાબત બીજા અંકમાં આવે છે. પાત્રો જુદાં હોય છે, પણ પૂર્વ અંકે સૂચવેલાં પાત્રો આવે છે. **मालविकाग्निमित्र** નાટકમાં માલવિકાનું નૃત્ત બીજા અંકનું બીજ થાય છે. અહીં ધ્યાનમાં રાખવું કે પૂર્વ અંકના છેડાનો ભાગ તે અંકાસ્ય અથવા અંકાવતાર છે.

ગ્રીક નાટકોમાં સંસ્કૃત નાટકના બધા અર્થોપક્ષેપકનો સંભવ નથી, ફક્ત ચૂલિકાનો જ સંભવ છે; પણ એમનાં પાત્ર રંગભૂમિ ઉપર જ જોઇએ. તેથી ચૂલિકાનો પણ ઉપયોગ થવા પામ્યો નથી.

આ પ્રમાણે ગ્રીક અને સંસ્કૃત નાટકોને સરખાવતાં, સંસ્કૃત નાટકોમાં વિશેષતા એટલી બધી જોવામાં આવે છે કે ગ્રીક અને સંસ્કૃત નાટકોને સંબંધ હતો નહિ એમ કહેવું પડે છે.

ઇ. સ. પૂર્વના છઠ્ઠા શતકથી ગ્રીક નાટક સાહિત્યનો આરંભ છે અને સંસ્કૃત નાટક સાહિત્યનો ઇ. સ. પૂર્વના બીજા શતકથી આરંભ જોવામાં આવે છે. આ ૪૦૦ વરસના ગાળામાં આપણાં નાટકોમાં જે વિશેષતા ઉપર બતાવવામાં આવી તેનો વિકાસ કેમ ન થયો હોય? આ શંકા ઉપસ્થિત થાય છે. તેના સમાધાન માટે સંસ્કૃત અને પ્રાકૃતભાષાના પ્રચારના ઇતિહાસમાં ઉતરવાની જરૂર છે, તે વાત પડતી મૂકી અહીં ફક્ત એટલું જ જણાવીશું કે જેમ જેમ પ્રાચીન નાટકો મળતાં જાય છે અને નવી નવી પ્રાચીન ઐતિહાસિક શોધખોળ થાય છે, તેમ તેમ આપણાં નાટકો વધારે ને વધારે પ્રાચીન ઠરતાં જાય છે. થોડાં વરસ ઉપર જ ભાસનાં નાટકો જડી આવ્યાં તે પહેલાં આપણા નાટક સાહિત્યનો આરંભ ઇ. સ. પૂ. ના પહેલા શતકમાં ગણાતો હતો. હવે તે એક બે સૈકા વધારે પ્રાચીન માનવો પડશે. વળી ભાસનાં નાટકો વાંચતાં જણાશે કે તેમાં જણાતો નાટકનો વિકાસ, તેની પૂર્વે લખાએલાં બીજાં પ્રાચીન નાટકોની અપેક્ષા રાખે છે; અને પ્રાચીન સાહિત્ય ઉપર નવો પ્રકાશ પડતાં આપણું નાટક સાહિત્ય ગ્રીક નાટક સાહિત્ય જેટલું અથવા તેથી પણ વધારે પ્રાચીન ઠરવા સંભવ છે.

[ છપાયું: શાળાપત્ર. ૧૯૧૬

# સત્યવાદ અને પક્ષવાદ

કિંવા

## સીઝરની મૈયત ઉપર બ્રૂટસ અને એણ્ટનીનાં

ભાષણ

## મહાકવિ શેક્સ્પીઅરના જુલિયસ સીઝરને આધારે

બાગબગીચાની સ્હેલ જેને વ્હાલી લાગે છે તે
આજ વને ભમે છે.
અત્તરની લપટમાં લટપટ રૂહે છે તેને
વનફૂલ ગઈ છે.
મીઠા રાગે મોહે છે તે કાન પાઠ્ય પદ ભણી
એકતાન નમે છે.
ચમકની ઝમકે જે રીઝે છે તે નેત્ર નરી
સાદાઈમાં રમે છે.

## અક્ષરબંધનો એક નવો પ્રયોગ

## વનવેલી[1]

રસિક શ્રોતા જનો! આજે હૂં પદ્યરચનાનો એક નવો પ્રયોગ તમારા આગળ રજુ કરૂં છૂં. અક્ષરબંધ, માત્રાબંધ, રૂપબંધ અને કલાબંધ, એ ચાર રચના આપણા સાહિત્યમાં રૂઢ થઈ છે; તે પૈકી સાદામાં સાદો જે અક્ષરબંધ, તેની એ સૌથી સાદી ઘટના છે. એ સાદાઇનો કંઈક અંશે ભાસ થાય એ મુદ્દે મેં એની 'વનવેલી' એવી લાક્ષણિક સંજ્ઞા રાખી છે. કવિતનો બીજભૂત ચતુરક્ષર સંધિ

---

૧ આ નિબંધ અને 'વનવેલી' ના દૃષ્ટાંત તરીકે આપેલા 'ભાષણ-'નો મોટો ભાગ છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદ સમક્ષ વાંચી સંભળાવવામાં આવ્યો હતો.

સ્વીકારી એ વનવેલીની ગૂંથણી ગૂંથી છે. બીજી રીતે એનું સ્વરૂપ કવિતથી જુદું પડે છે. ટૂંકામાં પદ્યરચના જૂની છે ને પ્રયોગ નવો છે.

કવિત સરખા માપનાં ચાર ચરણનો અક્ષરબંધ છે. તે ઘનાક્ષરી અને મનહરની સામાન્ય સંજ્ઞા છે. ઘનાક્ષરી છંદના ચરણમાં ચતુરક્ષર સંધિનાં આઠ આવર્તન આવે છે. છેલ્લો એટલે કે આઠમો સંધિ ત્રણ અક્ષરનો લેવાથી મનહર છંદનું ચરણ નીપજે છે. આથી ઘનાક્ષરીને બત્રીસું અને મનહરને એકત્રીશું કવિત કહેવું પ્રાપ્ત થાય છે. છેલ્લા સંધિમાં એક અક્ષરની ન્યૂનતાને લીધે એકત્રીસું કવિત અંતે ગુરુ માગી લે છે. બીજા છંદોની માફક કવિત પ્રાસબદ્ધ છે. તેના પ્રત્યેક ચરણને અંતે યતિ એટલે વિરામ છે. ચરણની અંદર આઠમે, સોળમે અને ચોવીસમે અક્ષરે યતિ છે કે નહિ, તેનો નિર્ણય નીચેનાં કવિ દલપતરામનાં કવિતો જ કરી આપશે.

**ઘનાક્ષરી**

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો;
પછી પીડા પમાડી વિજોગપાન પાઈ પાઈ.
ધાઈ ધાઈ ભેટવાને આવતો હું તારે ધામ;
ધીરે રહી સામો ઊઠી આવતો તું ધાઈ ધાઈ.
ગાઈ ગાઈ ગીત તને રીઝવતો રૂડી રીતે;
ગુજારું છું દિવસ હું હવે દુઃખ ગાઈ ગાઈ.
'ભાઈ, ભાઈ' કહીને બોલાવતો તું ભાવ ધરી;
ભલો મિત્રતાનો ભાવ ભજવ્યો તેં, ભાઈભાઈ[1] !

**મનહર**

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં
જેને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે'
ગ્રીકે તો ઈસાપનીતિ, આરબે નાઈટ, ઇંગ-
લીશે :શેક્સપીઅરની પોથી પરઠાવી છે.

---

૧ પ્રસ્તુત ઘનાક્ષરી કવિત ' ફાર્બસવિરહ ' માંથી આપ્યું છે.

હિંદુઓએ હોંશ ધરી पञ्चतन्त्र તણી પોથી
ધરી. તે તો ઈંદ્રને અધિક ભલી ભાવી છે.
કહે દલપતરામ, બીજાઓની બંધ કરી
હિંદુઓને હમેશની પાગડી બંધાવી છે[1].

પ્રથમ ઉદાહરણમાં પહેલા ચરણના ચોવીસમા અક્ષરે અને ચોથા ચરણના આઠમા અક્ષરે વિરામ લેતાં 'વિજોગ' અને 'બોલાવતો' પદના કડકા થઇ જાય છે; અર્થાત્ ત્યાં યતિ ઇષ્ટ નથી. તેવી જ રીતે દ્વિતીય ઉદાહરણમાં બીજા ચરણના સોળમા અક્ષરે વિરામ લેતાં 'ઇગ્લીશ' ના કડકા થાય છે; એટલે ત્યાં પણ યતિ ઘટતી નથી. એકત્રીસા બત્રીસા કવિતમાં બે બે સંધિએ યતિ ઘણી વાર મૂકેલી જોવામાં આવે છે, તે આંતર પ્રાસની પેઠે શોભા સારૂં જ છે. એ ન મૂકયાથી પદ્ય કવિત મટીને બીજો છંદ બનતૂં નથી; તે જ કહી આપે છે કે યતિ અનાવશ્યક છે. આથી ઊલટું ગીતિના પ્રત્યેક દળમાં બારમી માત્રાએ યતિ ઠરાવી છે તે જો ઊડાવી દઇયે, તો તે ત્રીસા સવૈયાનૂં ચરણ બની જાય છે. નીચેના દૃષ્ટાંતથી તે સ્પષ્ટ થશે.

જય જય જય જગદીશ્વર! ઈશ્વર! અનુપમ, અતકર્ય, અદ્વિતીય!
અવિચળ, અનંત ગુણમય, સચ્ચિદ્દ્ઘન, શુદ્ધ છો અપરિમેય.
સત્ય તમે જગકર્તા. સંશય નથી કાંઈ ચિત્તમાં અમને;
શક્તિ સબળ માનીને વંદન કરિયે ક્ષણે ક્ષણે તમને[2].

ગીતિને પડછે પૃથ્વી વૃત્તમાં આઠમે અક્ષરે કહેવાતી યતિ શોભાની જ છે. તે ઊડાવી દઈયે છિયે, તો તેથી છંદ બદલાતો નથી; માટે ત્યાં તેની જરૂર નથી. પ્રાચીન સાહિત્યમાં મહાકવિ કાલિદાસ,

---

૧ પ્રસ્તુત મનહર કવિત 'દલપતકાવ્ય' ના 'ફાર્બસવિલાસ' માંથી લીધૂં છે.

૨ આ પંક્તિઓ 'ઈશ્વરપ્રાર્થનામાળા' માંથી ઊતારી છે.

ભવભૂતિ આદિએ તે સ્વીકારી નથી[2]. આ દૃષ્ટિએ કવિતમાં આઠમે, સોળમે ને ચોવીસમે અક્ષરે યતિ છે નહિ. એટલા માટે વનવેલીમાં પણ, આગળ કહેવામાં આવશે તેમ, યતિ સ્વીકારી નથી.

કવિતની માફક અભંગ પણ અક્ષરબંધ છે. એનો સંધિ બે અક્ષરનો છે. આ સંધિનાં ત્રણ ત્રણ આવર્તને પહેલાં ત્રણ અને બે આવર્તને ચોથું ચરણ રચ્યાથી પ્રાયઃ અભંગ છંદ બને છે. એના પ્રત્યેક ચરણને અંતે યતિ આવે છે. પદલાલિત્ય સારૂ એમાં પ્રાસ પણ યોજાય છે. કવિતનૂં કલેવર પ્રચંડ, એકસો ચોવીસ ને અઠ્ઠાવીસ અક્ષરનૂં છે; અભંગનૂં કાઠૂં બહૂ ન્હાનૂં, માત્ર બાવીસ અક્ષરનૂં જ છે. બે બેમાં મોટો તફાવત એ છે કે કવિત પાઠ્ય તેમ જ ગેય છે, જ્યારે અભંગ કેવળ ગેય જણાય છે. ઘનાક્ષરી અને મનહર બોલતાં એકધારો થડકો કે સ્પંદન કાનમાં રમ્યા કરે છે; અને તે ગાતાં તાલબદ્ધ નાદલહરી મનને મુગ્ધ કરે છે.

એક તરફ અભંગથી કવિત, તેમ બીજી તરફ કવિતથી વનવેલી ભિન્ન પડે છે. આ ભિન્નતા વિશે સ્હેજ ઇસારો આરંભમાં જ કર્યો હતો. અહીં તેનૂં સ્પષ્ટીકરણ કરવૂં પ્રાપ્ત થાય છે. કવિત ચાર ચરણનો છંદ છે; વનવેલી એક કે અનેક પંક્તિનો પ્રબંધ છે. પહેલા બંધની પ્રકૃતિ જે ઘનાક્ષરી, તેના ચરણમાં ચતુરક્ષર સંધિનાં અખંડ આઠ આવર્તન આવવાં જોઇયે. બીજાની પંક્તિમાં એકથી ચાર કે પાંચ સુધી ચતુરક્ષર સંધિ આવી શકે, અને અનેક સંધિની પંક્તિનો છેલ્લો સંધિ ખંડિત

---

૨ યતિ ન પાળવાથી યતિભંગ દોષ નીપજે છે; એટલે તે ઉડાવી દેવાતી એ નથી ને આઘીપાછી ખસેડી શકાતી એ નથી. મંદાક્રાન્તાના બંધમાં ચોથે અને દશમે અક્ષરે યતિ છે તે ઉડાવીને કે આઘીપાછી ખસેડીને વાંચશો, તો વાંચી શકાશે જ નહિ. શોભાની યતિ ઉડાવી દેવાય છે તેમ જ તેમાં મનને રુચતો ફેરફાર કરી શકાય છે. પ્રસ્તુત પૃથ્વી છંદમાં કવિ દલપતરામે એક વાર છ છ અક્ષરે યતિ ગોઠવી હતી; જુઓ દલપતપિંગળ, આવૃતિ ૧-૬.

હોય તો પણ નભે.[1] એકમાં ચરણને અંતે યતિ છે; બીજે બંધ યતિ રહિત છે. એક પ્રાસબદ્ધ છે; બીજામાં પ્રાસને સ્થાન નથી. એક ઘટના પાઠ્ય અને ગેય છે; બીજી કેવળ પાઠ્ય છે.

આ પ્રયોગ કંઇક નવું કરવું એવા અકારણ કુતૂહળથી નહિ, પણ જે અર્થ અન્યથા સિદ્ધ નથી થતો તે સાધવા સારૂ આદર્યો છે. આપણા પદ્ય સાહિત્યમાં પાઠ્યતાનું તત્ત્વ આછું છે. તે તત્ત્વ પરિસ્ફુટ, આગળ પડતું કરવું એ વનવેલીની ઘટનાનો હેતુ છે. પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃત તથા સંસ્કૃતેતર પદ્ય ગેયતા જ ધરાવે છે. પૃથ્વી, શિખરિણી, સ્રગ્ધરા આદિ વૃત્ત લઘુગુરુ રૂપની સંવાદી યોજના દ્વારા ઉપજતી નાદલહરીને લીધે ગેય છે. તોટક, ભુજંગપ્રયાત, પંચચામર આદિ આવૃત્ત સંધિના રૂપબંધ વિશેષમાં તાલબદ્ધ હોઈ ગેય જ છે. ચોપાઈ, હરિગીત, ઝૂલણા આદિ માત્રાબંધ અને પદ, દેશી, ગરબી આદિ કલાબંધ તેવી જ રીતે સવાશે ગેય છે. પાઠ્યતાનું તત્ત્વ, જોઇયે, તો એક કવિતમાં છે. એમાં નિર્વિશેષ અક્ષરસંધિ આવૃત્ત બની સમરસ સ્પંદન ઉપજાવે છે. ચરણની ઘટનાથી એમાં જે તાલનું તત્ત્વ પ્રગટે છે, તે ગૌણ રાખતાં સ્પંદનનો થડકો પઠનનો વિરોધી નથી. પણ જે ઘડીએ કવિતને તેના સ્વરૂપસિદ્ધ તાલમાં બોલવા જઇયે છિયે, તે જ ઘડીએ તેમાં ગેયતાનો આવિર્ભાવ થાય છે, નિર્વિશેષ સંધિમાં કાલમાન પેસે છે; અને અક્ષરબંધ પરિવર્તન પામી કલાબંધ બની જાય છે. પદ્યબંધના જે તત્ત્વ વિશે આપણી દૃષ્ટિ ઠરે છે, તેના ઉપર લક્ષણસમન્વયનો આધાર રહે છે. રથોદ્ધતા જાણીતો રૂપબંધ છે. એનું જ ઉદાહરણ લઇયે.

વંદું નિત્ય પરમાત્મ બ્રહ્મને; વંદું સત્ય વિભુ વિશ્વવંદ્યને;
વંદુ પ્રેમથી હું કૃપાઘના! જાઉં કોણ શરણે પ્રભુ વિના ?

---

૧ અહીં કહેવું જોઈયે કે સળંગપણું અપેક્ષિત હોય, તો ખંડિત સંધિ બેકી અક્ષરનો હોવો જોઇએ; અન્યથા એકી અક્ષરનો પણ હોઇ શકે.

દીનવત્સલ તમે દયાનિધિ. સ્તુતિનો હૂં નવ જાણું રે વિધિ.
વારવાર નમીને હૂં ચિદ્દ્ઘના ! પ્રેમથી કરૂં તમારી પ્રાર્થના.
એક દેવ ! તમને ઉપાસૂં છૂં, નિત્ય નાથ શરણે નિવાસૂં છૂં

અલ્પ મંદ પ્રભુ ! મારી છે મતિ. માત્ર તારી કરુણાથકી ગતિ.
બ્રહ્મ પૂર્ણ પ્રભુ રે ! અનન્ય છો, સર્વ ભક્તજનના શરણ્ય છો;
સૃષ્ટિસત્ર પ્રભુ ! ધારીને રહો, સર્વની સ્થિતિ તમે ચિતે લહો.[1]

અહીં રૂપ ઉપરથી દૃષ્ટિ ખસેડી નિર્વિશેષ અક્ષર ઉપર રાખી ચતુરક્ષર સંધિમાં ચરણને વ્હેંચી નાંખતાં અગિયાર અક્ષરનો સમપદ અક્ષરબંધ બને છે. તેમાં અનુદ્‌ભૂત ગેયતત્ત્વ છે, તેને ઉદ્‌ભૂત થવાનો અવકાશ આપતાં તે કલાબંધ બની જાય છે. આમ આપણું પદ્ય-સાહિત્ય સર્વથા ગેય હોવાથી, કવિતા તે ગવાયજ, એવી માન્યતા આપણામાં રૂઢ થઈ છે. પદ્ય હોય તે ગદ્યની પેઠે બોલાય, તે તો પ્રથમ ઇંગ્રેજીમાં શીખિયે છિયે; ઇંગ્રેજી શાળા અને પાઠશાળામાં એ નવો અનુભવ અનુભવિયે છિયે. રંગભૂમિ ઉપર શેકસ્પીઅરનાં નાટકો ભજવાતાં જોઇયે છિયે, ત્યારે આપણને પદ્યની પાઠ્યતાનું આબાદ પ્રત્યભિજ્ઞાન થાય છે. એ નવા અનુભવને લીધે પ્રશ્ન ઊઠે છે, કે ગૂજરાતી નાટકમાં પણ પાઠ્ય પદ્યની ઘટના કેમ ન જોઇયે ? પાઠ્ય પ્રયોગમાં પાઠ્ય બંધની જ મોટે ભાગે જરૂર રહે છે. ઉપયોગી પાઠ્ય તત્ત્વ આપણી પદ્યરચનામાં આવી શકે છે કે શી રીતે, તે જોવા વનવેલીની યોજના કરી છે. એનો સંધિ નિર્વિશેષ અક્ષરનો બનેલો હોવાથી નાદલહરી પ્રગટતી નથી. તેને માટે તો રૂપ, માત્રા ને કલાના વિશેષની ગૂંથણીની અપેક્ષા રહે છે. વળી એ બંધની ઘટના ચરણ અને છંદમાં અથવા ટેક અને તૂકમાં ન હોવાથી તાલમાનકૃત ગેયતા એમાં આગળ પડવા પામતી નથી. આથી એ અક્ષરબંધ જ રહે

૧ આ પંક્તિઓ 'ઇશ્વરપ્રાર્થનામાળા' માંથી લીધી છે.

છે, કલાબંધમાં પરિવર્તન પામતો નથી; એટલે એની પાઠ્યતા જળવાઈ રહે છે.

સળંગપણું એ વનવેલીની વિશિષ્ટતા છે. છંદ અને તૂકનું બનેલું જૂનું પદ્યસાહિત્ય અનેક અંકોડાની સાંકળ જેવું, અનેક ચોરસાંની ફરસબંદી જેવું છે. નવો બંધ લાંબા સળંગ તાર જેવો, અનેક મણિની એકરૂપ મણિભૂમિ (mosaic) જેવો છે. પ્રાચીન પદ્યબંધોમાં ધારાવાહિતા છે નહિ. એમાં તો આપણે છંદે છંદે, તૂકે તૂકે અટકવું પડે છે. તે તે બંધનું બંધારણ જ એ વિરામ માગી લે છે. એને લીધે એક છંદ કે તૂકનો ભાવ ટૂંકાવી કે લંબાવી તે છંદમાં ને તે તૂકમાં જ બહુધા સમાવવો પડે છે. વનવેલીમાં આવું બંધન નથી. એમાં તો એક પંક્તિનો અધૂરો ભાવ ગમે તે પંક્તિમાં યથેચ્છ લંબાવ્યા ટૂંકાવ્યા વગર પૂરો થઈ શકે છે. નવા બંધમાં યતિ નથી, તેથી પાઠનું સળંગપણું તો સ્વતઃસિદ્ધ જ છે. પૃથ્વી, હરિગીત, ઝૂલણા આદિ પુરાણા બંધમાં ઉક્ત ધારાવાહિતા સહજસાધ્ય છે. પરંતુ તેમાં પાઠ્યતત્ત્વની ખામી છે; કેમકે પૂર્વે કહ્યું તેમ તે નાદલહરી ઉત્પન્ન કરે છે, જે ગેયતત્ત્વને પોસનારી છે.

પ્રાસને વનવેલીમાં સ્થાન નથી, તે તો પૂર્વે કહેવામાં આવ્યું છે. વધારામાં એ પણ કહેવું જોઇયે કે ઝડઝમક એમાં પ્રાયઃ ન જોઇયે. પાઠ્ય પદ્યમાં ઝડની ને ઝમકની જરૂર નથી. ઇંગ્રેજી ગદ્યમાં alliteration નિષિદ્ધ છે. ગૂજરાતી ગદ્યમાં પદ્યના સંવાદથી વિખૂટું અક્ષરસામ્ય કઢંગું લાગે છે. પાઠ્ય પદ્યમાં તેનો ઝણકાર ભાવમાં લીન બનતાં ચિત્તને વિક્ષેપકારી છે.

વનવેલી અક્ષરબંધ છે; એટલે ગુરુનું લઘુ અને લઘુનું ગુરુ રૂપ લેખવાની, અથવા તો એક માત્રાની બે માત્રા અને બેની એક ગણવાની શિથિલતાનો પ્રસંગ જ પ્રાપ્ત થતો નથી. રૂપબંધ અને માત્રાબંધમાં એ શિથિલતાનો પ્રચાર સાધારણ થઈ પડ્યો છે; પણ એ વિહિત નથી. કલાબંધમાં એકની અનેક અને અનેકની એક

કલા ગણવામાં આવે છે, તેમાં કંઈ બાધ નથી; શાથી જે કલા કાલમાનના ધોરણને આધીન છે. નિર્વિશેષ અક્ષરના બનેલા વનવેલી બંધમાં કાલમાનનો પણ આશ્રય લેવો પડતો નથી. આથી કરીને વાણીની શુદ્ધતા એમાં આપોઆપ જળવાય છે. એના બંધના સરખાપણાને માટે એક બાબતની સાવધાની રાખવી ઇષ્ટ છે. પ્રત્યેક પૂર્ણ વાક્યનો આરંભ એમાં એકીના અક્ષરથી થવો જોઇયે છે. એમ કરવાથી ગમે તે વાક્ય વાંચતાં અથવા ઊતારતાં ઘટનામાં વૈષમ્ય આવતું નથી.

વિશેષમાં જણાવવા જેવું એ છે કે પદ્યમાં વાક્યરચનાનો ક્રમ બદલી ગદ્યથી તેનું અંતર વધારવામાં આવે છે, એ ધોરણ નવા બંધને વર્જ્ય છે. વ્યુત્ક્રમની છૂટ પદ્યમાં આપણે સ્વીકારી છે, એ વાત ખરી. પણ તે ભાષાના સિદ્ધ બંધારણ વિરુદ્ધ છે; ને તે પ્રસાદની ક્ષતિ કરનાર છે. છૂટ એ સ્વતંત્રતા નથી; છૂટ એ અતંત્રતા નથી; એ તો નભાવી લેવાનું સ્ખલન છે, સંકડાસણની અગતિક ગતિ છે. એ છૂટ ભરતખંડના સાહિત્યમાં સર્વત્ર પ્રસાર પામી છે. ઇંગ્રેજી Blank Verse સુદ્ધાં પણ વ્યુત્ક્રમ રચના કબૂલ રાખે છે. તો એ છૂટ બીજા પદ્યબંધમાં ભલે લેવાય. તેમાં પાઠ્યતત્ત્વ અણછતું છે. વનવેલીનો સંકેત તો પાઠ્યતા કેળવવાનો છે. એ પાઠ્ય બંધ છે. માટે એ વાક્યરચનાની બાબતમાં રૂઢિને જ અનુસરે છે.

ચરણ, છંદ, યતિ, પ્રાસ, ઝડ, ઝમક, ટેક, તૂક, એ બધાના પ્રત્યાખ્યાન પછી, તમે પૂછશો, કે વનવેલીમાં આકર્ષક રહેશે શું? હું વિનયથી ઉત્તર આપવા રજા લઊં છું, કે વિશ્વવિખ્યાત કવિ શેક્સ્પીઅર અને મિલ્ટનના Blank Verse બંધમાં જે ગંભીરતા, ઉદાત્તતા અને ઓજસ્વિતા જોવામાં આવે છે, તેનો એમાં અક્ષર-સંવાદ સાથે અવકાશ છે. વળી ઉત્તમ ગદ્યનું જે સામર્થ્ય, જે ઋજુતા, જે પ્રસાદ, જે ધારાવાહી પ્રવાહ. તે સર્વ એમાં સ્થાન પામે એમ છે. એ વાતની પ્રતીતિ થવા મહાન શેક્સ્પીઅરના જ એક ઊતારાની

છાયા ધ્યાનમાં લેશો. તે 'જુલિઅસ સીઝર' નાટકનો એક ઉત્તમોત્તમ ભાગ (અંક ૩, પ્રવેશ ૨) છે. બ્રૂટસ અને માર્ક એણ્ટનીએ સીઝરની મૈયતના પ્રસંગે આપેલાં ભાષણ હું વાંચી સંભળાવું છું. મૂળમાં તે Blank Verse માં છે. આથી કરીને એ ઈંગ્રેજી પ્રયત્નબંધની અને ગૂજરાતી નવા અક્ષરબંધની તુલના કરવાનું તમારા મનમાં કૌતુક હશે, તો તે તુલના પણ સ્હેજે થઈ શકશે. એ વિષયાંતરમાં ઉતરી હું તમારી સહનશીલતાની અતિપ્રસક્તિનો યોગ આણીશ નહિ. પાત્રનાં નામનો અને નાટ્યસૂચિનો નિર્દેશ તમારી એકાગ્રતાનો ભંગ કરશે. વાંચનારની નિર્બળતા કંઈક વૈરસ્ય ઉપજાવશે. તે છતાં એ વનવેલીના લક્ષણના સંબંધમાં કહેવાનું કહી રહી તેનો દૃષ્ટાંત મારે જાતે આપવો જોઇયે, માટે હું તમને નિવેદન કરૂં છું.

**तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ।**
**हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥**

પ્રસ્તુત ઉતારા ઉપરથી કંઈક ખ્યાલ આવશે કે વનવેલી શું છે. અલબત, એ ઉદ્યાનલતા નથી, વનલતા છે. હું એને સાહિત્યના નંદનવનમાં રોપવાની ધૃષ્ટના કરૂં છું. સઉ વિચારશો કે તે એવી યોગ્યતા ધરાવે છે.

(બ્રૂટસ તથા કેશિઅસ અને ઉશ્કેરાયલા લોકોનું ટોળું પ્રવેશ કરે છે.)

**શહેરીઓ—**

[ વનવેલી ]

**કહો, એમ શા માટે કર્યું ? અમારે જાણવું છે.**

**બ્રૂટસ—ઠીક, મિત્રો, તો હું કહું તેમ કરો, ને અમારો**
**એહવાલ ધ્યાનમાં લો. કેશિઅસ ! શ્હેરીઓ બે**
**ભાગમાં વ્હેંચાઈ જાય, તે માટે તમે તમારી**
**જોડે કેટલાએકને પડોશમાં લેઈ જાઓ. ૫**

અહો ભાઈ ! જેઓ મારૂં સાંભળવા ઇચ્છતા હો,
તેઓ ભલે અહીં રહો. બીજા કેશિઅસ સાથે
અન્ય સ્થળે જાઓ અને એ કહે તે કાન ધરો.
રાષ્ટ્રતંત્રના ધોરણે કરાયલા સીઝરના
વધનાં કારણ અમે આ ક્ષણે જણાવી દૈયે. ૧૦

**શહેરી ૧**—હું તો મારે અહીં રહી બ્રૂટસનૂં સાંભળૂં છૂં.

„ **૨**—ને હૂં જઇ કેશિઅસ શૂં કહે છે તે સાંભળીશ.
પછી આપણે એ બેનૂં કહેવૂં સરખાવી જોશૂં.

(કેશિઅસ કેટલાકને લેઈને જાય છે. પછી બ્રૂટસ વક્તાનૂં સ્થાન લે છે.)

**શહેરી ૩**—ખાનદાન બ્રૂટસ બોલે છે. ચાલો, ચૂપ રહો.

**બ્રૂટસ**—રોમના સપૂત શ્હેરી બાંધવો ને મિત્રો ! તમે ૧૫
છેવટ સુધી સધીરા થશો, અને હું જે પક્ષ
તમારા સમક્ષ રજુ કરૂં છૂં તે ખાતર આ
સાંભળશો; તથા સાંભળી શકો તે માટે સઉ
શાંત ર્‌હેશો. વળી હું જે પ્રતિષ્ઠા ધરાવૂં છૂં તે
ખાતર તમે આ મારૂં કહ્યું હઇયે ધરશો; ૨૦
ને એ હૈયે વસે માટે પતિયાર આણશો જ.
તેની સાથે હું જે કહ્ં તેનો તોલ કરી જોશો;
તથા તોલ કરી શકો માટે તમે સમજનાં
તાજવાંનૂં સમતોલપણૂં પણ સારી રીતે
સાચવશો. આ જે મેદની મળી છે તેમાં કોઈ ૨૫
સીઝરનો દિલોજાન દોસ્ત હોય, તો હું તેને
કહ્ં છૂં કે બ્રૂટસને સીઝર તેનાથી ઓછા
વ્હાલા ન્હોતા. ત્યારે કેમ બ્રૂટસે એ સીઝરના

સામો હાથ ઊઠાવ્યો તે જો એ મિત્ર પૂછશે, તો
તેને મારો એટલો જ ઉત્તર છે: નહિ કે હું ૩૦
સીઝરને ઓછો વ્હાલો હતો, પણ આપણી આ
ભૂમિ મૈયાને વધારે વ્હાલો હતો. તમારે તે
સીઝર જીવે ને તમે દાસ થાઓ એ જોઈયે,
કે સીઝર ન હોય અને તમે સ્વતંત્ર રહો
એ જોઇયે? સીઝરનું મારા પર બહુ હેત ૩૫
હતું, માટે હું રડું છું; ભાગ્યદેવીના એ ભારે
પ્રીતિપાત્ર હતા, માટે રાચું એ છું; પરાક્રમી
હતા, માટે પૂજું એ છું. તે છતાં એ એમને મેં
મેં જ હણ્યાં, કેમકે એ લોભમાં લેવાયા હતા,

એમના એ વ્હાલને હું રોઊં છું. ૪૦
એમની એ મહત્તાએ મોહું છું.
એમના એ શૌર્યને હું વંદું છું.
એમના એ લોભને હું દંડું છું.

કોણ એવો બુહો છે જે રોમન ન થવા ઇચ્છે?
હોય કોઇ, તો તે બોલે. હું એના ગુન્હામાં છું. ૪૫
કોણ એવો નીચ છે જે દાસપણું વ્હોરી રાચે?
હોય કોઈ, તો તે બોલે. હું એના ગુન્હામાં છું.
કોણ એવો નષ્ટ છે જે સ્વભૂમિનો દ્રોહી બને?
હોય કોઈ, તો તે બોલે. હું એના ગુન્હામાં છું.
ઉત્તર દે. આ ઊભો હું.

**સૌ શહેરી—** નથી, નથી, કોઈ નથી. ૫૦

**બ્રૂટસ**—ત્યારે કોઈના એ હૂં ગુન્હામાં નથી. બ્રૂટસને
તમે સજા કરત તે સીઝરને મેં કરી છે.
આ બાબત સભાગૃહે વિગતથી નોંધેલી છે.
તેમાં વાહવાહ રળનારા એમના ગુણોની
કળા પણ પાડી નથી; અને વધ વ્હોરનારી ૫૫
ખામીઓની મેશના લપરડા એ કર્યા નથી.

( એવે સીઝરના શબ પાછળ એણ્ટની પ્રવેશ કરે છે. )

**બ્રૂટસ**—સીઝરનૂં શબ આ આવે છે. વાંસે શોકિયામાં
મુખ્ય માર્ક એણ્ટની છે. સિંહને સંહારવામાં
એનો ભાગ ન્હોતો, પણ રોમના ભલામાં ભાગ
છે જ; અને તમે સઉ ભાઈમાંથી કોનો નથી ? ૬૦
તો હૂં જાઊં છું ને જતાં કૂહેતો પણ જાઊં છું કે
રોમને આ મારો જીવ લેવાની જરૂર હશે,
ત્યારે જન્મભૂમિના ભલાને માટે જે ખંજરે
સાચા સ્નેહીનો મેં જીવ લીધો તે આ સજ્જ જ છે.

**સૌ શહેરી**—જીવો, જીવો, ઘણું જીવો બ્રૂટસ.

**શહેરી ૧**— એઓને, ચાલો, ૬૫
સરગસ ભેર ઘેર પ્હોચાડિયે,

,, **૨**— પૂર્વજોની
પ્રતિમાઓ પાસે એક એમની એ સ્થાપો.

,, **૩**— અને
સીઝરની સત્તા હવે એમને જ આપો.

**શહેરી ૪**— અને

,, ૧—બ્રૂટસમાં સીઝરની મહત્તાને વધાવી લો.
ચાલો, ભાઈ, જયજયકાર અને હર્ષનાદ ૭૦
સહિત એઓને ઘેર પ્હોચાડિયે.

**બ્રૂટસ**— બંધુજનો !

**શહેરી** ૨—ચૂપ, ચૂપ. બ્રૂટસ બોલે છે.

,, ૧— અરે ચૂપ રહો.

**બ્રૂટસ**—ભલા રોમવાસી ! મને એકલો જ જવા દેશો;
અને ગત સીઝરને છેલ્લૂં માન આપવાને
તમે સઉ અહીં રહી માર્ક એણ્ટનીના મુખે ૭૫
એમના ગુણાનુવાદ આદરથી સાંભળશો.
એણ્ટનીને ભાષણની રજા અમે આપેલી છે;
તે સમાપ્ત થાય નહિ તહીં સુધી મારા વિના
કોઇ પણ જાય નહિ, એમ સૌને વીનવૂં છૂં.
( જાય છે )

**શહેરી** ૧—રહો, ભાઈ, રહો. માર્ક એણ્ટનીનૂં સાંભળિયે. ૮૦

,, ૩—હા, હા, હવે આ ખુરશી એ લે. આપણે એઓનૂં
સાંભળિયે. ભલા એણ્ટની ! પધારો.

**એણ્ટની**— મોટો પાડ
બ્રૂટસનો, કે હૂં આ તમારો આભારી બનૂં છૂં.

**શહેરી** ૪—અરે શૂં, શૂં ? બ્રૂટસ વિશે શૂં કહ્યૂં ?

,, ૩ મોટો પાડ ૮
બ્રૂટસનો કે તમારો આભારી બનૂં છૂં, એ જ.

,, ૪—રખે ને એ બ્રૂટસનૂં કંઇ એ ઘસાતૂં બોલે.

,, ૧—આ સીઝર આપણી સ્વતંત્રતા છીનવી લેવા
કરતો ’તો.

,, ૩— સાચી વાત. સારૂં થયૂં, કે એ ઘાએ
ગયો અને આપણે એનાથી છૂટયા.

,, ૨— ચૂપ, હવે ૯૦
એણ્ટની શૂં કહે છે તે સાંભળિયે.

**એણ્ટની**— અહો ભલા
રોમવાસી !

**શહેરીઓ**— સાંભળિયે, શાંત થઈ સાંભળિયે.

**એણ્ટની**—મારા સઉ શ્હેરી બંધુઓ ને મિત્રો ! સાંભળિયે.
સીઝરના શબને હૂં દાહ દેવા આવ્યો છું; હૂં
ગુણ ગાવા નથી આવ્યો. ગુણ તો મુઆની ગતે ૯૫
મુઆ વાંસે જાય છે; ને અવગુણ એકલા જ
અહિંયાં ગવાય છે; તો સીઝરનૂં પણ એમ
ભલે થાય. મહત્તાની મૂરતિ જે બ્રૂટસ, તે
સીઝરને લોભી કૂહે છે. ખરેખર, એમ જ જો
હોય, તો તે શોચનીય દોષ હતો; અને તેનો ૧૦૦
દંડ પણ મરનારે ઘણો ભારે ભર્યો છે જ.
એના ત્રિશૈચયતના પ્રસંગે હૂં બે જ બોલ
બોલવા ઊભો છૂં; મને બ્રૂટસની ને બીજાની
પરવાનગી મળી છે. બ્રૂટસ, ખરે જ, સારા
માણુસ છે; ને એવા જ સારા એઓ સરવે છે. ૧૦૫
મરનાર નર મારા અંતરના મિત્ર હતા.
એઓ વફાદાર અને વ્હેવારના સાચા હતા.

બ્રૂટસ પરંતુ કૂહે છે, સીઝર તો લોભી હતા.
અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
એમણે અસંખ્ય વીર કેદ કરી આણી તેની ૧૧૦
ખંડણીનાં નાણાં વડે રાજ્યના ખજાના તર
કર્યા હતા. એ શૂં વારૂ સીઝરનો લોભ કૂહેવો ?
રંકના પોકાર સુણી એમની આંખોમાં આંસુ
ઊભરાતાં. લોભી તો કઠણ વજ્ર જેવા હોય.
બ્રૂટસ પરંતુ કૂહે છે, સીઝર તો લોભી હતા. ૧૧૫
અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
તે દિવસે ઉત્સવમાં એમને મેં ત્રણ વાર
મુગટ સમર્પ્યો હતો, અને એમણે તે ત્રણે
વાર પાછો ઠેલ્યો હતો. તમને તે માલુમ છે.
રાજલક્ષ્મી વરમાળા કંઠમાં આરોપવાને ૧૨૦
આવે અને મસ્તક ધુણાવે, તેનૂં નામ લોભ ?
બ્રૂટસ પરંતુ કૂહે છે, સીઝર તો લોભી હતા.
અને મિત્રો ! બ્રૂટસ, ખરે જ સારા માણસ છે.
બ્રૂટસનૂં તોડી પાડવા હૂં કંઈ કૂહેતો નથી.
હૂં તો સ્હેજે જાણું છું તે આ તમને જણાવૂં છું. ૧૨૫
જુઓ, ભાઈ, તમે સૌ એ એક વાર સીઝરને
જીગરથી ચ્હાતા હતા, વાજબીજ ચ્હાતા હતા.
તેને માટે અત્યારે તમારી આંખમાંથી એક
આંસુ એ પડતૂં નથી, એમ કેમ ? અરેરે એ
વાજબી બેવાજબીની સમજણ ખોઈ કે શૂં ? ૧૩૦
અફસોસ ! મમતાની માણસાઈ શ્વાન ખાઈ

ગયાં છે, ને માણુસ તે માણુસ જ રહ્યાં નથી.
માફ કરો, ભાઇ, કારી ઘા લાગેલા બોલાવે છે;
ને મારાથી અંતરનો ઊભરો રોકાતો નથી.
એ કંઈક શમે ત્યાં સુધી રહો, સબુર કરો. ૧૩૫

**શહેરી** ૧—એમનૂં કૂહેવૂં વજૂદ ભરેલૂં ને વાજબી છે.
,, ૨—ન્યાયબુદ્ધિએ જોશો, તો સીઝરને અતિશય
અન્યાય થયો છે. અરે કોણ કૂહેશે, નથી થયો ?
,, ૩—મારૂં મન તો, મહેરબાન, એમની જગાએ
કોઇ વધુ ભૂંડો થશે, એ વિચારે થથરે છે. ૧૪૦
,, ૪—એમણે કહ્યૂં તે તમે ધ્યાન દેઈ સાંભળ્યૂં કે ?
સીઝરે મુગટ ત્યારે પાછો ઠેલ્યો-ન જ લીધો;
એટલે કે એઓ લોભી ન હતા, એ ચોકસ છે.

**શહેરી** ૧—એમ ઠર્યું, તો આ જેનાં કર્તુક છે, તેને ભારે
દંડ દેવો જોઇશે જ.
,, ૨— અરેરે, એઓની આંખો ૧૪૫
રડી રડી ટેટા થઇ છે. જુઓ તો.
,, ૩— ખરે, ભર્યા
નગરમાં એણ્ટનીનો ભલાઈમાં જોટો નથી.
,, ૪—ચૂપ, ચૂપ, સાંભળો બોલવા કરે, છે, જુઓ.

**એણ્ટની**—ગઇ કાલે તો નમી ને સીઝરના બોલ સઉ
ઝીલી લેતા; સમસ્ત જગતની એ મગદૂર ૧૫૦
ન હતી કે એઓ સામે શિર ઊંચૂં કરી શકે.
આજે એ જ સીઝરને પામર મનુષ્ય પણ
માન આપનારો અહીં દેહલો છે! આ પડ્યા એ.

અરે મારા સાહેબ ! હું બોલીશ, તો તમે તેથી
રોષે ભરાશો; ને ઉશ્કેરાઇ જઈ ભારે દંગો ૧૫૫
મચાવશો. આ જીભે હું એ કહું, તો બ્રૂટસને
અને કેશિઅસને એ હાનિ કરી કહેવાય જ.
તમે સર્વ જાણો છો કે તેઓ સારા માણસ છે.
તેમને હું હાનિ નહિ કરૂં. મરનારને જ,
મને અને તમને એ હાનિ થવા દઇશ તે ૧૬૦
હો, પરંતુ એવા સારા માણસને હાનિ તો હું
નહિ કરૂં. હાં–આ દસ્તાવેજ–જુઓ. સીઝરના
એક ખંડમાંથી મને એ મળ્યો છે. એ ઉપર
સીઝરની મ્હોર છે ને એની બ્હાર 'સીઝરનૂં
મૃત્યુપત્ર' એવા બોલ લખેલા છે. એ હું, માફ ૧૬૫
કરો, વાંચવાનો નથી. શહેરીઓ એ સાંભળે, તો
તેઓ ધાઈ ધાઈને આ ઘાએ આળા સીઝરના
શબને એ ચૂમીઓ દે, એમનૂં પવિત્ર લોહી
રૂમાલમાં રાખી લે ને એમના સંભારણામાં
એક એક વાળ સઉ માગી લે; ને મરી જાય, ૧૭૦
ત્યારે તેને અણમૂલી થાપણ તરીકે વંશ–
પરંપરા વારસામાં આપવાનૂં લખી જાય.

**શહેરી ૪**—વાંચો, માર્ક ઍણ્ટની ! એ અમારે સાંભળવૂં છે.

**સૌ શહેરી**—સીઝરનૂં મૃત્યુપત્ર વાંચો; મૃત્યુપત્ર વાંચો.

**ઍણ્ટની**—શાંત થાઓ, ભાઇઓ ! એ વાંચવૂં તે યોગ્ય નથી. ૧૭૫
સીઝરનો તમારા ઉપર કેવો પ્રેમ હતો,
તે જાણવૂં ઠીક નથી. તમે નથી પાથર કે

નથી કાષ્ઠ, માણુસ છો. માટે કરી સીઝરનૂં
મૃત્યુપત્ર સાંભળતાં રોષે રાતા તાતા થશો;
ભાન સાન ભૂલી જશો. સારૂં છે, કે તમે નથી ૧૮૦
જાણુતા જે સીઝરના તમે પોતે વારસ છો.
એ બધૂંએ જાણો, તો તો શૂનૂં શૂં જ થઈ જાય.

**શહેરી ૪**—વાંચો, એણ્ટની ! અમે એ સાંભળીશૂં; ને તમારે
વાંચવૂંજ જોઈશે; એ મૃત્યુપત્ર વાંચો, વાંચો.

**એણ્ટની**—ભાઈ! રહો, શાંત પડો. અરે મેં કહેતાં શૂં કહી ૧૮૫
આ તો તીર લક્ષની એ બ્હાર માર્યૂં ! ચૂકી ગયો !
મને ડર રહે છે કે શસ્ત્ર વડે સીઝરનો
ઘાટ ઘડી નાંખનારા સઉ સારા માણુસોને
હૂં હાનિ કરૂં છું.

**શહેરી ૪**— અરે, દ્રોહી છે એ, સારા કેવા ?

**સૌ શહેરી**—મૃત્યુપત્ર, મૃત્યુપત્ર.

**શહેરી ૨**— વાંચો, મૃત્યુપત્ર વાંચો. ૧૯૦
સારા જોયા ન હોય તો ! મહા હીણા ને હત્યારા.

**એણ્ટની**—તમારે તે મારી પાસે પરાણે વંચાવવૂં છે ?
અસ્તુ. તમે સીઝરના શબ આસપાસ ગોળ
કૂંડાળામાં ગોઠવાઓ; એટલે તમારા નામે
મૃત્યુપત્ર કરનાર પુરુષનાં તમને હૂં ૧૯૫
દર્શન કરાવૂં. મને છે રજા ? હૂં નીચે આવૂં ?

**શહેરી ૨**—આવો.

**ઘણા જણ**— નીચે આવો.

**શહેરી ૩**— રજા છે જ. અલબત આવો.

(એણ્ટની નીચે ઊતરે છે.)

**શહેરી ૪**—કૂંડાળામાં, ભાઈ, ગોળ કૂંડાળામાં ઊભા રહો.
**શહેરી ૧**—દૂર ખસો, પાલખીથી–શબનાથી દૂર ખસો.
,, ૨—છેટે, જરા, અતિ ભલા એણ્ટનીથી છેટે ઊભો. ૨૦૦
**શહેરી ૨**—હઠો, હઠો; પાછા હઠો; પાછા, પાછા; માગ મૂકો.
**એણ્ટની**—ઠીક. જેને આંખ હોય, તેને હવે રોવાનું છે.

આ લેબાસ તમને સરવને એ જાણીતો છે.
નર્વિઆઇને હરાવી સીઝરે ઊન્હાળુ સાંજે ૨૦૫
સમિયાણામાં એ પ્હેર્યો હતો; મને સાંભરે છે.
એમાં અહીં કેશિઅસની કટારી આરપાર
નીકળી ગઈ છે, જુઓ, અહીં દ્વેષી કાસકાના
ખંજરનો ચીરાડો છે. અહીં વ્હાલા બ્રૂટસે આ
શમશેર ભોંકી છે ને લોહી બ્હાર આવેલૂં છે. ૨૧૦
'એ ગોઝારો જખમ નમ્હેરા થઈ બ્રૂટસે જ
કર્યો કે?' તે જોવાને એ, કોઈ કહેશે, આવ્યૂં હશે.
કારણ કે બ્રૂટસ તો સીઝરના ઇષ્ટ હતા.
તમને ખબર હશે, જનના મનની વાત
જાણનારા દેવો! કહો, બ્રૂટસને એઓ કેવા ૨૧૫
વ્હાતા હતા? એમણે એ બ્રૂટસને શમશેર
ભોંકી દેતા જોયા, ત્યારે દ્રોહીઓના શસ્ત્રથી ન
જીતાયલા નર તે નમ્હેરાઇના વજ્રપાતે
જીતાઈ ગયા; એ ઘા જ અંતરમાં ઊંડો લાગ્યો;
અને તે જ ક્ષણે વીર હૈયૂં શતખંડ થયૂં. ૨૨૦
પછી એ મહાન નરે વસ્ત્રથી મ્હો ઢાંકી દીધૂં;
અને લોહીના પ્રવાહે રેલંછેલ ચોકમાં જ

પોમ્પીની પ્રતિમા પાસે એ પડ્યા. ગજબ થયો !
ભાઈઓ ! ગજબ થયો ! હું એ સાથે પડ્યો; તમે
પડ્યા; સર્વ શ્હેરી પડ્યા; અને દુષ્ટ દ્રોહીઓનો ૨૨૫
દુનિયામાં ડંકો વાગ્યો. અરે ! આ તમારાં હૈયાં
ભરાઈ આવે છે! તમે રૂઓ છો ! હા, રૂઓ, રૂઓ.
એ પવિત્ર આંસુઓ છે. વ્હાલભીના ભલા મિત્રો !
આપણા એ સીઝરનો ચીરાયલો લેબાસ જ
જોઈ તમે શૂં રૂઓ છો ? એમના દિદાર જૂઓ. ૨૩૦
દ્રોહીઓએ છેદી ભેદી એની શી દશા કરી છે ?

**શહેરી ૧**— અરરર, આંખે જોયૂં જતૂં નથી !
,, ૨— હા ! મહાન સીઝરના આવા હાલ ?
,, ૩— અરે દૈવ ! આ ગોઝારી ઘડી ક્યાંથી ?
,, ૪— ફિટકાર છે હત્યારા દ્રોહીઓને ! ૨૩૫
,, ૧— અરેરે ! એઓએ કાળો કેર કર્યો !
,, ૨— એનૂં હવે વેર વાળ્યૂં જોઇશે જ.
**સૌ શહેરી**— ચાલો, ચાલો. વેર વાળો. શોધી વળો.
છૂંદી છૂંદી છેદી ભેદી બાળી જાળી
પૂરા કરો. દ્રોહીઓનૂં દીટે રૂહેવા ૨૪૦
પામે નહિ.

**એણ્ટની**— ભાઇઓ ! સબુર કરો.

**શહેરી ૧**—ચૂપ. ભલા એણ્ટનીનૂં કાન દેઇ સાંભળશો.
,, ૩—કાન દૈશૂં; વેણ માથે ચડાવીશૂં; જાન દૈશૂં.
**એણ્ટની**—ભલા ને માયાળુ મિત્રો ! તમે આમ રોષે અને
આવેશે તણાઇ દંગો ઊઠાવો, તે હૂં ન ઇચ્છૂં. ૨૪૫

જેમણે આ કૃત કર્યું છે તે સારા માણસ છે.
એ કરમ કરવૂં પડયૂં એવૂં શૂં મરનારે
એમનૂં બગાડયૂં 'તૂં, તે કોણ જાણે. એઓ શાણા
અને સારા માણસ છે. એ સબબ આપશે ને
તમને જવાબ દેશે. હૂં તમારાં ચિત્ત ચોરી ૨૫૦
લેવા કે ઉશ્કેરવાને નથી આવ્યો. બ્રૂટસના
જેવો હૂં વક્તા એ નથી. તમે સર્વ જાણો છો, કે
હૂં તો મિત્રવત્સુ છૂં ને સાદે સાદૂં સીધે સીધૂં
બોલનારો છૂં: અને એ સીઝરના વિશે મને
પૌર પ્રત્યે બોલવાની રજા આપનારા પણ ૨૫૫
સારી રીતે સમજે છે. શાથી જે મારામાં નથી
શક્તિ, નથી જુક્તિ, નથી છટા, નથી ઠાઠ, નથી
શબ્દનૂં ભંડોળ, નથી બુદ્ધિનો પ્રભાવ, કે હૂં
શ્રોતાને ઉશ્કેરી શકૂં. હૂં તો સ્હેજે જીભે આવ્યા
બોલ બોલી નાંખૂં છૂં; ને તમે પોતે જે જાણો છો ૨૬૦
તે કહૂં છૂં; અને વ્હાલા સીઝરના જખમ આ
બતાવૂં છૂં. મારી વતી એજ મ્હોડાં ફાડી બોલો!
બિચારા અવાચક છે. અરે પણ એણ્ટની તે
બ્રૂટસ ને બ્રૂટસ તે એણ્ટની જો હોત, તો એ
એણ્ટની આ જખમોને બોલાવત; ને એ સઉ ૨૬૫
એવો તો અનેક જીભે પોકાર ઊઠાવત, કે
સઉ રોમ પ્રજળી ઊઠત અને પત્થરનાં
હૈયાં પણ હલબલી બળવો જ જગાવત.

**સૌ શહેરી—** અમે સઉ બળવો જગાવીશૂં.

**શાહેરી ૧**— બ્રૂટસનું ઘર બાળી મેલીશું. ૨૭૦
,, ૩— ચાલો, સારૂં શહેર શોધી વળિયે
,, ૪— કાવતરાખોરોને ન મૂકિયે.

**એણ્ટની**—ભાઈ! જરા સાંભળશો ? મારૂં કૂહેવું સાંભળશો ?

**સૌ શાહેરી**–રહો, ભાઈ, સાંભળો, આ ભલા એણ્ટની શું કૂહે છે?

**એણ્ટની**—અહો મિત્રો ! તમે આમ આંખો મીંચી ઝંપલાવી ૨૭૫
પડો છો તે ઠીક છે; ને સીઝર તે પ્રેમને એ
લાયક છે. પણ તમે જાણુતા નથી કે શાથી ?
માટે મારે તમને તે કૃહેવું જોઇયે છે. ઘડી
ઉપરજ તમને મેં મૃત્યુપત્ર વિશે વાત
કરી હતી, તે તમે ભૂલી ગયા છો.

**સૌ શાહેરી**— ખરૂં કહ્યૂં. ૨૮૦
ઠીક એ સંભાર્યૂં. રહો, મૃત્યુપત્ર સાંભળિયે.

**એણ્ટની**—જુઓ ત્યારે પ્રથમ તો નગરના એકે એક
રોમનને જણુ દીઠ પોણો સો પોણો સો દ્રામ
સીઝરના સહીસિક્કા સાથે આમાં આપેલા છે.

**શાહેરી ૨**—અહો કેવૂં મોટૂં મન !
,, ૩— રાજા જેવા સીઝર ! એ ૨૮૫
માર્યા ગયા ! એનૂં અમે વેર લૈશૂં, દંડ દૈશૂં.

**એણ્ટની**—હજુ જરા ધીરજથી સાંભળશો.

**સૌ શાહેરી**— અરે, ચૂપ.

**એણ્ટની**—એમના આરામગાહ, બાગ ને બગીચા, તથા
નદીના કિનારા પર તાજેતર બનાવેલ

વાડી ને વજીફા પણ તમને અને તમારા ૨૯૦
વારસોને આપેલ છે. તેમાં તમે ફરો હરો,
ચેન કરો, મોજ મારો. એ સઉ સદાને માટે
આપી જઈ સીઝરનૂં નામ જે દીપાવ્યું, તે તો
એજ એક હતા. એવા બીજા અહીં ક્યારે થવા?

**શહેરી ૧**—કદી નહિ. ચાલો, ભાઇ, પાલખી ઊપાડો. શુદ્ધ ૨૯૫
ભૂમિમાં ચિતા રચી ને અગ્નિદાહ દેઇયે; ને
એમાંનાં જ સળગતાં ડુમકાંએ દ્રોહીઓનાં
ઘર ફૂંકી મૂકિયે.

,, ૨— હા, લાવો, લાવો, અગ્નિ લાવો.

,, ૩—ખાટપાટ ખેંચી લાવો.

**શહેરી ૪**— બારી, બારણાં, કમાડ,
જે કંઇ જડે તે આગ લગાડવા લેઈ આવો. ૩૦૦

(શબ ઊપાડી શહેરીઓ જાય છે.)

**એણ્ટની**—ચિનગારી મૂકી છે ને પ્રજળી છે. એનૂં કામ
એ કરો; ને અગ્નિદેવ ડૂંગરાઓ ન્હવડાવો.

(એવે એક સેવક પ્રવેશ કરે છે.)

**એણ્ટની**—કેમ રે? શી ખબર છે?

**સેવક**— ખાવિંદ, ઑકટેવિઅસ
પધાર્યા છે.

**એણ્ટની**— કહીં છે એ?

**સેવક—** સીઝરને ઘેર. સાથે
લેપીડસે આવેલા છે.

**એણ્ટની—** ત્યાં જ સીધો જાઉં, મળૂં. ૩૦૫
એમને હું ઝંખતો હતો ને આવ્યા ! અહો, દૈવ
તુષમાન છે તે સરવસ દેશે.

**સેવક—** ખરેખર,
સરદાર વાત કરતા હતા, કે બ્રૂટસ ને
કેશિઅસે દીવાનાની ફાટી આંખે મૂઠી વાળી
અહીંથી જતા રહ્યા છે.

**એણ્ટની—** એમને મેં ભૂતાવળ ૩૧૦
જગાડયાના સમાચાર કદાચિત મળ્યા હશે.
ચાલ, ચાલ, મ્હોરે થા. ઑક્ટેવિઅસ પાસે જૈયે.

(બન્ને જાય છે.)

[છપાયું: ગુજ. સા. પ. રીપોર્ટ, ૧૯૧૯

# ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર*

હર્ષ રાજા ઇતિહાસની અને સાહિત્યની એક ભવ્ય વ્યક્તિ છે. તેઓ પ્રાચીન ભારતના છેલ્લા ચક્રવર્તી, બાણ મયૂર આદિના સત્કર્તા અને સંસ્કૃતના સારા કવિ હતા. પરંતુ ઇતિહાસ[1] અને आख्यायिका-થી[2] પણ જેટલા તેઓ જાણીતા નથી, તેટલા प्रियदर्शना, नागानन्द અને रत्नावलीથી વિખ્યાત છે. એ ઉપરાંત चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્ર પણ મહારાજા હર્ષની કૃતિ કહેવાય છે.[3] બૌદ્ધ સંસ્કારથી સુવાસિત નાટક[4] લખનાર બૌદ્ધ સ્તોત્ર લખે, એ શક્યતાની કોટિની બહાર નથી. પરંતુ चैत्यवन्दन અને सुप्रभात અનંગહર્ષે[5] રચેલાં હશે કે બીજાએ, એ વિચારવા જોગ છે. સૂક્ષ્મ બુદ્ધિને નિર્ણય કરવો સ્હેલ પડે, એટલા માટે એ સ્તોત્ર અહીં આપૂં છૂં. પહેલૂં છે चैत्यवन्दन, તે ચીનાઈ લિપિમાં પવિત્ર બૌદ્ધ પુસ્તકો ભેગૂં હર્ષના નામથી ચીનમાં જળવાઈ રહ્યૂં છે.[6] એમાં એક ચિત્રરેખા અને તે પછી ચાર સ્રગ્ધરા છે. ચીનાઈ પ્રતમાં એનૂં નામ अष्टमहाचैत्यवन्दन છે. એ સ્તોત્ર નીચે મુજબ છે.

**जातिं बोधिं प्रवरमतुलं[7] धर्मचक्रं च रम्यं**
**चैत्यं चाद्यं त्रिभुवनमहितं श्रीमहाप्रातिहार्यम् ।**

---

* જૂઓ 'વિંધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના' આ. ૪, પૃ. ૫૫.

૧ Smith's Early History of India વગેરે. ૨ બાણભટ્ટકૃત **हर्षचरित.**

૩ જૂઓ ફ્રેંચ ભાષામાં M. Ettinghausen કૃત Harsa Vardhana.

૪ **नागानन्द.** ૫ **रत्नावली । १ ।** અનંગહર્ષના નામે વિખ્યાત **રાજા હર્ષ.** ૬ આ સ્તોત્ર યુરોપના રશિયામાં છપાયૂં છે. એનો તરજુમો **પણ રશિયાઇ** ભાષામાં પ્રસિદ્ધ થયો છે. Ettinghausen કૃત Harsa Vardhana માં સંસ્કૃત મૂળ ફરી છાપવામાં આવ્યૂં છે.

૭ વૃત્ત જાળવવા કલ્પિત પાઠ **प्रवरमतुलितं** વાંચવાની **જરૂર છે.**

स्थानं चेदं हिमगिरिनिलयं देववेवावतारं
वन्देहं[१] प्रणमिताशिरसा निर्वृता यत्र बुद्धाः ॥१॥
वैशाल्यां धर्मचक्रं सुपिमगिरितटे भिष्मकायोदितीरे
श्रावस्त्या बोधिमूले कुशिनगरवरे लुम्बिनी कापिलाये।
कौशाम्ब्या स्मेरकोष्ठे मथुरवरपुरे नन्दगोपस्य राष्ट्रे
ये चान्ये शास्तृ चैत्या[२] दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥२॥
कश्मीरे चानदेश खपतटयमुने मर्वरे सिंहले वा
लाटोड्रे सिन्धुपौण्ड्रे समततमगधे मेखले[३] कोशले वा।
नेपाले कामरूपे कलशवरपुरे काञ्चिसौराष्ट्रराष्ट्रे
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥३॥
कैलासे हेमकूटे हिमगिरिनिलये मन्दरे मेरुशृङ्गे
पाताले वैजयन्ते धनपतिनिलये सिद्धगन्धर्वलोके।
ब्रह्माण्डे[४] विष्णुभूमौ पशुपतिभवने चन्द्रसूर्यादिलोके
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥४॥
ये चाष्टौ धातुगर्भा दशबलबलिनः कुम्भसंज्ञाश्च चत्या
अङ्गाराख्यास्तथान्ये हिमरजतनिभाः स्तूपरत्नप्रकाशाः।
पाताले ये च भूम्या गिरिशिखरगताः सर्वतो धातुगर्भा
बुद्धानां यानि बिम्बा प्रतिदिनमसकृत् तानि मूर्ध्ना नमामि ॥५॥

આ લઘુ સ્તોત્રના પહેલા શ્લોકમાં બુદ્ધ શાક્યમુનિને તથા બોધિવૃક્ષ ધર્મચક્ર વગેરેને, બીજામાં વૈશાલી સુપિમગિરિ શ્રાવસ્તિ બુદ્ધગયા કુશીનગર કપિલવાસ્તુ કૌશાંબી વગેરે સ્થાનમાંનાં સિદ્ધાર્થ ભગવાનનાં ચૈત્યોને, ત્રીજામાં ભરતખંડ માંહીના તથા બહારના ધાતુ-ગર્ભોને, ચોથામાં મૃત્યુલોક સાથે દેવલોક તથા પાતાલલોકના ધાતુ-ગર્ભોને, અને પાંચમામાં અષ્ટ મહાધાતુગર્ભ કુંભચૈત્ય અંગારસ્તૂપ

---

૧ અક્ષર ખૂટે છે, તેથી वन्देऽयाहं પાઠ કલ્પ્યું છું. ૨ दश बलानि दानशीलक्षान्तिवीर्यध्यानशान्तिबलोपायप्रणिधानज्ञानलक्षणानि। ૩ ભૂલ છે; मेकले પાઠ જોઇયે. ૪ ब्रह्मलोकना અર્થમાં છે.

સર્વગત અન્ય ધાતુગર્ભ તથા બૌદ્ધ પ્રતિમાઓને નમસ્કાર કર્યા છે. આ પાંચ શ્લોકમાં જેને રસ કે ભાવ કહિયે તેનો છાંટો સરખો છે નહિ. પદ્યાત્મક રચના છે તેને લીધે કોઈ કવિતા કહે તો ભલે; બાકી કવિતાનો ગંધ તો તેમાં છે જ નહિ. જેવી રસની, તેવી ભાષાની પણ એમાં દરિદ્રતા છે. એનું સંસ્કૃત તપાસીશું, તો તે પણ બહુ વાંધાભરેલું છે. दशबलबलिनः, खषतटयमुने लाटोड्रे, सिन्धुपौण्ड्र, समततमगधे, काञ्चिसौराष्ट्रराष्ट्रे, सिद्धगन्धर्वलोके તથા चन्द्रसूर्यादिलोके સમાસની ઘટના, लुम्बिन्यां शास्तुः તથા स्तूपाः પદને સ્થાને વિભક્તિપ્રત્યય રહિત लुम्बिनी शास्तृ તથા स्तूप શબ્દનો ઉપયોગ, कापिलवास्तवायाम्, श्रावस्त्याम्, कौशाम्ब्याम् તથા भूम्याम् ને બદલ कापिलाये, श्रावस्त्या, कौशाम्ब्या તથા भूम्यानो તેમ જ बिम्बानिने બદલે बिम्वानो પ્રયોગ અને मथुरा, काञ्ची તથા कलशના ટૂંકાવેલા मथुर, काञ्चि તથા कलश શબ્દથી વ્યવહાર, વગેરે અંશો વિચારતાં કર્તાનાં જ્ઞાન અને શક્તિ વિશે બહુ હલકો અભિપ્રાય બંધાય છે. निपुण कवि હર્ષે એ રચેલું માની શકાતું નથી. એમ કહેવાય છે કે હિંદુસ્તાનથી પાછા વળતાં ચીનાઈ પ્રવાસી યવનચંગને હર્ષ રાજાએ चैत्यवन्दन સ્તોત્ર સંભારણા દાખલ આપ્યું હતું.[1] આ વાતને એ સાધુની પ્રવાસપોથી અથવા તો એના જીવનચરિત્રથી ટેકો મળતો નથી. અશ્વઘોષ આદિ કવિની ઉત્તમ કૃતિ મૂકી આવું છેક ઊતરતી પંક્તિનું સ્તોત્ર હર્ષ જેવો રસમર્મજ્ઞ રાજ્યકર્તા યાદગીરીમાં આપે અને તે પણ જેની સાથે પોતે નવો સંધિસંબંધ જોડ્યો હતો તેના તરફના એક પ્રસિદ્ધ વિદ્વાનને, તે સંભવતું નથી. એ સ્તોત્ર ચક્રવર્તિકવિની તો નહિ, પણ ચીનાઈ સાધુ ફાહ્યન(Fahien)ની પસંદગી હોય ખરૂં. એવું કહેવાય છે કે એ પ્રવાસી નાલંદથી ચીન પાછો ફર્યો ત્યારે એ चैत्यवन्दन સ્તોત્ર અહીંથી લેતો ગયો હતો.[2] આથી એ સ્તોત્ર ઇસવી ચોથા સૈકાના લગ-

---

૧-૨ આ બે દંતકથા M. Ettinghausenના Harsa Vardhanaમાંથી ઊતારી છે.

ભાગમાં રચાયું લાગે છે.[1] એના ત્રીજા શ્લોકના ત્રીજા ચરણમાં બૌદ્ધ-ધર્મી ગ્રીક વીર मिलिन्द(Menander)ના ભસ્મરાશિ ઉપરના[2] કલશીના સ્તૂપનો નિર્દેશ છે. એ સ્તૂપ ઈસવી સન પૂર્વે બીજા સૈકાના મધ્ય ભાગમાં બાંધવામાં આવ્યો હતો.[3] વળી છેલ્લા શ્લોકના ચોથા ચરણમાં બુદ્ધ ભગવાનની પ્રતિમાઓનો ઉલ્લેખ છે. બૌદ્ધધર્મમાં મૂર્તિપૂજાનો પ્રચાર ફાહ્યને નોંધ્યો છે. યવનચંગ સાતમા સૈકામાં મૂર્તિપૂજાનો ઠાઠ વધી પડ્યો જણાવે છે. પરંતુ તેની પ્રવાસપોથીમાં કે તેના ચરિત્રમાં કલશીના સ્તૂપનો હવાલો છે નહિ. આ બધાં કારણોને લીધે चैत्यवन्दनને હું ચોથા સૈકામાં મૂકું છું. તે કોઈ સાધારણ ભિક્ષુની કૃતિ લાગે છે. પહેલા શ્લોકના ત્રીજા ચરણ ઉપરથી તે પાર્વતીય પ્રદેશમાં રચાયું સંભવે છે.

चैत्यवन्दन મૂકી હવે सुप्रभात સ્તોત્ર તરફ વળિયે. એનું મૂળ નેપાળમાંથી મળ્યું હતું. એ પણ હર્ષ રાજાના નામ પર ચાલ્યું આવે છે. એમાં અઢાર માલિની, બે અનુષ્ટુભ, એક જાગતી ઉપજાતિ, બે વસંતતિલકા અને એક શાર્દૂલવિક્રીડિત, એમ અનુક્રમે કુલ

---

૧ ફાહ્યન ચોથા સૈકાના પૂર્વ ભાગમાં ભરતખંડમાં આવી ગયો હતો. ૨ ત્રીજા શ્લોકના ત્રીજા ચરણનું कलश તે मथुराના मथुर ની પેઠે कलशीનું ટૂંકું રૂપ છે. એ શહેર अलसन्दद्वीपમાં આવ્યું હતું, ને ત્યાં मिलिन्द જન્મ્યો હતો એમ मिलिन्दप्रश्न ઉપરથી નીકળે છે. મહાન સિકંદરે मूलस्थानથી નીચાણમાં સિંધુ ઉપર Alexandria શહેર વસાવ્યું હતું, એ જ હું अलसन्द સમજું છું. તેની પાસેના પ્રદેશથી સિંધુના મુખ સુધીનો મુલક તે अलसन्दद्वीप, જેમાં કલશી આવ્યું કહ્યું છે. राजतरङ्गिणी । ૭ । માં કહેલું कलशपुर સ્તોત્રનું कलशवरपुर હોઈ શકતું નથી; શાથી જે તે તો અગિયારમા શતકમાં કલશ રાજાએ વસાવ્યું હતું: તે બૌદ્ધ તીર્થ ન હતું. ૩ સાત ઠેકાણેથી Menanderના ભસ્મરાશિની માગણી થયાનું Plutarch લખે છે. તે પૈકી એક કલશી શહેર મેં લીધું છે.

ચોવીસ શ્લોક છે. સુપ્રભાતનો નેપાળી અનુવાદ પણ જાણવામાં છે.[૧] મૂળ શ્લોક નીચે મુજબ છે.

स्तुतमपि सुरसंघैः सिद्धगन्धर्वयक्षै-
र्दिवि भुवि सुविचित्रैः स्तोत्रवाग्भिर्यतीशः ।
अहमपि कृतशक्तिर्नौमि संबुद्धमार्यं
नभसि गरुडयाते किं न यान्ति द्विरेफाः ॥१॥
क्षपितदुरितपक्षः क्षीणनिःशेषदोषो
द्रवितकनकवर्णः फुल्लपद्मायताक्षः ।
सुरुचिरपरिवेषः सुप्रभामण्डलश्री-[२]
र्दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥२॥
मदनबलविजेतुः कापथोच्छेदकर्तु-
स्त्रिभुवनहितकर्तुः स्त्रीलताजालहर्तुः ।
शमसुखफलदातुर्भेत्तुरज्ञानशैलं
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥३॥
असुरसुरनराणां योऽग्रजन्माग्रदैवः[३]
सकलभुवननाथो लोकसृष्ट्येकशब्दः[४] ।
स्वपिति मनुजधाता पद्मयोनिः स्वयंभू-
र्दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥४॥
उदयगिरितटस्थो विद्रुमच्छेदताम्र-
स्तिमिरकुलनिहन्ता चक्षुरेकं प्रजानाम् ।
रविरपि परिलोलः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥५॥

---

૧ જૂઓ M. Ettinghausen કૃત Harsa Vardhana. ૨ પહેલાં ત્રણ ચરણ અનન્વિત છે. તે વાક્યના રૂપમાં ગોઠવાય, એટલા માટે सुप्रभामण्डलोऽसि એવો કલ્પિત પાઠ લેવાની જરૂર છે. ૩ अग्रदैवः અર્થરહિત છે; अग्रदेवः જોઇયે. ૪ लोकसृष्ट्येकशब्दः પાઠનો કંઈ અર્થ બંધ બેસતો નથી. હું लोकसृग् वेदशब्दः પાઠ કલ્પું છું.

द्विरददशनपाण्डुः शीतरश्मिः शशाङ्क-
स्तिलक इव रजन्याः सर्वचूडामणिर्यः।
अविगतमदरागः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥६॥

प्रवरभुजचतुष्कः षोडशार्धार्धवक्त्रो
जपनियमविधिज्ञः [१]सामवेदप्रवक्ता।
अमलकमलयोनिः सोऽपि ब्रह्मा प्रसुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥७॥

कुवलयदलनीलः पुण्डरीकायताक्षः
सुररिपुबलहन्ता विश्वकृद् [२]विश्वरूपी।
हरिरपि चिरसुप्तो गर्भवासैरमुक्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥८॥

हिमगिरिशिखराभः सर्वयज्ञोपवीत-
स्त्रिपुरदहनदक्षो व्याघ्रचर्मोत्तरीयः।
सह गिरिवरपुत्र्या सोऽपि सुप्तस्त्रिशूली
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥९॥

ज्वलितकुलिशपाणिर्दुर्जयो दानवारिः
सुरपतिरपि शच्या विभ्रमैर्मूढचेताः।
अनिशि निशि च सुप्तः कामपङ्के निमग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१०॥

हिमशशिकुमुदाभो मद्यपानारुणाक्षो
दृढकठिनभुजाङ्गो लाङ्गली शक्तिहस्तः।
बल इह शयितोऽसौ रेवतीकण्ठलग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥११॥

---

१ પાઠ ભ્રષ્ટ છે; સર્વ જોઈએ.

२ વ્યાકરણદોષ છે; विश्वरूपः વાંચવાની જરૂર છે.

गजमुखदशनैकः सर्वतो विघ्नहन्ता
विगलितमदधारः षट्पदाकीर्णगण्डः ।
गणपतिरपि सुप्तो वारुणीपानमत्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१२॥
अतसिकुसुमनीला यस्य शक्तिः कराग्रे
नवकमलवपुष्मान् [१]संमुखः क्रौञ्चहन्ता ।
त्रिनयनतनयोऽसौ नित्य सुप्तः कुमारो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१३॥
कपिलजटकलापो रक्तताम्रारुणाक्षः
पशुपतिरतिकाले दग्धकोपातिदक्षः[२] ।
स्मरशरदलिताङ्गः[३] सोऽपि सुप्तो हुताशो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१४॥
यमवरुणकुबेरा [४]यक्षदैत्योरगेन्द्रा
दिवि भुवि गगने वा [५]लोकपालस्तथान्ये ।
युवतिमदकटाक्षैर्वीक्षितास्तेऽपि[६] सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१५॥
[७]ऋषय इह महान्तो वत्सभृग्वङ्गिराद्याः
[८]क्रतुपुलहवशिष्टा[९] व्यासवाल्मीकिगर्गाः ।

---

૧ પાઠ ભૂલભરેલો છે; હું षण्मुखः પાઠ લઉં છું.
૨ ઉપલબ્ધ પાઠથી અર્થ થઈ શકતો નથી. તેથી હું पशुपतिरतिकालेऽदभ्रकोपावदग्धः । એવો પાઠ કલ્પું છું. ૩ પાઠ ભ્રષ્ટ છે; स्मरशरललिताङ्गः એવો અસલ પાઠ કદાચ હોય. ૪-૫ પહેલા ચરણના પૂર્વ ખંડમાં લોકપાલનો નિર્દેશ છે. તે કારણથી બીજા ચરણનો लोकपालस्तथान्ये અને પહેલા ચરણનો यक्षदैत्योरगेन्द्रा ખંડ અદલબદલ કરી વાંચવાની જરૂર છે.
૬ वीक्षितास्तेऽपि ને સ્થાને विक्षतास्तेऽपि જોઇયે. ૭-૮ પહેલા અને બીજા ચરણના પૂર્વ ખંડ અદલબદલ કરી વાંચ્યા હોય, તો ઠીક. ૯ જોડણી ખોટી છે; वसिष्टा જોઇયે.

परयुवतिविलासैर्मोहितास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१६॥
भवजलधिनिमग्ना मोहजालावृताङ्गा
मनुकपिलकणादा भ्रामिता मूढचित्ताः।
शमसुखपरिहीणा बालिशास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१७॥
अशनवसनहीना भाव्यमाना विरूपा
अलमखिलविघातैः प्रेतवद् दग्धदेहाः।
उभयगतिविहीना नित्यसुप्ताश्च नग्ना
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१८॥
सुप्रभातं तवैकस्य ज्ञानोन्मीलितचक्षुषः।
अज्ञानतिमिरान्धानां नित्यमस्तमितो रविः ॥१९॥
सुप्रभातं सुनक्षत्रं श्रेयः प्रत्यभिनन्दितम्।
बुद्धं धर्मं च संघं च प्रणमामि दिने दिने ॥२०॥
पुनः प्रभातं पुनरुत्थितो रविः
पुनः शशाङ्कः पुनरेव शर्वरी।
मृत्युर्जरा जन्म तथैव हे मुने
गतागती मूढजनो न बुध्यति ॥२१॥
अज्ञाननिद्रारजनीतमसि [1]प्रसुप्ते
तृष्णाविशालशयने विषयोपधाने।
काले शुभाशुभफलैः परिकीर्तमानो[2]
जागर्ति यः सततमेव नमोस्तु तस्मै ॥२२॥
तीर्थेषु गोकुलशतानि पिबन्ति तोयं
तृप्तिं व्रजन्ति न च तत्क्षयमभ्युपैति।

---

१ પાઠ ખોટો છે; प्रसुप्ते જોઇયે. २ અર્થ બંધ બેસતો નથી. काले शुभाशुभफले परिवर्तमाने એમ ચરણ વાંચવાની જરૂર જણાય છે.

एवं मुनेः कविशतैरपि संस्तुतस्य
न क्षीयते गुणनिधिर्गुणसागरस्य ॥२३॥

स्तुत्वा लोकगुरुं महामुनिवरं सद्धर्मपुण्यद्रुमं
निर्द्वन्द्वं हतरागदोषतिमिरं शान्तेन्द्रियं निःस्पृहम् ।
यत् पुण्यं समुपार्जितं खलु मया तेनैव लोकोऽखिलः
प्रत्यूषे स्तुतिहर्षितो दशबले श्रद्धां परां विन्दताम्[1] ॥२४॥

અહીં સ્તોત્રકાર ગરુડના વિહાર જોગ આકાશમાં પાંખ ફફડાવતા ભમરા સાથે વિનયથી પોતાને સરખાવી સ્તુતિનો ઉપક્રમ કરે છે (૧), પછી બુદ્ધ ભગવાનનું લોકોત્તર સ્વરૂપ અને તેમનાં વિશ્વોપકારક ચરિત્ર સ્મરી સ્મરી કવિ તેમને નમસ્કાર કરે છે (૨, ૩), એની ભક્તિએ રંગેલી દૃષ્ટિ બ્રહ્મા (૪, ૭), સૂર્ય (૫), ચંદ્ર (૬), વિષ્ણુ (૮), શિવ (૯), ઇંદ્ર (૧૦), બળરામ (૧૧), ગણપતિ (૧૨), કાર્ત્તિકેય (૧૩), અગ્નિ (૧૪), યમ વરુણ કુબેર અને અન્ય લોકપાલ તથા યક્ષ દૈત્ય અને નાગ (૧૫), ક્રતુ પુલહ વસિષ્ઠ વત્સ ભૃગુ અંગિરા વ્યાસ વાલ્મીકિ ગર્ગ આદિ ઋષિ (૧૬), મનુ કપિલ અને કણાદ (૧૭), નિર્ગ્રન્થો (૧૮), સૌને ઊંઘતા જુએ છે. નિત્ય-જાગ્રત છે એક બુદ્ધ ભગવાન; એમનાં એકલાનાં જ જ્ઞાનચક્ષુ સદા ખુલ્લાં છે (૧૯). માટે કવિ નમસ્કારપૂર્વક બુદ્ધ, ધર્મ અને સંઘને શરણે જાય છે (૨૦). ફરી ફરીને સૂર્ય ચંદ્ર ઊગે આથમે છે; ફરી ફરીને જન્મ જરા ને મૃત્યુ અજ્ઞાની જીવ અનુભવે છે; તથાપિ તે જાગતો નથી, એનો કવિ શોચ કરે છે (૨૧). એક વાર ફરીને સ્તોત્રકાર ઊંઘતી દુનિયામાં જાગતા બુદ્ધદેવને નમસ્કાર કરે છે (૨૨), નવાણના દૃષ્ટાંતથી તેમના ગુણો અખૂટ કહી તે વલણ વાળી દે છે (૨૩); છેવટ સ્તોત્ર રચ્યાના ફળ તરીકે કવિ પરમ સાત્ત્વિક વૃત્તિથી

---

૧ सुप्रभात સ્તોત્ર મૂળની બધી ભૂલો સાથે હર્ષની કૃતિ તરીકે મિ. પી. વી. કાણેએ પોતે છપાવેલા हर्षचरितના અંગ્રેજી ઉપોદ્‌ઘાતને અંતે છાપ્યું છે.

માગે છે, કે લોકો આ સ્તોત્રથી હર્ષ પામો અને બુદ્ધ ભગવાનમાં તેમની સંપૂર્ણ શ્રદ્ધા જામો (૨૪).

चैत्यवन्दन જેવું सुप्रभात સ્તોત્ર રૂક્ષ નથી. એની ભાષા તેટલી ભ્રષ્ટ નથી. એનો પદ્યબંધ તેવો કર્ણકઠોર નથી. એ સ્તોત્રમાં કવિત્વ છે. પરંતુ કહેવું જોઇયે કે તે કવિત્વ હર્ષની કોટિનું નથી. એની પદ્યરચનામાં જે છૂટ લીધી છે, તે હર્ષનાં નાટકોમાં કોઇ ઠેકાણે લીધેલી જોવામાં આવતી નથી. શ્લોક ૭ ના सोऽपि ब्रह्मा प्रसुप्तो ખંડમાં छन्दःशास्त्रના નિયમ પ્રમાણે પિનો इકાર ગુરુ થાય તેને સ્તોત્રકારે લઘુ લેખ્યો છે. શ્લોક ૧૩ માં अतसीनो અને શ્લોક ૧૪ માં जटानो અંત્ય સ્વર ટૂંકાવી चैत्यवन्दननां काश्चि અને મથુરના જેવાં अतसि અને जट રૂપ યોજ્યાં છે. શ્લોક ૨૨ માં निद्रा શબ્દને અખંડ રહેવા દીધો છે; તથાપિ द्राને બલાત્કારે લઘુ ગણી લીધો છે, એટલે કાનો કાપ્યા બરાબર જ થાય છે. આ શિક્ષા હર્ષ રાજાને સંમત નથી; તેમ સાહિત્યના સુરાજ્યમાં વિહિત નથી. સ્તોત્રકાર જગતી ઉપજાતિ વાપરે છે, જે હર્ષે કદી પણ વાપરી નથી. सुप्रभात સ્તોત્રની શૈલી શિથિલ અને કવચિત્ પુનરુક્તિગ્રસ્ત[1] પણ છે; હર્ષની સુશ્લિષ્ટ અને સમર્થ છે. અઢારમા શ્લોકમાં જૈનોની ઉઘાડી નિંદા કરી છે; એ નિંદાનાં વચન સર્વ ધર્મને પૂજનારા અને માનતુંગાચાર્યનો બોધ શ્રવણ કરનારા દયાધર્મના પ્રચારક રાજાના મુખમાંથી નીકળે જ નહિ. બધી રીતે જોતાં सुप्रभात સ્તોત્ર પણ હર્ષે રચ્યું સંભવતું નથી. જેમ કવિચક્રવર્તીને નામે श्यामलादण्डक[2] સ્તોત્ર ચડયું છે, તેમ ચક્રવર્તિ-કવિને નામે चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્રો ચડયાં જણાય છે. આવી રીતે ગુર્જરેશ્વર કુમારપાળને નામે साधारणजिनस्तवन[3] ચડયું છે. તે સ્તવન

---

૧ દાખલા તરીકે શ્લોક ૨૩ના ઉપમાનવાકયમાં तृप्तिं व्रजन्ति પદ વધારે પડતાં છે; એને મળતાં પદ ઉપમેયવાકયમાં છે નહિ. શ્લોક ૧૪માં रक्तताम्रारुणाक्षः પદમાં દેખીતી પુનરુક્તિ છે; ઇત્યાદિ. ૨ જૂઓ लघुकाव्यमाला, गुच्छ ૧. ૩ જૂઓ यशोविजयग्रन्थमाला, अङ्क ૭, जैन स्तोत्रसंग्रह–प्रथम भाग.

એ કવિ ચૌલુક્યરાજની નહિ, પણ કવિ વર્ધમાનની[૧] કૃતિ છે. સ્તવનના વીસમા શ્લોકમાં મ્લેચ્છોને હાથે ભારે વિડંબના સ્તોત્રકારને વેઠવી પડ્યાનો પ્રસંગ આપ્યો છે, તે હેમાચાર્યના કિરીટધારી શિષ્યને લાગુ પડતો નથી; પણ યોગધારી શિષ્યના સંબંધમાં સંભવે છે ખરો. છતાં એ કાંઈ પણ શંકા રહેતી હોય, તો સમાપ્તિશ્લોકની કર્તાના નામની **वर्धमानः** મુદ્રાથી તે તદ્દન દૂર થાય છે.

ચીનાઈ પ્રવાસી યવનચંગે અને ઈત્સિંગે હર્ષને હડહડતો બૌદ્ધ વર્ણવ્યો હોવાથી **चैत्यवन्दन** અને **सुप्रभात** સ્તોત્રો તેણે રચ્યાની ખ્યાતિ બૌદ્ધ દેશોમાં રૂઢ થઈ હશે. પરંતુ તે ખ્યાતિ નિર્મૂલ છે. હર્ષ બૌદ્ધ હતો જ નહિ, તે 'પ્રિયદર્શના'ના આરંભે 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાના લેખમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.[૨] ખરૂં છે કે મહારાજા હર્ષે વિધવા બહેન રાજ્યશ્રીની બૌદ્ધ સાધુ દિવાકરમિત્રને ભાળવણી કરી હતી, પરંતુ તેનું કારણ, રાજ્યશ્રીનું પોતાનું જ બૌદ્ધધર્મ તરફ વલણ થયું હતું તે હતું. ખરૂં છે કે તેણે બૌદ્ધ નાટક લખ્યું છે. પરંતુ તે તો જેમ બિલ્હણે[૩] ગુર્જરેશ્વર કર્ણદેવના અમાત્ય સંપત્કરને અર્થે **श्रीपार्श्वस्तव** રચેલ છે, તેમ બહેનને અર્થે લખ્યું જણાય છે. ખરૂં છે કે તેણે યવનચંગની મુલાકાત લીધી હતી અને તેનું વ્યાખ્યાન સાંભળ્યું હતું. પરંતુ તેની સાથે યાદ રાખવાનું છે કે માનતુંગાચાર્યનો પ્રતિબોધ સાંભળનાર પણ એ જ હર્ષ હતો. કાન્યકુબ્જની મોક્ષ પરિષદમાં એણે અગ્રભાગ લીધો હતો તે કબુલ છે. પણ, એ બૌદ્ધ તો ન હતો જ, અને **चैत्यवन्दन** તથા **सुप्रभात** સ્તોત્ર એનાં રચેલાં નથી.

**[ છપાયું: નવજીવન અને સત્ય, ૧૯૧૮ ]**

---

૧ *कुमारविहारप्रशस्तिकाव्य*નો કર્તા; એ હેમાચાર્યનો શિષ્ય હતો. ૨ જૂઓ 'વિંધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના,' આવૃત્તિ ૪, પૃ. ૫૦. ૩ **कर्णसुन्दरी** નાટિકામાં જિનેશ્વરનું મંગળાચરણ કરેલું જોવામાં આવે છે. તે પણ મંત્રી સાંપૂની પ્રસન્નતા માટે કર્યું જણાય છે.

# લલિતેન્દુ ગુફાનો લેખ અને કુમારપર્વત

બંગાળાના ઉપસાગરના વાયવ્ય કિનારે ઓડિયા ( सं. ओड्र ) પ્રાંત છે, તેનું મુખ્ય શહેર કટક છે. એની નૈઋત્ય દિશાએ ઓગણીસ માઈલ દૂર ખંડગિરિ[1] નામે પર્વત આવેલો છે. એમાં અનેક ગુફાઓ છે, તેમાંની એક લલિતેન્દુગુફા છે. તે સિંહદ્વાર[2] નામથી પણ ઓળખાય છે. એ ગુફાની પાછલી ભીંત ઉપર ઈસવી દસમી સદીનો લેખ છે. તે પરથારથી ત્રીસ ચાળીસ ફૂટ ઊંચે દિગંબર મૂર્તિઓના સમૂહના મથાળે કોરેલો છે.[3] એ લેખ પ્રસ્તુત પર્વતનું જૂનું નામ જાણવામાં ઉપયોગી છે, તેથી તે નીચે આપું છું.

**ओं श्रीउद्योतकेशरिविजयराज्ये संवत्**
**श्रीकुमारपर्वतस्थाने जीर्णवापिजीर्ण इशाण**
**उद्योतित तस्मिन् स्थाने चतुर्विंशातितीर्थंकर-**
**स्थापित प्रतिष्ठा लेहओ पा० जसनन्दिक**
**न्का दा ति द्र था श्रीपार्श्वनाथस्य कर्मखयः**[4]

---

૧ ક્ષેમેન્દ્રકૃત बोधिसत्त्वावदानकल्पलता । ८ । २१ । पुरा कलिङ्ग-नृपतिः खण्डद्वीपाभिधावनीम् । ददाह मृगसंघानां संक्षये सुसमुद्यतः ॥ એ શ્લોકમાં ખંડદ્વીપનો કલિંગમાં નિર્દેશ કર્યો છે. પૂર્વે ઉત્કલનો કલિંગમાં અંતર્ભાવ કરતા, તેથી આ ખંડદ્વીપ તે ઉત્કલ અથવા Khandagiri આસપાસનો ઉત્કલનો ભાગ સમજાય છે.

૨ જો આ સંજ્ઞા સાર્થક હોય, તો લેખમાં કહેલી ચોવીસ તીર્થંકરની સ્થાપનાના મકાનનું અહીં મુખ્ય દ્વાર હોય.

૩ આ હકીકત મુનિ શ્રીજિનવિજયજીએ પ્રસિદ્ધ કરેલા प्राचीन जैन **लेखसंग्रह** પ્રથમ ભાગ ઉપરથી લીધી છે.

૪ અસલ લેખમાં પહેલી પંક્તિમાં राज्य, ત્રીજીમાં तीर्थंकर ને ચોથીમાં पा० ને બદલે प છે. પાંચમીનો આરંભનો ભાગ બેસતો નથી. લેખના

નથી શુદ્ધ સંસ્કૃત કે નથી શુદ્ધ પ્રાકૃત એવો આ લેખ ચોવીસ તીર્થંકરની સ્થાપના અને પ્રતિષ્ઠાને લગતો છે. લેખક પાઠક જસનંદિક કિંવા જસનંદી છે. પ્રતિષ્ઠા પાર્શ્વનાથ નામે કોઈ પવિત્ર દિગંબર સાધુ હસ્તક થઈ જણાય છે; કેમકે તેના કર્મક્ષયનો લેખને અંતે નિર્દેશ છે, સ્થાપના कुमारपर्वत ઉપર કરવામાં આવી હતી. એ પર્વત ઉપર એક પુરાણી ऐशान એટલે કાર્ત્તિકેય કિંવા કુમારની મૂર્તિ હતી, જેના આગળ એક પુરાણો કુંડ હતો. એ દેવસ્થાનવાળા સ્થળે તીર્થંકરોની સ્થાપના અને પ્રતિષ્ઠા પાર્શ્વનાથદ્વારા થઈ હતી, અને તે મહારાજ ઉદ્યોતકેસરી ગાદીએ આવ્યા પછી પાંચમે વર્ષે થઈ હતી.

कुमारपर्वत ઉપર ચોવીસ તીર્થંકરની સ્થાપનાનો લેખ લલિતેન્દુ ગુફામાં કરેલો છે, તેથી कुमारपर्वत તે પ્રસ્તુત ગુફાવાળો પર્વત જ ઠરે છે. લેખમાં પ્રસંગવશાત્ કહ્યું છે કે એ પર્વત ઉપર ઐશાન એટલે કુમારની પુરાણી મૂર્તિ હતી. એ મૂર્તિ કરતાં પણ कुमारपर्वत સંજ્ઞા ઘણી જૂની જણાય છે. ભિક્ષુરાજ ખારવેલનો હસ્તિગુફાનો લેખ ઈસવી સન પૂર્વે બીજા સૈકાનો છે, તેમાં એ સંજ્ઞાનો ઉપયોગ કર્યો છે.[1] ગાદીએ આવ્યા પછી તેરમે વરસે કલિંગરાજ–ખારવેલે આ પર્વત ઉપર દેશાંતરથી નિર્ગ્રન્થ શ્રમણોને બોલાવીને રાખ્યા હતા.[2] કલિંગરાજની પટરાણીએ એમને

---

સંપાદક મિ. આર. ડી. બેનરજી એમ. એ. ચોથી પંક્તિમાં प्रतिष्टा [ का ] ले ह [ रि ] ओप વાંચે છે. અહીં का ને रि નકામા ઉમેરી પંક્તિ ખાલી દુર્બોધ કરી છે.

૧ જૂઓ મુનિ જિનવિજયકૃત પ્રા. જૈ. લે. સં. ૧. હાથીગુફાનો લેખ. હાથીગુફા ભુવનેશ્વરથી ત્રણ માઈલ દૂર છે. તે ઉદયગિરિ પર્વત ઉપર છે. ઉદયગિરિ નવું નામ જણાય છે. પ્રાચીન સંજ્ઞા કુમારપર્વત હોય એમ જણાય છે.

૨ જૂઓ સાચા સ્વપ્નમાં 'આદિશુંગ પુષ્યમિત્ર' એ મથાળાના લેખમાં આપેલી ખારવેલ વિશેની હકીકત.

માટે કોરી કઢાવેલું વૈકુંઠ ગુફાવાળું લયન આ જ પર્વત ઉપર છે.[1] હસ્તિગુફાના લેખમાં ચૌદમી પંક્તિના વચલા ભાગના रकारने માથે इकारनूं ચિહ્ન વધારાનું ખોદાયાથી લેખકદોષને લીધે कुमारपर्वतेनूं कुमारीपर्वते વંચાય છે.[2]

ખંડગિરિ તે જ લલિતેન્દુગુફાનો અને હસ્તિગુફાનો कुमारपर्वत એવું સિદ્ધ થતાં કોઈ સાધારણ રીતે એમ ધારે કે ખંડગિરિ સંજ્ઞા स्कंदगिरि ઉપરથી ઊપજી આવી હશે, કારણકે स्कन्द અને गिरि અનુક્રમે कुमार અને पर्वतના પર્યાય છે; અને સંસ્કૃત स्कन्दगिरि ઉપરથી પ્રાકૃત खन्दगिरि, ચાલુ ખંડગિરિ અયત્નસાધ્ય છે. પરંતુ વસ્તુસ્થિતિ વિચારતાં અયત્નસાધ્ય છે તે યત્નસાધ્ય જોવામાં આવે છે. Khand શબ્દ મૂળે स्कन्द સાથે નહિ, પણ Kandh સાથે સંબંધ ધરાવે છે. ઓડિયાને આર્યસંસ્કૃતિ મળી તે પહેલાં અતિ પ્રાચીન કાળમાં તેના નીચાણના પ્રદેશમાં અનેક અનાર્ય જાતો રહેતી હતી.[3] તેમાંની એક Kandh અને બીજી Mali હતી. આ તેમના રહેઠાણમાંથી અંગવંગના પ્રાચીન આર્યોએ સમુદ્રમાર્ગે આવી પશ્ચિમના ડુંગરોમાં એ અનાર્ય જાતોને હાંકી કાઢી. નવા આવનારાએ Kandh જાતના નામ ઉપરથી હાલના કટક પરગણાના ડુંગરને कन्धगिरि કહ્યો.[4] એ શબ્દ કાલાંતરે વિકાર પામી खन्दगिरि (Khandgiri) રૂપમાં રૂઢ થયો. અનાર્ય મૂળના खन्दમાં સંસ્કૃત મૂળના खन्धનો ભ્રમ થઈ પચીસે કે શતક ઉપર खन्दगिरि સંજ્ઞા પ્રાકૃત મનાઈ, જેને લીધે સંસ્કૃત स्कन्दगिरि (પર્યાય कुमारपर्वत)

---

૧ જૂઓ પ્રા. જૈ. લે. સં. ૧. વૈકુંઠગુફાનો લેખ.

૨ જૂઓ સાચા સ્વપ્નમાં 'આદિશુંગ પુષ્યમિત્ર' એ મથાળાના લેખની ટિપ્પણી ૨૭–૨૮.

૩ જૂઓ W. W. Hunter's Orissa II, P. 69.

૪ पा. म. भा. ૨–૪–૧–૧૦–માં किष्किन्धगन्धिकम् ઉદાહરણરૂપે આપેલ છે, તેમાં કહેલા गन्धिक તે આ Kandh હશે કે Gond ?

નામથી પણ પર્વત જાણીતો થયો. આવી જ રીતે પાલ લહરા પરગણામાં Malay-giri પર્વત છે તેનૂં નામ બીજી કાળીપરજ જે Mali, તેના ઉપરથી પડયૂં જણાય છે.

Kandh, Mali વગેરે કાલીપરજનૂં સામાન્ય નામ ओड्र છે. તે ઉપરથી દેશનો પણ સંસ્કૃતમાં (ઓડ્ર) ओड्र સંજ્ઞાથી વ્યવહાર થાય છે. ચાલુ ઓડિયા નામ એ શબ્દ ઉપરથી ઊતરી આવ્યૂં છે. Kandh પ્રજા ओड्र હોવાથી તેમના નામે ઓળખાયલા खन्दगिरि ( Khandgiri ) ને सं. ओड्रगिरि–प्रा. उडुयगिरी નામ મળેલું સંભવે છે. એ બે નામો પૈકી પહેલૂં, આખો પર્વત ( અર્થાત્–कुमारपर्वत ) અને તેનૂં લલિતેન્દુ ગુફાવાળૂં પાંખૂં, એવા સામાન્ય અને વિશેષ અર્થમાં વપરાતૂં થયૂં; અને બીજૂં અવશિષ્ટ વિશેષ અર્થમાં, એટલે કે આખા कुमारपर्वत ના બીજા પાંખાના અર્થમાં વપરાયૂં. આમ મારૂં ધારવૂં છે.

ઉપર આપેલા ચોવીસ તીર્થંકરની પ્રતિષ્ઠાના લેખનો कुमार-पर्वत તે ખંડગિરિ પાંખૂં એમ એક શોધક સમજે છે. ઉપરાંત તે વિદ્વાન હસ્તિગુફાના લેખના ઉપલબ્ધ कुमारीपर्वते પાઠને વળગી રહી, ઉદ્દિષ્ટ कुमारीपर्वत તે ઉદયગિરી પાંખૂં એવો તર્ક દોડાવે છે.[1] પરંતુ મારા મનને તે કંઈક વાંધાભરેલૂં લાગે છે. આખા પર્વતને ખંડગિરિ કહો કે તેના લલિતેન્દુ ગુફાવાળા પાંખાને, તેમાં કંઈ બાધ નથી. લેખમાંની कुमारपर्वत સંજ્ઞા એકને તેમ જ બીજાને લાગુ પાડી શકાય એવી છે. વ્યવહારમાં ખંડગિરિ નામ પણ એક સરખી રીતે બંનેને લાગુ પડાય છે. તેની સાથે **कुमार-पर्वत** અને Khandgiri શબ્દો વચ્ચે એક પ્રકારનો સંબંધ મેં પોતે જ ઉપર દર્શાવેલો છે. આ રીતે ખંડગિરિ પાંખાને કોઈ

૧. જૂઓ Epigraphia Indica, 1915 October માં મિ. આર. ડી. બેનરજીનો લેખ.

कुमारगिरि કહેવા માગે, તો કહેવાય એવું છે. પણ મિ. બેનરજી શા આધારે ઉદયગિરિ પાંખાને कुमारीपर्वत ધારી લે છે, તે સમજાતું નથી. Khand અને कुमार શબ્દ એક પ્રકારનો સંબંધ ધરાવે છે. उदयगिरि અને कुमारी શબ્દ વચ્ચે તેનો ગંધ પણ શોધ્યો જડતો નથી. લલિતેન્દુ ગુફાવાળા લેખથી खण्डगिरि અને कुमारपर्वतની એકતા સિદ્ધ થાય છે. उदयगिरि અને कुमारगिरिનું તાદાત્મ્ય પ્રતિપાદિત થતું નથી. ખંડગિરિ પાંખા ઉપર ઐશાન કિંવા કુમારની મૂર્તિનું અભિજ્ઞાન હતું. ઉદયગિરિ પાંખા ઉપર कुमारी ( કે कौमारी )નું અભિજ્ઞાન જાણવા કે સાંભળવામાં નથી. મિ. બેનરજીના કહેવા પ્રમાણે એક પાંખાનું कुमारपर्वत અને બીજાનું कुमारीपर्वत નામ સ્વીકારતાં આખો પર્વત નનામો બની જાય છે. આ લોકવ્યવહારથી ઊલટું છે. આખા પર્વતના જુદા જુદા ભાગનાં જુદાં જુદાં નામ વખતે નથી હોતાં, પણ આખા પર્વતની સામાન્ય સંજ્ઞા તો હોય છે જ. આથી ઉદયગિરિ તે कुमारीपर्वत એ કલ્પના બંધબેસતી નથી.

એ પ્રમાણે ઓડિયા પ્રાંતના એક જૂના જાણીતા પર્વતનાં ભૂલાયલાં અને જળવાયલાં પેઢીઊતાર નામોની અને તે પર્વતનાં પાંખાંનાં નામોની કંઇક કલ્પિત અને કંઈક પુરાવાવાર હકીકત છે.

તા. ૧૫, જ્યુન, ૧૯૧૮
**અમદાવાદ**

**[ છપાયું: સમાલોચક, ૧૯૧૮**

# કવિ ધોયી અને તેનૂં કાવ્ય

કવિ ધોયી ઈસવી સનના બારમા સૈકામાં થયો હતો. શ્રીધરદાસના સદુક્તિકર્ણામૃતમાં એની નામમુદ્રાવાળા ઓગણીસ[1] શ્લોક આપ્યા છે. સેંકડો કવિનાં સુભાષિતનો પ્રસ્તુત સંગ્રહ લક્ષ્મણ સંવત્ ૨૭ માં એટલે ઈ. સ. ૧૨૦૫ માં કરવામાં આવ્યો હતો. સંગ્રાહક કાયસ્થ વંગ દેશના રાજા લક્ષ્મણસેનનો મહામંડલેશ્વર હતો. એનો પિતા બટુદાસ રાજા વલ્લાલસેનના વારામાં વરેંદ્રના મહાસામંતની પદવિ ધરાવતો હતો. શ્રીધરદાસના સંગ્રહના રચનાકાળના આધારે ધોયીને બારમા શતકમાં મેં મૂકયો છે.

સદુક્તિકર્ણામૃતમાં સંગ્રહેલા પૂર્વોક્ત ઓગણીસ શ્લોકમાંના એકના ઉત્તરાર્ધમાં વાંચિયે છિયે કે વિક્રમાદિત્યની સભામાં અદ્ભુત સ્મરણ શકિત માટે વરરુચિની જે ખ્યાતિ હતી તે ધોયીએ પણ સેન રાજાની સભામાં મેળવી હતી, અને તેને લીધે એ શ્રુતિધર બિરુદથી જાણીતો હતો.[2] આ બિરુદનો ઉલ્લેખ ગીતગોવિન્દના આરંભમાં આપેલા સુભાષિતમાં પણ કરેલો છે.[3] ધોયીની એ

---

૧. શ્રીયુત ચિંતાહરણ ચક્રવર્તીએ સંસ્કૃત સાહિત્ય પરિષદ્ ગ્રંથમાલામાં પવનદૂત છપાવ્યૂં છે. તેમાં Supplimentary Note ના મથાળા નીચે જે શ્લોકો આપ્યા છે, તે પૈકી પહેલા અઢાર સદુક્તિકર્ણામૃતમાંથી લીધેલા તે છે. એમાંથી ઉમેરવો રહી ગયેલો શ્લોક નીચે પ્રમાણે છે:—

> दन्तिव्यूहं कनकलतिकां चामरं हैमदण्डं
>
> यो गौडेन्द्रादलभत कविक्ष्मामृतां चक्रवर्ती ।
>
> ख्यातो यश्च श्रुतिधरतया विक्रमादित्यगोष्ठी-
>
> विद्याभर्तुः खलु वररुचेराससाद प्रतिष्ठाम् ॥

૨. જૂઓ ટિપ્પણી ૧ માં ઉતારેલા શ્લોકનૂં ઉત્તરાર્ધ.

૩. જૂઓ वाचः પ્રતીકના શ્લોકના ચોથા ચરણનો છેવટનો ભાગ श्रुतिधरो धोयी कविक्ष्मापतिः ।

ચમત્કારી શક્તિની આખ્યાયિકાઓ ગ્રંથસ્થ કે કંઠસ્થ ઊતરી આવી હોત, તો તેથી કૌતુકીને એ ઘડી આનંદ થાત તે જુદી વાત; પણ તત્ત્વલિપ્સુની શિલોંછવૃત્તિ તો પોષાત, અને કવિજીવનનો એકાદ પણ કણ કદાચ જડી આવત.

પ્રસ્તુત શ્લોકના પૂર્વાર્ધમાં કવિએ પોતાને 'કવિરાજોનો ચક્રવર્તી રાજા' એવું વિશેષણ લગાડ્યું છે[1] એ ખોટી આત્મસ્તુતિ નથી, પણ એના ઉચ્ચતર બિરુદનો અર્થવાદ છે. ધોયીએ રચેલું **पवनदूत** નામે કાવ્ય બચ્યું છે અને હાલમાં પ્રસિદ્ધ પણ થયું છે. તેની પુષ્પિકામાં એ બિરુદ છે.[2] લક્ષ્મણસેનના સભામંડપના શિરોલેખમાં રાજસભાનાં પંચરત્નની ગણના કરતાં ધોયીના નામ બદલ એ ઉપનામ જ આપ્યું છે.[3] આ બિરુદ કિંવા ઉપનામ તે કવિરાજ.

'કવિરાજ ધોયી બંગાળી વૈદ્યજ્ઞાતિનો હતો. **कविकण्ठहार** અને **चन्द्रप्रभा**માં બંગાળી વૈદ્યજ્ઞાતિના **दुहिसेन** કિંવા **धूयिसेन**નું નામ આવે છે. તે જ આ ધોયી. કવિરાજ ઉપપદ એની જ્ઞાતિનું બોધક છે. બંગાળી વૈદ્યજ્ઞાતિનાઓ કવિરાજ સંજ્ઞાથી ઓળખાય છે,' આવું કેટલાકનું કહેવું છે,[4] પણ તે મારી સમજ પ્રમાણે ભૂલભરેલું છે. રાજસભાના શિરોલેખનો **कविराज** બોલ બિરુદવાચક છે, જ્ઞાતિવાચક નથી. ધોયીએ પોતેજ **कविनरपति** અને **कविक्ष्माभृतां**

---

૧. જૂઓ ટિપ્પણ ૧ માં ઊતારેલા શ્લોકના બીજા ચરણનો **कविक्ष्माभृतां चक्रवर्ती** એ ભાગ.

૨. એ પુષ્પિકા નીચે મુજબ છે:—**इति श्रीधोयीकविराज–विरचितं पवनदूताख्यं समाप्तम् ।**

૩. એ શ્લોક નીચે મુજબ છે:—

> **गोवर्धनश्च शरणो जयदेव उमापतिः ।**
> **कविराजश्च रत्नानि समितौ लक्ष्मणस्य च ॥**

૪. જૂઓ ચિંતાહરણ ચક્રવર્તીનું **पवनदूत** Introduction p. 5.

चक्रवर्ती એવા અનુવાદ યોજી એમાં સમાયલા વિશિષ્ટ કવિત્વનો સંકેત સ્પષ્ટ કર્યો છે.[1] ધોયી વૈદ્યજ્ઞાતિનો નથી એમ ઠર્યા પછી વૈદ્યજ્ઞાતીય दुहिसेन કિંવા धूयिसेनના નામ સાથે એના નામના મળતાપણાનો વિચાર કરવો રહેતો નથી.

ધોયી કવિ કાશ્યપગોત્રનો રાઢીય બ્રાહ્મણ હતો એમ મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી જણાવે છે.[2] पवनदूत ની પ્રશસ્તિ એ કથનનું સમર્થન કરે છે. એના બીજા શ્લોકમાં કવિ જન્માંતરમાં પણ ગંગાને કાંઠે અર્થાત્ એ પવિત્ર નદી ઉપરના વિજયપુરમાં વાસ માગે છે. એ નગર સુહ્મ કિંવા રાઢ દેશમાં આવ્યું હતું. પ્રસ્તુત શ્લોક ઉપરથી કવિ કયા ધર્મનો હતો તે પણ જાણવામાં આવે છે. ભવોભવ મારૂં ચિત્ત વિષ્ણુ ભગવાનનાં ચરણકમલમાં રહેજો એમ એ ઇચ્છે છે: અર્થાત્ એ વિષ્ણુભક્ત હતો.[3]

पवनदूतના કર્તા ઉપર રાજાની સંપૂર્ણ મહેરબાની હતી. તેને લીધે કવિરાજ રાજાનો વૈભવ ભોગવતો હતો.[4] એને ઘેર હાથી ઝૂલતા હતા. એ બ્હાર નીકળતો, ત્યારે છડીદાર સોનાની છડી લેઈ એની આગળ ચાલતો. ચમરધર એને ચમર ઢાળતો, તેનો દાંડો પણ સાવ સોનાનો હતો. રાજકવિઓની બેઠકમાં ધોયી કવિતાચાર્યનું માન ભરેલું સ્થાન શોભાવતો હતો.[5]

---

૧. જૂઓ વળી ટિપ્પણી ૩ નો गीतगोविन्द માંથી કરેલો ઉતારો.

૨. જૂઓ શાસ્ત્રીજીએ છપાવેલ Notices of Sanskrit Manuscripts, Vol. 1, Preface, q. XXXVIII.

૩. એ આખો શ્લોક નીચે મુજબ છે:—

गोष्ठीबन्धः सरसकविभिर्नाचि वैदर्भरीति-
र्वासोगङ्गापरिसरभुवि स्निग्धभोग्या विभूतिः ।
सत्सु स्नेहः सदसि कविताचार्यकं भूभुजां मे
भक्तिर्लक्ष्मीपतिचरणयोरस्तु जन्मान्तरेऽपि ॥

૪. જૂઓ ટિપ્પણી ૧ માંના શ્લોકનું પૂર્વાર્ધ.

૫. જૂઓ ટિપ્પણી ૧૦ માંના શ્લોકનું ત્રીજું ચરણ.

કવિરાજની સાહિત્યપ્રવૃત્તિનું લેખું સો સવાસો શ્લોકમાં જ આવી રહે છે, એમ નથી.[1] એના દૂતકાવ્યની પ્રશસ્તિના અંતિમ શ્લોકમાં કેટલાક અમૃતઝરતા પ્રબંધો એણે રચ્યાનો સ્પષ્ટ નિર્દેશ છે. તેમાં બહુવચનનો પ્રયોગ છે, તેથી એ પ્રબંધ ત્રણ અથવા તેથી વધારે હોવા સંભવે છે.[2] આ પ્રતીતિની પુષ્ટિ सदुक्तिकर्णामृतમાં ઊતારેલા ઓગણીસ શ્લોક પૈકી विश्राणास्तोय०, यत्रतत्र०, पश्चात्खुरद्वि०, અને कृतशीकर० એ પ્રતીકના શ્લોકથી કંઈક દરજ્જે થાય છે.[3]

---

૧. पवनदूत કાવ્ય ૧૦૦ શ્લોકનું છે. એની પ્રશસ્તિમાં ૪ શ્લોક છે. सदुक्तिकर्णामृत માં ૧૯ શ્લોક છે. ઉપરાંત Supplimentary Note ને છેડે બીજા બે શ્લોક ધોયીના કરીને આપ્યા છે.

૨. એ આખો શ્લોક નીચે મુજબ છેઃ—

कीर्तिर्लब्धा सदसि विदुषां शीलिताः क्षोणिपाला
वाक्संदर्भाः कतिचिदमृतस्यन्दिनीनिर्मिताश्च ।
तीरे संप्रत्यमरसरितः क्वापि शैलोपकण्ठे
ब्रह्माभ्यासे प्रयतमनसा नेतुमीहे दिनानि ॥

અહીં પહેલા ચરણમાં ઉપલબ્ધ પાઠ शीतलक्षोणिपाला છે. તે બંધ ન બેઠાથી મેં शीलिताः क्षोणीपाला એવો નવો પાઠ કલ્પ્યો છે.

૩. આખા શ્લોક અનુક્રમે નીચે મુજબ છેઃ—

विश्राणास्तोयलग्नं वसनमरसनादामनि श्रोणिभारे
दूरादन्योन्यसाचिस्मितचतुरसखैः कामिभिर्वीक्ष्यमाणाः ।
उत्तरन्त्यस्तीरलेखां विपुलकमलिनीपत्रमीषद्विलक्षा-
वक्षोणाग्रेषु कृत्वा हरिणशिशुदृशो वीतचीनांशुकेषु ॥

यत्र तत्र रतिसज्जबन्धकीप्रीतये मदनशासनादिव ।
नीलकान्तपटतामुपाययौ सूचिभेद्यनिबिडं निशातमः ॥

पश्चात् खुरद्वितयखण्डितभूमिभागमूर्ध्वीकृताग्रचरणद्वयमुग्रहेषम् ।
मूर्धावगाहनविहस्तनिजाश्ववारमाराजनः परिजहार खलं तुरङ्गम् ॥

कृतशीकरवृष्टिकेशरैरसकृत् स्कन्धमबन्धुरं धुवन् ।
अपिषवरणाग्रताडितं तुरगः पङ्क्तिरुमापगापयः ॥

પહેલામાં જલક્રીડાનું, બીજામાં રાત્રિના ગાઢ અંધકારનું, ત્રીજામાં ઝાડ થઈ સવારે બાવરા બનતા અશ્વનું અને ચોથામાં ભીંજાતી કેશવાળી ખંખેરી, પગથી વહેણ ડખોળી, નદીનું પાણી પીતા ઘોડાનું વર્ણન છે. એ સ્રગ્ધરા, રથોદ્ધતા, વસંતતિલકા અને સુંદરીવૃત્ત એક અથવા ભિન્ન મહાકાવ્યના અંશ હોય એમ દૃષ્ટિપાતે પણ પરખાઈ આવે છે. આ પ્રબંધોના નાશથી ધોયીએ મૂકેલી સાહિત્યસમૃદ્ધિના મોટા ભાગનો નાશ થયો છે.

બચેલું દૂતકાવ્ય વૈદર્ભી રીતિમાં રચેલું છે.[૧] એનો નાયક બંગાળાનો લક્ષ્મણસેન છે. તે દક્ષિણમાં વિજય કરતો કરતો ઠેઠ મલયાચળ સુધી પ્હોંચી જાય છે;[૨] તે પર્વત ઉપર રહેનારા એક ગંધર્વની પુત્રી કુવલયવતી લક્ષ્મણસેનના અદ્‌ભુત રૂપ અને પરાક્રમથી મોહિત થાય છે. સેનરાજા ચંદનવૃક્ષના પ્રદેશમાં કીર્તિનો સુવાસ મૂકી વળી જાય છે. તેના વિરહથી ગંધર્વકન્યા ઝૂરી મરે છે. એવે બેસતી વસંતઋતુએ પવનને સેનરાજાની રાજધાની તરફ પ્રસ્થાન કરતો જોઈ કુવલયવતી[૩] તેને વિજયપુર જઈ એની વિરહદશા નિવેદન કરવા વીનવે છે. એ પવનને માર્ગ આંકી બતાવે છે તેમાં અનુક્રમે પાંડ્યદેશનું ઉરગપુર, રામસેતુ, ચોલરાજ્યની કાંચીપુરી, કાવેરીના ઉપલાણનો પ્રદેશ, આંધ્રદેશનો માલ્યવાન પર્વત, પંચાપ્સર સરોવર, સમુદ્રતટની કલિંગનગરી, વિંધ્યાચલમાંથી નીકળતી નર્મદા, યયાતિનગર અને છેવટ સુહ્મદેશનું વિજયપુર આવે છે.

લક્ષ્મણસેને દક્ષિણના રાજાઓ ઉપર વિજય મેળવ્યાનું **પવનદૂત** માં કહ્યું છે ખરૂં.[૪] પણ ધોયીએ તેની કંઈ વિગત આપી

---

૧. જૂઓ ટિપ્પણી ૧૦ માના શ્લોકના પહેલા ચરણનો ઉત્તરખંડ.

૨. The Malaya (mountain)–The Podiyil hill (પોડીયિલ ડૂંગર) in the southern part of the Western Ghats.

૩. **कुवलयवती** સંજ્ઞામાં દક્ષિણ **ભૂમિની** રાજલક્ષ્મીનો સંકેત ગર્ભિત હોય એમ લાગે છે.

૪. જૂઓ प. दू. । ६३ । **जित्वा देव त्वयि सरभसं दाक्षिणात्यान् क्षितीशान्.**

નથી. યુવરાજપદે અને રાજપદે એણે પડોસના રાજાઓ ઉપર મેળવેલી ફતેહ આપણા જાણવામાં છે.[1] એના પિતા વલ્લાલસેનના વારામાં એણે ગૌડ દેશના રાજાને હરાવી કેદ કર્યો હતો અને તેના રાજ્યનો મોટો ભાગ જીતી લીધો હતો. વળી કાશી કામરૂપ અને કલિંગના રાજાઓનો પણ એણે પરાભવ કર્યો હતો, અને પ્રયાગ વારાણસી તથા પુરીમાં કીર્તિસ્તંભ રોપ્યા હતા. पवनदूत માં આ પરાક્રમોનો ઈસારો સરખો પણ છે નહિ. તેથી એવા અનુમાન ઉપર હું આવું છું કે લક્ષ્મણસેને દક્ષિણમાં જે વિજય મેળવ્યો તે કુમારાવસ્થામાં ઇ. સ. ૧૧૬૫ પૂર્વે.

કહે છે કે લક્ષ્મણસેન એક વખત એની સાવકી માના પ્રત્યે કાંઇ વૈમનસ્યના કારણથી કહીંક છાનોમાનો જતો રહ્યો હતો, તે વખતે માછીઓએ વલ્લાલસેનને એનો પત્તો લગાડી આપ્યો હતો.[2] આ બનાવ કુમારાવસ્થાનો અને આશ્રયસ્થાન કુંતલનું કલ્યાણ જણાય છે. નવલોહિયો કુંવર પિતાનું ઘર છોડીને માતામહના ઘર સિવાય બીજે કયાં જાય ? મારી તો અટકળ એવી છે કે રીસાઇને મોસાળ જ ગયો હશે. એની સદ્‌ગત માતા રામદેવી દક્ષિણના ચાલુકય વંશની કુંવરી હતી.[3] એ ચાલુકયોનું પાટનગર કલ્યાણ[4] કહેવાય છે. ધૂંધવાતો લક્ષ્મણસેન બંગાળના સફરી વહાણમાં બેસી, જે માર્ગે

---

૧. જૂઓ ગીતગોવિંદના ઉપોદ્‌ઘાતમાં વલ્લાલસેન અને લક્ષ્મણસેનની હકીકત આપી છે તે.

૨. જૂઓ પંડિત વિશ્વનાથ રેઉ કૃત भारतके प्राचीन राजवंश, प्रथम भाग. पृ. २०७.

૩. જૂઓ Lakshmanasena's Madhianagar Plate,

धराधरान्तःपुरमौलिरत्नं चालुक्यभूपालकुलेन्दुलेखा ।
तस्य प्रियाभूद् बहुमानभूमिलक्ष्मीपृथिव्योरपि रामदेवी ॥

૪. કલ્યાણ હાલ કલ્યાણીને નામે પ્રસિદ્ધ છે અને નિઝામના રાજ્યમાં છે, એમ પંડિત ગૌરીશંકર ઓઝા લખે છે.

બિલ્હણ કવિ રામેશ્વરથી કલ્યાણપુર આવ્યો હતો તે માર્ગે થઈ, મોસાળ આવ્યો. બંગાળમાં કુંવરની ખોળાખોળ થઈ રહી. એ વાત ફેલાતી ફેલાતી માછીઓના વાસમાં પ્હોચતાં કેટલાએકે દરબારમાં જઈ ભાળ આપી હશે કે રાજકુમાર તો કલ્યાણ તરફ જળવાટે પધાર્યા છે. એ સમાચાર મળ્યા પછી કુંવરને સમજાવી તેડી લાવવાને દરબારી માણસો ગયાં હશે. એ ટાણે લક્ષ્મણસેનની ઉમર વીસ એકવીસની હશે એમ હું ધારૂં છું. એનો જન્મ ઈ. સ. ૧૧૧૯ માં થયો હતો. એ લેખે મોસાળવાસનું વર્ષ ઈ. સ. ૧૧૩૯–૪૦ આવે. તે અરસામાં દ્વિતીય જગદેકમલ્લ ચાલુક્ય કલ્યાણની ગાદીએ હતો.[1] તે બિલ્હણના विक्रमाङ्कदेवचरितના નાયક છઠ્ઠા વિક્રમાદિત્ય કિંવા વિક્રમાંકનો પૌત્ર થાય. લક્ષ્મણસેન મોસાળમાં હતો તે દરમિયાન [2]દ્વારસમુદ્રનો હોયશલ રાજા વિષ્ણુવર્ધન ઉર્ફે બટ્ટિગ ચાલુક્ય રાજ્ય ઉપર ચડી આવ્યો. એના પક્ષમાં જયકેશી, કુલશેખર, ચટ્ટ વગેરે રાજાઓ હતા. જગદેકનો[3] સેંદ્રકવંશી સામંત પેર્માડિ એમના સામો થયો. તેણે કુલશેખરનો પરાભવ કર્યો અને ચટ્ટને ઘેરી લઇ સમશેરથી તેનું માથું ઊડાડી દીધું. એટલે ભયભીત થઈ જયકેશી અને વિષ્ણુવર્ધન રણભૂમિ મૂકી ભાગ્યા. પરાક્રમી પેર્માડિ પૂંઠે થયો. તેણે ભાગતા શત્રુને વાહડિની ઘાંટીએ પકડી પાડયા. સંકડામણમાં આવેલો હોયશલ રાજા ગજદળ મૂકી નાઠો અને દ્વારસમુદ્રમાં જઇ ભરાયો. પેર્માડિએ આવી હોયશલની રાજધાનીને ઘેરો ઘાલ્યો.

---

૧. જૂઓ પંડિત ગૌરીશંકર ઓઝા કૃત भारतीय ऐतिहासिक ग्रन्थ-माला, जिल्द पहिली, सोलंकियोंका प्राचीन इतिहास, प्रथम भाग, पृष्ट १२७–१२८.

૨. એ મૈસુરના હસન જિલ્લામાં છે. એનું હાલનું નામ હલેબીડ છે. બેલૂર પણ મૈસુરમાં છે.

૩. જગદેકમલ્લ કલ્યાણનો ચાલુક્યવંશીય રાજા; સેંદ્રકવંશીય પેર્માડિ તેનો સામંત. દ્વારસમુદ્રના હોયશલ રાજા વિષ્ણુવર્ધનને તેણે હરાવેલો.

અંતરાયલો રાજા ગભરામણનો માર્યો ત્યાંથી પણ નાસી છૂટયો. સેંદ્રક સેનાપતિએ એનો પીછો લેવો જારી રાખ્યો. તે વેલૂર નગર પ્હોંચ્યો, ત્યાં તો હોયશલ ઘાટની પહાડીમાં પેસી ગયો. એટલે કુંતલનો સામંત જબરી લૂંટ લેઈ કલ્યાણ નગર પાછો [1]વળ્યો. યાદવવંશી હોયશલને વિક્રમાંકદેવના સમયની લડાઈમાં એ વિજય ન મળ્યો, અને આહવમલ્લના સમયની ચડાઈમાં એ ન મળ્યો.

મોસાળપક્ષના વિગ્રહમાં સાહસિક કુમાર લક્ષ્મણસેને ભાગ લીધો હશે અને પરાક્રમનાં પગરણ માંડયાં હશે.[2] બાકરગંજના લેખમાં કેશવસેન એના પિતા લક્ષ્મણસેનનાં યશોગાન ગાય છે, ત્યાં કહે છે, કે દક્ષિણ સમુદ્રના કાંઠાના પ્રદેશમાં જ્યાં ગદાધર શ્રીકૃષ્ણ અને મુશળધર બળરામ વાસ કરીને રહ્યા છે, ત્યાં લક્ષ્મણસેનના પ્રથમ પરાક્રમનો કીર્તિસ્તંભ છે.[3] એનું અધિષ્ટાન હું કુંતલ દેશના કિસુકાડુ વિભાગનું કિસુવોળ ગામ માનું છું.[4] એમાં વસુદેવના પુત્રોનાં શિલ્પકળાના આદર્શભૂત મંદિરો હોવાનું વાંચિયે છિયે. એ વિભાગ સેંદ્રક સામંત પેર્માડિના અધિકારમાં હતો. ત્યાં એણે દ્વારસમુદ્રના રાજા ઉપર મળેલી જીતનો કીર્તિસ્થંભ ઊભો કર્યો હશે, અને તેમાં કુંતલના ભાણેજનાં પરાક્રમનાં વખાણ કર્યાં હશે. લક્ષ્મણસેનના ભુવનવિજયનો આરંભ કુંતલ અને દ્વારસમુદ્ર વચ્ચેના વિગ્રહથી થાય છે. પવનદૂત માં બાળરાજાએ दाक्षिणात्य

---

૧. કુંતલ અને દ્વારસમુદ્ર વચ્ચેના આ વિગ્રહની હકીકત નરેગલ અને પટ્ટલકડના કન્નડ લેખોના ઇંગ્રેજી ભાષાંતરમાંથી મેં તારવી કાઢી છે. જૂઓ J. B. B. R. A. S. XI. PP. 244—45, 269—70.

૨. જૂઓ J. A. S. B. VII. pp. 40-50.

૩. જૂઓ શ્લોક ૧૩, वेलायां दक्षिणाब्धेर्मुसलधरगदापाणिसंवासवेद्यां... येनोच्चैः × × × × × × समरजयस्तम्भमाला व्यधायि ॥

૪. જૂઓ J. B. B. R. A. S. XI માંના કન્નડ લેખો.

ક્ષિતીશોને જીત્યાનો ઉલ્લેખ છે,[1] તે વિષ્ણુવર્ધન, જયકેશી, ચટ્ટ અને કુલશેખરને ઉદ્દેશીને કરેલો લાગે છે. જયકેશીનો સમય ઈ. સ. ૧૧૩૮-૩૯ આપ્યો છે.[2] વિષ્ણુવર્ધનના પક્ષમાં એની હાજરીથી કુંતલ અને દ્વારસમુદ્ર વચ્ચેના વિગ્રહનો સમય પણ ઉપર કહ્યા પ્રમાણે આવે છે.

કુંતલ દેશ ઉપરની ઉક્ત ચડાઈના પ્રસંગમાં લક્ષ્મણસેને આગેવાનીનો ભાગ લીધાનો ઉલ્લેખ જયદેવના એક સુભાષિતમાં કરેલો છે.[3] એના પૂર્વાર્ધમાં લક્ષ્મણસેનને સંબોધીને કહે છે કે 'તમે મહાસાગરના લોઢ સમાન ધસી આવતા ચોલરાજ સામે ટક્કર[4] લો છો તથા (પોતે આગળ ધપી) કુંતલ સુભટોને તમારી પાછળ ખેંચો છો, અને [5]કાંચીરાજને [6]હાર મનાવવામાં ફતેહ પામો છો. (પછી) અંગરાજ સાથે [7]યુદ્ધમાં ઊતરો છો.' આ ઉક્તિમાં ચોલકુંતલના જંગનો અને અંગવંગના જંગનો

---

૧. જૂઓ ટિપ્પણી ૧૭.

૨. જૂઓ ટિપ્પણી ૨૭ માં કહેલા કન્નડ લેખ.

૩. પ્રસ્તુત શ્લોક सदुक्तिकर्णामृतમાં છે. બારેક વરસ ઉપર પ્રસ્તુત વિષય ઉપર એક લેખ जैन संशोधक માં લખ્યો હતો ત્યારે મને તે ઉપલબ્ધ નહતો. એ નીચે પ્રમાણે—

> त्वं चोलोल्लोललीलां कलयसि कुहषे कर्षणं कुन्तलानां
> त्वं काञ्चीन्यञ्चनाय प्रभवसि रभसादङ्गसङ्गे करोषि ।
> इत्थं राजेन्द्र बन्दिस्तुतिभिरुपहितोत्कम्पमेवाद्य दीर्घं
> नारीणामप्यरीणां हृदयमुदयते त्वत्पदारावनाय ॥

૪. कलयसि પદ 'ટક્કર લેવી'ના અર્થમાં અહીં યોજ્યું છે.

૫. काञ्ची ચોલ દેશની રાજધાની હતી. અર્થાત્ કાંચીરાજ તે ચોલરાજ.

૬. न्यञ्चन પદ 'નમાવવું' એવા અર્થમાં અહીં વાપર્યું છે.

૭. મૂળમાંના सङ्ग શબ્દનો અર્થ 'સંગ્રામ' પણ થાય છે.

અનુક્રમે નિર્દેશ છે. છેલ્લું યુદ્ધ પૌરાતનિકોને જાણીતું છે. વલ્લાલસેન સાઠીમાં પગ મૂકતાં ગાદીએ પગ મૂકે છે. તેના રાજ્ય-કાળ દરમિયાન ઇ. સ. ૧૧૬૫ના અરસામાં ગૌડ દેશનો રાજા પડોશી સેન રાજા સાથે વિગ્રહ માંડે છે. પિતાના જેવો પરાક્રમી કુમાર લક્ષ્મણસેન ગૌડ રાજાને હરાવીને કેદ કરે છે અને ગૌડ કિંવા અંગનો મોટો ભાગ હાથ કરી ગૌડેશ્વર કિંવા ગૌડેન્દ્ર બિરુદ ધારણ કરે છે.[1] પહેલા યુદ્ધમાં કુંતલ સુભટોનો આગેવાન બની લક્ષ્મણસેન ચોલરાજનો પરાભવ કરે છે. આ યુદ્ધ તે બીજું કોઈ જ નહિ પણ મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝાના सोलंकियोंका प्राचीन इतिहास ઉપરથી મેં આ લેખમાં પૂર્વે નોંધેલું યુદ્ધ. દ્વારસમુદ્ર-નો રાજા વિષ્ણુવર્ધન કુંતલ ઉપર ચડી આવે છે. તેના મળતિ-યામાંથી રાજા કુલશેખર હાર ખાય છે અને ચદ્ર રાજા માર્યો જાય છે. એટલે ભયભીત વિષ્ણુવર્ધન તથા જયકેશી રણભૂમિ મૂકી ભાગે છે. ઐતિહાસિક ઓઝાજીનો જે કુલશેખર, તે જયદેવ કવિના સુભાષિતનો ચોલરાજ કિંવા કાંચીરાજ. સબબ અત્રોક્ત પહેલું જે ચોલકુંતલનું યુદ્ધ તે બીજા અંગવંગના યુદ્ધની પૂર્વે,[2] એટલે કે મેં એ વિશે આ લેખની ગત કંડિકામાં કહ્યા પ્રમાણે ઈ. સ. ૧૧૩૯–૪૦ ની આસપાસ. એ યુદ્ધમાં મળેલા વિજયનો જસ એને, કુંતલ પેર્માડિને અને વંગના રાજકુમાર લક્ષ્મણસેનને. દૂતકાવ્યના

---

૧. જુઓ गीतगोविन्द ના મારા ગુજરાતી અનુવાદના ઉપોદ્‌ઘાતનું પૃ. ૧૧, અને सदुक्तिकर्णामृत । ૩। ૧૧ । ૫ ।

૨. શ્લેષ અલંકારને લીધે જેવો સ્ત્રીઓના સંબંધમાં चोल એટલે કંચુકી પ્રત્યે શત્રુભાવનો, कुन्तल એટલે અંબોડાના કર્ષણનો, काञ्ची એટલે કટિમેખળાના ભ્રંશનો અને अङ्ग એટલે શરીરના સંગનો ક્રમ અભિજાત છે, તેવો જ ચોલ સુભટરૂપી લોઢના ઘસારાનો, કુંતલ સુભટોને આગળ ખેંચવાનો, કાંચીના રાજાને હરાવવાનો અને અંગ દેશના રાજા સાથે રણ ખેડવાનો ક્રમ વિવક્ષિત છે. કવિએ 'શત્રુ'ના અર્થનો દેશી શબ્દ उक्कोल સંસ્કારી લીધો છે.

રૂપમાં ધોયી કવિએ રચેલી પ્રશસ્તિ લક્ષ્મણસેનના પ્રસ્તુત પરાક્રમનું સ્મરણ કરાવી રહી છે, કેશવસેને કહેલા કીર્તિસ્તંભો કુંતલની સીમામાં વર્તમાન કાળમાં વિદ્યમાન હો કે ભલેને ન એ હો.[1]

અહીં કરેલી ગણતરી માન્ય રાખતાં **પવનદૂત** ઈ. સ. ૧૧૪૦ પછી તરતમાં રચાયૂં ઠરે છે. વિગ્રહોત્તર તેડવા આવેલા બંગાળના દરબારી મંડળ સાથે વિજયી કુમાર પિતા અને પિતામહનૂં અભિનંદન મેળવવા ઉત્તરાપથ પાછો ફર્યો હશે. વલ્લાલસેને અને વિજયસેને જ નહિ પણ સમસ્ત વંગદેશે તેને વધાવી લીધો હશે. કુશળ પાછા આવેલા કુંવરને નવદ્વીપની જાગીર સોંપાઈ હશે અને એ રીતે સાવકાપણાનો ખટરાગ દૂર થયો હશે. દક્ષિણાપથનાં દક્ષિણનાં રાજ્યો ઉપરના વિજયના સંભારણામાં નવદ્વીપ વિજયપુર નામ પામ્યૂં હશે. એ નામથી જ **પવનદૂત**માં બાળરાજા લક્ષ્મણસેનના પાટનગરનો નિર્દેશ છે. નવૂં નામ પાછળથી ભૂલાઈ ગયૂં. તેને લીધે વિજયપુર કયૂં અને કયાં આવ્યૂં તે વિશે શોધકોમાં મતભેદ ઊભો થયો છે.[2] કેટલાક પૌરાતનિકો કહે છે કે રાજશાહી જિલ્લામાં આવેલું વિજયનગર તે જ **પવનદૂત**નૂં વિજયપુર. એની પડોશમાં દેવપાડામાંથી વિજયસેનનો શિલાલેખ મળી આવ્યો હતો. પણ તેથી કરીને

---

૧. દ્વારસમુદ્ર ચોલ આદિ દેશના રાજાઓ સાથેના કુંતલના વિગ્રહમાં લક્ષ્મણસેને મેળવેલો વિજય ઐતિહાસકોની જાણ બહાર છે, તેવી જ રીતે બખ્તિયાર ખિલજીના સાહસ પહેલાં એક મુસલમાન સરદારને લક્ષ્મણસેને હરાવી એને તેમ જ એના લશ્કરને કાપી નાંખી મેળવ્યાનો વિજય પણ તેમની જાણ બહાર છે. પણ તેની ચર્ચા અત્રે અસ્થાને હોવાથી મૌન ધારણ કરૂં છૂં.

૨. જૂઓ ચિંતાહરણ ચક્રવર્તીનૂં પવનદૂત, Introduction pp 25–26.

વિજયનગર લક્ષ્મણસેનનું પાટનગર હતું એમ કંઈ સિદ્ધ થતું નથી. તબકાતે નાસિરીમાં એની રાજધાનીનું નામ નોદિયા ( Nodia ) આપ્યું છે, એને હું નવદ્વીપનું રૂપાંતર સમજું છું. હાલના નદિયા પાસે Bamanpukur નામે ગામમાં બલ્લાલ ઢીબી એટલે બલ્લાલનો ટીંબો એવે નામે ટેકરો છે અને તેની નજદીકમાં બલ્લાલ દીઘી નામે સરોવર છે. આ જૂનાં સ્થાનો : વિજયપુરમાંના સપ્તભુવનના[૧] રાજમહેલની અને એના અંતઃપુરની ક્રીડા દીર્ઘિકાની[૨] સ્મૃતિ આપે છે. લક્ષ્મણસેનનાં પાટનગર ત્રણઃ નવદ્વીપ, લક્ષ્મણાવતી, અને વિક્રમપુર. પહેલાંનું નવું નામ ભૂલાઈ જૂનું વિકાર પામી નદિયા કે નોદિયારૂપે ઊતરી આવ્યું. એ નવદ્વીપ કિંવા વિજયપુર ધોયીનું નિવાસસ્થાન, જ્યાં બીજે જન્મે પણ એ વાસ માગે છે.

ધોયીએ ત્રણ સેન રાજાનો દિનદિન ચડતો પ્રતાપ જોયો.[૩] એણે **पवनदूत** રચ્યું તે વિજયસેનના રાજ્યકાળની ઉત્તર વીશીમાં; અને **कविताचार्य**નું ગૌરવભર્યું પદ ભોગવ્યું તે વલ્લાલસેન તથા લક્ષ્મણસેનના અમલમાં. ઉક્ત 'દૂતકાવ્ય' કવિની ઉત્તરાવસ્થાની કૃતિ છે. એ ટાણે ચિરકાળ શબ્દ બ્રહ્મનું રટન કરનાર શબ્દાતીત બ્રહ્મનું ચિંતન કરવા ઇચ્છે છે.[૪] કાવ્યનો આદર્શ મહાકવિ કાલિદાસનું **मेघदूत** છે. ધોયીના વૈકુંઠવાસ પછી એના સાથી જયદેવને કવિરાજ પદવી મળે છે.[૫]

---

૧. જૂઓ प. दू. । ५३ ।

૨. જૂઓ प. दू । ५४ ।

૩. જૂઓ ટિપ્પણી ૧૪ માં ઊતારેલા શ્લોકના પહેલા ચરણનો ઉત્તરખંડ शीलिताः क्षोणिपालाः ।

૪. જૂઓ ટિપ્પણી ૧૪ માં ઊતારેલ શ્લોકનું ઉત્તરાર્ધ.

૫. જૂઓ गी. गो. । १२ । । २६ ।

વલ્લાલસેન અને લક્ષ્મણસેનની સભાનાં પંચ રત્ન ઉમાપતિધર, શરણ, ગોવર્ધન, ધોયી અને જયદેવ.[1] પહેલા એના સળંગ પ્રબંધ મારા જોવામાં આવ્યા નથી. ગોવર્ધન आर्यासप्तशतीનાં મુક્તકોથી જાણીતો છે. पवनदूत અને गीतगोविन्द જે આપ્યાં તે છેલ્લા બે કવિએ.

પ્રસ્તુત ચર્ચામાં પ્રમાણશૃંખલાના અંકોડા બંધબેસતા જણાય છે. તથાપિ તેમાંના કોઈક કાચા હોવાનો સંભવ છે. એના મજબૂતપણાની ખાતરી થયા પછી સાંધા પાકા કરવાના રહે છે.

**૧૯૨૦ ]** **[ છપાયું: જૈન સાહિત્ય સંશોધક, ૧૯૨૭**

---

૧. જૂઓ ટિપ્પણી ૬.

# એશિયાઈ હૂણો

## હૂણોની ચડાઇઓ*

જે પ્રસંગો વિશે આજે હું બોલું છું, તે હૂણોની ચડાઇઓના છે. યૂરોપના હૂણો (Huns)ને આપણે ઓળખિયે છિયે; એશિયાઇ હૂણને નથી ઓળખતા. આટીલા (Attila) ની તવારિખ જાણિયે છિયે, પણ મિહિરકોલે અહીં જે ત્રાસ વર્તાવ્યો હતો તેથી વાકેફ નથી. અહીંના હૂણનો કોઇ ગિબન (Gibbon) હજુ નથી થયો.

હૂણ પ્રજાનો ઈતિહાસ ત્રણ વિભાગમાં વ્હેંચાયલો છેઃ—(૧) ચીનાઈ, (૨) ઈરાની અને (૩) હિંદી. તેઓ હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાંનો પરિચય કરાવતાં કહેવૂં જોઇયે કે કેટલાક તેમને મોગલો કહે છે; કેટલાક તાતાર કહે છે; અને કેટલાક બીજી જાતિના માને છે.

### ચીનમાં હૂણ

ઈસવી સન પૂર્વે સૈકાના છેલ્લા ચરણમાં હૂણ લોકો ઉત્તર ચીનના છેવાડા ભાગમાં રહેતા હતા. તેઓ જંગલી પશુપાલની સ્થિતિમાં હતા. તેમનામાં કેળવણી ન હતી. તેઓ કાચૂં માંસ ખાતા. તેમની આંખો જહી મરિયે એવી હતી. તેમની આકૃતિ તિરસ્કાર ઉપજાવે એવી હતી. જે વખતે તેઓ ચીનમાં રહેતા હતા, તે વખતે ચીન સાત વિભાગમાં વ્હેંચાયલૂં હતૂં. ઉત્તરના

---

* ગુજરાત વાર્નાકયુલર સોસાયટી તરફથી ફાર્બસ સાહેબની શતસંવત્સરી તા. ૭–૭–૧૯૨૧ ને દિવસે ઊજવાઇ, જે પ્રસંગે આ ભાષણ વાંચવામાં આવ્યૂં હતૂં. ગુ. વ. સોસાયટી વાર્ષિક વ્યાખ્યાન માળા, નં. ૧ તરીકે આ પ્રસિદ્ધ થયેલૂં. પ્રસ્તુત ભાષણ તૈયાર કરવામાં પ્રો. કૃષ્ણસ્વામી આયંગરનો The Hun Problem in Indian History' એ લેખ મદદગાર થયો છે. જૂઓ Ind. Ant. 1919, May.

(Tsin) સીન વિભાગ ઉપર બાકીના ૭ વિભાગો એકત્ર થઈ ઈસવી સન પૂર્વે ૩૨૧–૧૮ માં સ્વારી કરી, ત્યારે હૂણોએ તેમાં ભાગ લીધો હતો, એ લડાઈમાં (Tsin) સીન વિભાગની જીત થઈ. ઇસવી સન પૂર્વે ૨૪૬ માં (Tsin) સીન વિભાગે ચીનમાં વિભાગી રાજ્યો તોડી નાંખી, સામ્રાજ્ય સ્થાપ્યું. તેનો પ્રથમ શી–હ્વેંગ–તાઇ (Shi–Hvang–Tai) થયો. તેનો રાજ્યકાળ યશસ્વી હતો. તેણે નહેરો ખોદાવી અને રસ્તા બંધાવ્યા. ઉપરાંત હૂણ લોકો જે તેના જૂના દુશ્મન હતા, તેઓને સમ્રાટે ચીનમાંથી હાંકી કાઢયા. અહીંથી તેઓ મોગલિસ્તાનમાં રહેવા ગયા. આથી ભૂલ ખાઇને કેટલાક યુરોપિયન ઇતિહાસકારો હૂણને મોગલ તુખમના ગણે છે. હૂણ લોકો ત્યાં રહ્યા રહ્યા ચીન ઉપર હુમલાઓ કરતા હતા. આથી ચીનાઈ સમ્રાટે ઇસવી સન પૂર્વે ૨૧૪ માં હૂણને ચીનમાં આવતા અટકાવવા માટે એક ગંજાવર દીવાલ બાંધવા માંડી. એ દીવાલ તેણે કનસુહ (Kansuh) નામે દક્ષિણમાં આવેલા એક ભાગ સુધી લંબાવી કેટલાંક વર્ષે પૂરી કરી.

## મોગલિસ્તાનમાં હૂણ

સમ્રાટ શી–હ્વેંગ–તાઈએ હાંકી કાઢેલા હૂણ રાજાનો પુત્ર મૉતૂન (Mau–tun) ઈ. સ. પૂર્વે ૨૦૯ માં ગાદીએ બેઠો. તેણે છત્રીસ જંગલી પ્રજાને જીતી અને જાપાની સમુદ્રથી વૉલગા કાંઠા સુધી રાજ્યનો વિસ્તાર કર્યો. તેના બાપે ખોયેલો ઉત્તર ચીનના છેવાડાનો ભાગ પણ તેણે પાછો મેળવ્યો; પરન્તુ ચીન તેનાથી જીતી શકાયૂં નહિ. એના પછી ઈસવી સન પૂર્વે ૧૯૯–૧૭૪ સુધી હૂણોએ ચીન ઉપર ચડાઈઓ કર્યા કરી; પણ તેઓ ફાવ્યા નહિ. થાકીને ઉત્તરમાંથી દક્ષિણમાં કનસુહ તરફ તેઓ વળ્યા.

## તરીમકાંઠામાં હૂણ

ઈ. સ. પૂર્વે ૧૭૦ માં કનસુહને પશ્ચિમ છેડે વસતી યુએકી (Yueh–Chi) પ્રજાને તેણે હાંકી કાઢી. રખડતા થયેલા યુએકીનાં

ટોળાં ઈ. સ. પૂર્વે ૧૬૦–૧૫૦ માં શકોને ખસેડીને તરીમકાંઠામાં અને તુર્કસ્તાનમાં વસ્યાં. ઈ. સ. પૂર્વે ૧૪૦ માં તેઓ વક્ષુ (Oxus) ની ઉત્તર ઠરીને રહેવા લાગ્યા. એ જ સાલમાં હૂણોએ યુએકી પ્રજા ઉપર ચડી આવી, તેઓને થ્યાનશાનની પેલી પાર હાંકી કાઢી, તરીમકાંઠામાં વસવાટ કર્યો. આ રીતે ઈ. સ. પૂર્વેના સૈકામાં[1] હૂણ અને શક સંબંધમાં આવ્યા, તેની નોંધ અન્યત્ર પણ જળવાયલી મળી આવે છે. રોમન શહાનશાહ ઓગસ્ટસના વારાનો ઈ. સ. ૭ નો એક નકસો આ સંબંધની સાક્ષી પૂરે છે. ઓગસ્ટસના વખતમાં દોરવામાં આવેલા એ નકસામાં પાછળથી ઈ. સ. ૩૭૬–૪૨૦ માં ફેરફાર કરવામાં આવ્યો હતો. છેલ્લા નકસામાં ઓતોરોકોરા( Ottorokorra )ની પડોશમાં પહેલાં Huniscite (હુનીસીતી) એમ લખેલું હતું. પણ તે છેકીને ત્યાં Huni-Scythœ (હુનીસીથી) લખવામાં આવ્યું હતું. હુનીસીતી અને હુનીસીથી એ દ્વન્દ્વ સમાસ છે, તેનો અર્થ હૂણ–શક એવો થાય છે.[2] પ્રૉ. કૃષ્ણસ્વામી આયંગરના કહેવા પ્રમાણે ઓતોરો-કોરા જે તરીમકાંઠામાં આવેલું હતું તે આપણા મહાભારતમાં ઉત્તરકુરુને નામે પ્રસિદ્ધ છે તે જ છે.

તરીમકાંઠાના હૂણને ચીનાઈ સમ્રાટે હરાવ્યા અને તેમને ઈ. સ. પૂર્વે ૧૪૦–૮૬ સુધી ચીનાઈ ધૂંસરી ઉઠાવવી પડી. ઇ. સ. પૂર્વે ૬૫ માં ચીનાઈ સેનાપતિ પાનચાઉ(Panchao)એ ખોતન, કૂચ, કાશગર, વગેરે જીતી લેઈ ચીનાઈ રાજ્ય પશ્ચિમમાં વધાર્યું.

---

૧ કાશ્મીર અને કારાકોરમની ઉત્તરનો પ્રદેશ ઉત્તર કુરુ કહેવામાં આવતો. ઉત્તર કુરુના બ્રાહ્મણો માટે કહેવાય છે, કે તેઓ સંસ્કૃત શબ્દોનો ઉચ્ચાર આર્યાવર્તના બ્રાહ્મણો કરતાં વધારે સ્પષ્ટ કરતા.

૨ શક અને હૂણનું જોડું **मुद्राराक्षस**ના પાંચમા અંકમાં પણ ધ્યાન ખેંચે છે: જુઓ પંક્તિ **पश्चात् तिष्ठन्तु वीराः शकनरपतयः संभृताश्चैव हूणाः।**

ઈ. સ. પૂર્વે ૭૦ માં બાક્ટ્રિયામાં વસેલી યુએકી પ્રજાએ કુશાનથી બામિયન સુધી પાંચ કોમી રાજ્ય સ્થાપ્યાં. એ પૈકી કુશાન કોમ વધારે બળવાન નીવડી. તેનું રાજ્ય વિસ્તાર પામી ઠેઠ દમણગંગા સુધી પ્રસર્યું.

કુશાનો ક્યારે થયા એ માટે હિંદુસ્તાનના ઇતિહાસકારોમાં મતભેદ છે. કુશાનોનો મોટો રાજા કનિષ્ક હતો અને તેમનો છેલ્લો શહાનશાહ અભિમન્યુ હતો.

## ચીનાઇ તુર્કસ્તાનમાં હૂણ, ઉત્તર હૂણરાજ્ય

ઈસવી સનના ત્રીજા સૈકામાં કુશાનો નબળા પડયા. એ વખતે એશિયાઇ હૂણો શકદ્વીપ (Sogdiana) પાસે વસવા લાગ્યા. શકપ્રજાના મેસેગીટી (Massagetœ) અથવા એલાન્સ (Alans)ના રાજાને મારી નાંખીને તેઓએ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. તેઓએ ખુત્તલ કિંવા હયથલની આસપાસના મુલક ઉપર સ્વારીઓ કરી. શકો ઉપરથી જે પ્રમાણે શકદ્વીપ અને તુષાર ઉપરથી તોખારિસ્તાન નામ પડ્યાં, તે પ્રમાણે સ્થળવાચક હયથલ નામ હયથલ કિંવા હૂણ પ્રજાના વસવાટ ઉપરથી પડયું છે. અહીંથી તેઓ લૂંટ કરવા માટે પંજાબ અને કાશ્મીર તરફ ધાડાં મોકલતા. ઈ. સ. ૩૨૦ માં તેમની આ લૂંટફાટ ઉપર અંકુશ પડ્યો.

આ સૈકાની શરૂઆતમાં હિંદુસ્તાનમાં ગુપ્ત સામ્રાજ્ય સ્થપાયું હતું. ઈ. સ. ૩૨૦ માં સમ્રાટ પ્રથમ ચન્દ્રગુપ્ત લૂંટફાટ અટકાવવા હૂણોના સામો થયો. તેમના મુલકમાં જ તે સ્વારી લેઇ ગયો. સિંધુનાં સાત મુખ[1] ઓળંગી તે બલુચિસ્તાનમાં થઈને ઉત્તર તરફ

---

૧. Periplus (ઈ. સ. ૬૦–૮૦) માં સિંધુનાં સાત મુખ ગણાવ્યાં છે. એ સાતેમાં પાણી ખૂબ જ છીછરૂં કહ્યું છે. લશ્કરને ઊતારવા હોડીઓની જરૂર ન પડે અને સ્વારીની વાત શત્રુને પ્હોંચી ન જાય, એટલા માટે ચંદ્રગુપ્તે આ માર્ગ લીધો હશે.

વળ્યો; અને ખુત્તલ–બલ્ખના ધોરી રસ્તે થઈને બાલ્હીક ઉપર ચડી જઈ તેણે હૂણોને હરાવ્યા[1].

ઇ. સ. ૩૨૦ ની સાલમાં ચક્રવર્તી ચન્દ્રગુપ્ત પહેલાએ બાલ્હીક ઉપર વિજય મેળવ્યો. તે પછી હૂણો હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાનું મૂકી ઈરાન તરફ ફંટાયા. ઈ. સ. ૩૫૦ માં બાક્ટ્રિઆવાસી હૂણો ઇરાન ઉપર સ્વારી લેઈ ગયા. ઇરાનીઓ તેમના હુમલાથી ત્રાસી ગયા. હૂણોનો ઈરાનમાં યૂરોપીય હૂણોના જેવો જ ત્રાસ હતો. પારસીક રાજ્યના શહેનશાહ શાપુરે એ સિતમગાર લુંટારૂઓને હઠાવી પાછા વાળ્યા. બાદ ઈ. સ. ૪૨૫ માં બહેરામ ગોરે તેઓને સખ્ત હાર ખવરાવી; પરંતુ ઇ. સ. ૪૮૮ માં ફિરોઝ યુદ્ધમાં માર્યો ગયો: અને ઇરાને બે વરસ હૂણને ખંડણી ભરી. છેવટ ઈ. સ. ૫૦૪–૫૧૩ માં ફિરોઝનો પુત્ર શૂરો કેકોબાદ થયો. તેણે વિદેશીને હમેશને માટે ઈરાનમાંથી હાંકી કાઢી હૂણના ત્રાસનું શૂળ ટાળ્યૂં

૧. જૂઓ Maharauli Posthumous Iron Pillar Inscription of Chandra ( Fleet's C. I. I. Vol III, No. 32 ) અને તેના ઉપર મિ. રાધા ગોવિંદ બસાકનો લેખ (Indian Antiquary June 1919). મિ. સ્મિથ બીજા ચન્દ્રગુપ્તનો એ લેખ છે એમ માને છે; અને બાલ્હીક શબ્દે પંજાબ સમજે છે. પરન્તુ ચાન્દ્રદર્શનની સાલવારી ( જૂઓ પરિશિષ્ટ ) વિચારતાં લેખમાં કહેલો ચન્દ્રગુપ્ત તે બીજો નહિ પણ પહેલો જ સંભવે છે; કેમકે લેખમાં स्वभुजार्जित ऐकाधिपत्य કહેલું છે તે ચન્દ્રગુપ્ત પહેલાને જ લાગૂ પડે છે. તેવી જ રીતે બાલ્હીક તે પંજાબ નહિ પણ બલ્ખ જ લેવું ઘટે છે. કેમકે પાટલિપુત્રથી પુરુષપુર જવાનો જે ધોરી રાજમાર્ગ હતો તે છોડી, છેક પશ્ચિમમાં જઈ સિંધુનાં સાત મુખ ઓળંગી, તે પછી ઉત્તર તરફ વળી ચંદ્રગુપ્ત પંજાબ જાય, એ દ્રાવિડી પ્રાણાયામ જેવી પદ્ધતિ લાગે છે. આથી બાલ્હીક તે પંજાબ હોય એમ હું માનતો નથી. હરિષેણકૃત પ્રશસ્તિમાં શકોના એલચી, સમુદ્રગુપ્ત આગળ ખંડણી અને નજરાણો ધરી પોતાના રાજ્યનો પટો તાબે કરાવવા આવ્યાનું કહ્યું છે. તે ઉપરથી ચંદ્રગુપ્ત પહેલાએ જ શકસ્થાન–શકદ્વીપ જીતેલ હોવો જોઇયે.

તથા ઈરાની રાજ્યને નિર્ભય કર્યું. એ પછી ઈ. સ. ૫૬૫ માં ખુશરૂ નોશિરવાનની મદદથી તુર્ક કોમે ઉત્તર હૂણ રાજ્યનો નાશ કર્યો.

## મધ્ય અને દક્ષિણ હૂણરાજ્ય

ઈ. સ. ૪૦૦ ને આશરે હૂણે ગાંધાર દેશ લૂંટયો. ઈ. સ. ૪૫૦ ના અરસામાં તેઓ હિંદુસ્તાન ઉપર ચડી આવ્યા. તે વખતે કુમારગુપ્ત રાજ્ય કરતો હતો. તેણે હૂણોને હરાવ્યા. કુમારગુપ્ત વૃદ્ધ હતો. તેણે તેમનો પીછો લીધો નહિ, તેથી ઈ. સ. ૪૫૫ માં તેઓ પાછા ચડી આવ્યા. એ વખતે સ્કંદગુપ્તે તેમની ભારે ખુવારી કરી.

[૧]અર્ધી સદી થયાં વિદેશી હૂણોએ ઉત્તરાપથમાં ભયપ્રદ પગપેસારો કરવા માંડ્યો હતો. ગાંધાર દેશ તોરમાણુ શાહને હાથ જવો ([૨]ઈ. સ. ૪૬૦), હૂણોએ શાકલમાં થાણું નાંખવું ([૩]ઈ. સ. ૪૬૫), ગુપ્ત મહારાજ્યના અધિષ્ઠાતા સ્કંદગુપ્ત વિક્રમાદિત્યની મધ્ય હિંદના મેદાનમાં હાર થવી (ઈ. સ. ૪૭૫), ગુપ્તવંશની પૂર્વ માલવની શાખાના બુધગુપ્ત ([૪]ઈ. સ. ૪૮૪) નું રાજ્ય બૂડવું (ઈ. સ. ૪૯૮), અને વલભિપુરના સેનાપતિ ભટ્ટારકે માર ખાવો (ઈ. સ. ૫૦૦), એવાં એવાં અનેક સંકટો પાછલી બે વીશીમાં આર્યાવર્ત ઉપર ગુજરી ચૂક્યાં હતાં. સ્કંદગુપ્તની ગાદીએ આવનાર નરસિંહગુપ્ત બાલાદિત્યે ([૩]ઈ. સ. ૪૮૫–૫૩૦) આ પરચક્રના સામા થવા સંકલ્પ કર્યો. રખડતો થયેલો બુધગુપ્તનો પુત્ર ભાનુગુપ્ત[૪] પાટલિપુત્રના દરબારમાં પગનાં તળિયાં ઘસતો નાંખતો હતો, તે

---

૧ અહિંથી ભાષણનો બાકીનો ભાગ, "વિંધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના" ના ઉપોદ્ઘાતમાંથી નોંધ્યો છે. કેમકે તે જ હકીકત સહેજ ફેરફાર સાથે ભાષણમાં રજુ થઈ હતી.

૨ જુઓ Smith's Early History of India.

૩ જૂઓ Duff's Chronology of India.

૪ Duff's Chronology of India માં ગુપ્ત રાજાઓની વંશાવલી આપી છે, તેમાં ભાનુગુપ્તને બુધગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી કહ્યો છે.

આથી ઉમંગમાં આવ્યો. વૈર વાળવા ટાંપી રહેલા અંગત શૂરા સરદારો સાથે તે તોરમાણ શાહ સામેની સવારીમાં સામેલ થયો. નરસિંહગુપ્ત મોટા લશ્કર સાથે પૂર્વમાંથી ચડી આવ્યો. તે જ કાળે પહેલેથી કરેલા સંકેત અનુસાર પશ્ચિમમાંથી સેનાપતિ ભટ્ટારકે પણ દબાણ કર્યું. પરંતુ હૂણ શાહ છેક ઢીલો ન હતો કે તેઓ બહુ ફાવી જાય. તોરમાણ લડાઈમાં હાર્યો ([1]ઈ. સ. ૫૦૮); પરંતુ પૂર્વ માલવનો બહુ થોડો ભાગ જીતનારના હાથમાં આવવા પામ્યો. એ ભાગ બહાદુર પિતરાઈ ભાનુગુપ્તને હવાલે કરી ગુપ્ત મંડળેશ્વર પાટલિપુત્ર પાછો ફર્યો. આ લડાઈથી એક બીજાનું બલાબલ બેઉ પક્ષના જાણવામાં આવી ગયું; જેના પરિણામે સ્થાણ્વીશ્વર, કાન્યકુબ્જ વગેરે સીમાડાનાં માંડલિક રાજ્યો શાહના મરણ પર્યંત જરા જંપવા પામ્યાં.

તોરમાણ પછી તેનો દીકરો મિહિરકોલ એની સત્તાનો તેમ જ સાહસિકતાનો વારસ થયો. તે ક્રૂરતા તથા ધર્માંધતામાં પિતાથી ચડિયાતો નીવડ્યો. તેણે ઉત્તર હદ ઉપરના કાશ્મીર દેશ પર ચડાઈ કરી અને તેના રાજાને નમ્યૂં આપવાની ફરજ પાડી ([2]ઇ. સ. ૫૧૭–૨૦), દક્ષિણમાં આવેલો સિંધુદેશ જીતી લીધો[3], અને બે હજાર લડાયક હાથીની તથા અસંખ્ય ઘોડેસ્વારની ફોજથી આસ-પાસના રાજાઓને કચરી નાંખ્યા તથા તેમને નીચોવી લીધા. આ

---

૧ સ્મિથ ઇ. સ. ૫૧૦ ની સાલ આપે છે. પરંતુ ગુપ્ત સંવત્ ૧૯૧ ના એરણના લેખમાં ભાનુગુપ્તને પૂર્વ માલવનો બલવાન રાજા કહ્યો છે અને બીજાની લડાઇ લડતો વર્ણવ્યો છે, તેથી ઇ. સ. ૫૧૦ પહેલાં તોરમાણ શાહ પાસેથી પૂર્વ માલવનો ચોક્કસ ભાગ એના હાથમાં આવ્યો હોવો જોઇયે. આ કારણથી અહીં ઈ. સ. ૫૦૮ ની સાલ આપવામાં આવી છે.

૨ જુઓ Smith's Early History of India.

૩ જુઓ Duff's Chronology of India.

પરચક્રની ઘંટીના ગાળામાં સદ્ભાગ્ય કે નરવર્ધનની ન્હાનકડી ઠકરાત દળાઈ ન ગઈ. મોટાં રાજ્યે વિદેશીની ધૂંસરી ઊઠાવી, ત્યાં સ્થાણ્વીશ્વરનૂં શૂં કહેવૂં? [1]તુષારગિરિની વસમી ખીણોથી હિંદુસ્તાનના નદીમય મેદાન સૂધી અને કાશ્મીરનાં [2]જંગમ હિમક્ષેત્રથી સહ્યાદ્રિ અને સાતપુડાનાં હળીમળી જતાં શિખરો સૂધી હૂણ શાહની હાક વાગી રહી. એના જુલમથી બૌદ્ધોને બહુ બહુ દુઃખો વેઠવાં પડ્યાં. સંઘારામ સૂના પડ્યા; બૌદ્ધ સાધુઓ બારે મહિના રખડતા થયા; સ્તૂપો અપૂજ્ય રહ્યા; અને વસતીવાળા દેશ વેરાન બન્યા[3].

પીલાતા પીડાતા માંડલિકોની પ્રાર્થનાથી અને આત્મરક્ષણની પ્રેરણાથી મગધ મહારાજ્યનો અધિપતિ નરસિંહગુપ્ત બાલાદિત્ય એકવાર ફરીને જાલિમ વિદેશીને શાસન કરવા મેદાન પડ્યો. બાપદાદાની ગાદી પાછી મેળવવા તલપી રહેલો શૂરો રાજા ભાનુગુપ્ત આગેવાન થયો. વલભિપુરનો ધ્રુવસેન, કાન્યકુબ્જનો આદિત્યવર્મા અને સ્થાણ્વીશ્વરનો નરવર્ધન આ મહાવિગ્રહમાં જોડાયા. વૈર અને દેશભક્તિની તીવ્ર લાગણીથી ઉશ્કેરાયલા એ એકત્ર રાષ્ટ્રીય મેળાવા સામે કાલ ટકી શક્યો નહિ. એકસંપી રાજાઓ આગળ વધ્યા, તેમ તે પાછો હઠતો ગયો. [4]દશપુર આગળ છેવટે નરસિંહગુપ્તે તેને પકડી પાડ્યો. ભેટાભેટ થયેલાં સૈન્યો વચ્ચે દારુણ યુદ્ધ થયૂં. એ લડાઈમાં કાલે સખત હાર ખાધી ને તે જીવ લેઈને તેની ઉત્તરની રાજધાની તરફ નાઠો ([5]ઇ. સ. ૫૨૮). ત્યાં તેનો ન્હાનો ભાઈ તેના થકો રાજ્ય કરતો હતો, એણે દુશ્મનના બળથી શેહ ખાઈ મોટા ભાઈને શાકલમાં સંઘર્યો નહિ.

પૂંઠે થયેલો ભાનુગુપ્ત કાલને પગલે પગલે શાકલ આવી પ્હોચ્યો; અને તેણે તે અરણ્યદુર્ગ ઘેરી લીધો. અહીં તેને કાશ્મીર

---

૧ હિંદુકુશ. ૨ Glaciers. ૩ જૂઓ Watters' Yuan Chwang.
૪ યશોધર્માનો જયસ્તંભ દશપુરમાં હોવાથી લડાઈ ત્યાં થઈ ધારી છે.
૫ જૂઓ Smith's Early History of India.

ભણી દુશ્મન નાસી ગયાની ખબર મળી. શિકારનો પીછો લેવો મૂકી દેઈ ભાનુગુપ્ત શાકલની ખંડણી લેઈ પાછો વળ્યો. ઝબરદસ્ત હૂણોની ખુવારી કરવામાં એણે જે આગળ પડતો ભાગ લીધો હતો તેથી એને પૂર્વ માલવનું રાજ્ય પાછું મળ્યું એટલું જ નહિ, પણ મહારાજાધિરાજ નરસિંહગુપ્ત બાલાદિત્યના દરબારમાં એનો લાગવગ વધ્યો. પોતે મેળવેલી ફતેહથી ફૂલાઈ જઈ એણે 'યશોધર્મા' એવું અભિમાનસૂચક બિરુદ[૧] ધારણ કર્યું, અને એ નવા નામથી અતિશયોક્તિ ભરેલી પ્રશસ્તિવાળો કીર્તિસ્તંભ દશપુરમાં ઊભો કર્યો.

---

૧ યશોધર્માનો એ લેખ મંદસોર (દશપુર)માંથી મળી આવ્યો છે. એ ઉત્તર હિંદુસ્તાનનો એક રાજા હતો. પણ તે કિયા દેશનો, એ તેના ઉપલબ્ધ લેખમાંથી નીકળતું નથી. Hoernle એમ માને છે કે યવનચંગ હિંદુસ્તાનમાં પ્રવાસે આવ્યો તે પહેલાં સાઠેક વરસ ઉપર માલવમાં શીલાદિત્ય નામે રાજા રાજ્ય કરી ગયો હોવાનું એની પ્રવાસપત્રીમાં લખ્યું છે, તે જ આ યશોધર્મા. પરંતુ એ શીલાદિત્યનું ઉપનામ તો ધર્માદિત્ય હતું; જુઓ Smith's Early History of India, પૃષ્ઠ ૩૦૬. આથી પૂર્વ માલવના ભાનુગુપ્તને હું યશોધર્મા ધારૂં છું. એને પિતાના પરિભવનું વેર વાળવાનું હતું. મિહિરકોલ એને સોડમાં સાપરૂપ હતો. એ મગધના સમર્થ ગુપ્તકુળની શાખામાં જનમ્યો હતો. યશોધર્માનો સમય ભાનુગુપ્તના સમય સાથે બંધ બેસે છે. મંદસોરના લેખમાંની પ્રશંસાનો પડઘો એરણના ગોપરાજના લેખમાં છે. એને આધારે એકતાની અટકળ કરી છે. यशोधर्मन् વિશેષ નામ છે, એમ ફ્લીટ સાહેબ માને છે. એમના એ મતના સમર્થનમાં તેઓ कृतधर्मन् क्षत्रधर्मन् क्षेनधर्मन् जयधर्मन् વગેરે જેને છેડે धर्म જોવામાં આવે છે એવાં નામો આપે છે. પણ મારૂં એમ સમજવું છે કે यशोधर्मन् માત્ર બિરુદ કિંવા ઉપનામ છે. ઇ. સ. ૫૩૩-૩૪ નો મંદસોરનો અભયદત્તનો લેખ એની ખાતરી આપે છે. એના આરંભમાં વિષ્ણુવર્ધન રાજાનો નિર્દેશ છે. એનું બીજું નામ યશોધર્મા છે. એ રાજાના વંશજો (successors) નો એક સેવક વણિક ષષ્ઠિદત્ત કહ્યો છે. તેનો વરાહદાસ ને તેનો રવિકીર્તિ. એને ભાનુગુપ્તા નામે પત્નીથી ત્રણ પુત્ર થયા:-ભગવદ્દોષ, અભયદત્ત અને કુંભદોષ. અભયદત્ત મહા-

નરસિંહગુપ્ત પછી કુમારગુપ્ત ગાદીએ આવ્યો. મગધ મહા-રાજ્યનો એ છેલ્લો રાજા હતો. એ મોટા રાજ્યનાં મૂળ ખવાઈ ગયાં હતાં; થડ ખોદાઈ ગયૂં હતૂં, અને ડાળાં પાંખડાં ખરી પડયાં હતાં. ડડળી રહેલા ગઢની પેઠે તે આપોઆપ નાશ પામ્યૂં. એના વણછામાં પૂર્વે ઠીંગણાં બાંટવાં રૂપે રહ્યાં હતાં તે વૃક્ષો હવે અવકાશ અને

---

સમર્થ અમાત્ય હતો. એની હકુમત નીચે વિંધ્ય અને પારિયાત્ર વચ્ચેનો બધો એ મુલક હતો. એના મરણ પછી કુંભદોષનો પુત્ર ધર્મદોષ અમાત્ય થયો. તેણે ધણીના હિતમાં તત્પર રહી રાજચિહ્ન ધારણ કર્યાનૂં કહેવાય છે. એનો પુત્ર નિર્દોષ સ્વર્ગવાસી અભયદત્તના આત્માના કલ્યાણ અર્થે ઈ. સ. ૫૩૩–૩૪ માં અભયકૂપ બંધાવે છે. એ લેખનો અનુવાદ આપવામાં ફ્લીટ સાહેબની ત્રણ ચાર બાબતમાં ગેરસમજ થઇ જણાય છે. એઓ યશો-ધર્માને ઉપરી રાજા અને વિષ્ણુવર્ધનને તેનો તાબેદાર માંડલિક માને છે. પરંતુ अथ जयति जनेन्द्रः श्रीयशोधर्मनामा કહી आजौ जितो विजयते जगतीं पुनश्च श्रीविष्णुवर्धननराधिपतिः स एव । એમ અન્વાદેશથી જણાવ્યૂં છે; તેથી વિષ્ણુવર્ધન અને યશોધર્મા ભિન્ન નહિ પણ એક જ વ્યક્તિ છે એ સ્પષ્ટ છે. આગળ જતાં લખ્યૂં છે, કે तस्य प्रभोर्वंशकृतां नृपाणां...भृत्यः...वरीयान् किल षष्टिदत्तः । આનો The servant of the Kings who founded the family of that lord was Shashtidatta એવો અર્થ કરી ફ્લીટ સાહેબે ગોટાળામાં વધારો કર્યો છે. ષષ્ટિદત્ત વિષ્ણુવર્ધનના વંશજોનો (वंशकृतां नृपाणाम्) નોકર હતો; પૂર્વજોનો નહિ. તે વણિક (नैगम) હતો, વેદપાઠી બ્રાહ્મણ ન હતો. તેનો પૌત્ર ભાનુગુપ્તાને પરણ્યો હતો તે પણ વણિક બાઇ હોવી જોઇયે; એને ગુપ્ત વંશની પૂર્વ માલવની શાખાના ભાનુગુપ્તની બહેન માનવાને કંઇ કારણ નથી. રવિકીર્તિના પ્રપૌત્રનૂં નામ દક્ષ નહિ પણ નિર્દોષ આપવૂં જોઇયે. અભયકૂપ આ નિર્દોષે ઈ. સ. ૫૩૩–૩૪ માં બંધાવ્યો. તેના પ્હેલાં પાંચમી પેઢીએ એટલે પોણોસો સો વર્ષ ઉપર ષષ્ટિદત્ત થયો. તેની અને વિષ્ણુવર્ધન યશોધર્માની વચ્ચેના ગાળામાં ઓછામાં ઓછા ત્રણેક રાજાઓ થયા હોવા જોઇયે. તેમનો સમગ્ર રાજ્યકાળ પચાસ સાઠ વરસનો ગણતાં વિષ્ણુવર્ધન યશોધર્માને ઇ. સ. ૪૦૦ ના અરસામાં

પ્રકાશ પામી ગુપ્તમહારાજ્યના ભૂતપૂર્વ વિશાળ ક્ષેત્રમાં જ્યાં ત્યાં માથું ઊંચકવા લાગ્યાં. પંચનદમાં હૂણોનું રાજ્ય જામ્યું. સ્થાણ્વીશ્વર, કાન્યકુબ્જ, પદ્માવતી, પૂર્વ માલવ, અપર માલવ ને લાટ પણ સ્વતંત્ર થયાં. સિંધુદેશ ને સૌરાષ્ટ્ર પ્હેલાના છૂટા પડયા હતા. પૂર્વ ભારતમાં ગુપ્તોની એક અવાંતર શાખા પ્રગટી હતી. આગળ વધતાં અંગ, વંગ ને કામરૂપમાં પણ સ્વતંત્ર રાજાઓ રાજ્ય કરતા હતા.

આ મહત્ત્વના ફેરફારથી ભરતખંડના રાજારાણાઓનો નામનો એ આગેવાન ન રહ્યો અને રાષ્ટ્રીય એકસંપ પરવાર્યો. એને લીધે સ્થાણ્વીશ્વર અને કાન્યકુબ્જને વિદેશી પાડોશીઓ સાથે એકલાં લડવું પડયું. આત્મ-રક્ષણની આ લડાઇમાં પ્રથમ કાન્યકુબ્જ આગળ પડયું, અને સ્થાણ્વીશ્વર તેની પાંખમાં રહી લડયું. તે કાળે મૌખર કિંવા મૌખરિ વંશનો ઈશાનવર્મા કાન્યકુબ્જની ગાદીએ હતો. તેણે[1] અયોધ્યા પર્યંત દેશ જીતી લેઈ કાન્યકુબ્જના ન્હાના રાજ્યને પ્રથમ પંક્તિમાં આણ્યૂં હતૂં અને 'મહારાજાધિરાજ' પદવી[2] ધારણ

મૂકવો પડે છે. નરસિંહગુપ્ત બાલાદિત્યના વખતનો યશોધર્મા ત્યારપછી સવાસો વરસે થયો છે. અર્થાત્ બે યશોધર્મા એક હોઇ શકે નહિ. મિહિરકોલને હરાવનાર યશોધર્મા પાટલિપુત્રના ગુપ્ત મહામંડલેશ્વરોને ગુપ્તોના નાથ એટલે કે ગુપ્તકુળની જુદી જુદી શાખાઓના મુરબ્બી કહે છે. તેથી તે પોતે ગુપ્તકુળની અવાંતર શાખાનો છે એમ સમજિયે, તો ખોટૂં ન કહેવાય. મંદસોર તરફની એ ગુપ્તશાખા તે પૂર્વ માલવની જ; અને પૂર્વ માલવનો એ સમયનો શૂરો રાજા તે ભાનુગુપ્ત. આ રીતે ભાનુગુપ્તે જ યશોધર્મા ઉપનામથી જયસ્તંભ કરાવેલો હું માનૂં છું.

૧ અયોધ્યા પ્રાંતના ફૈઝાબાદ જિલ્લાના ભિટૌરા ગામમાં બીજા સિક્કાઓ ભેગા ઇશાનવર્માના નવ રૂપાના સિક્કા મળી આવ્યા છે. તે ઉપરથી એનૂં રાજ્ય તે પ્રાંત પર્યંત પસર્યૂં હતૂં એવૂં અનુમાન કર્યૂં છે; જૂઓ. J. R. A. S., 1906, pp. 843–850, અને J. B. B. R. A. S. XXIV, 2, Harsha and his times. ૨ જૂઓ Corp. Ins. Vol. III, p. 214, Asirgadh Seal Inscripition.

કરી હતી. પૂર્વ તરફની અવાંતર ગુપ્ત શાખાના પ્રથમ પુરુષ કુમારગુપ્ત સાથે પણ તે લડાઈમાં ઊતર્યો હતો.[૧] તેણે અને સ્થાણ્વીશ્વરના રાજ્યવર્ધને હૂણોને હરાવ્યા.[૨]

ઈશાનવર્માનો પુત્ર શર્વવર્મા પિતા કરતાં પણ અધિક કીર્તિમાન થયો. એ બળવાન અને પરાક્રમી રાજા હતો. એણે બંગાળના શાહાબાદ જિલ્લા સુધી મુલક સર કરી રાજ્યમાં નવો વધારો કર્યો.[૩] પૂર્વ ગુપ્તશાખાનો દામોદરગુપ્ત એની સાથે અથડાટમાં આવી માર્યો ગયો.[૪] શૂરા શર્વવર્માએ હૂણો સામે લડત જારી રાખી અને રાજ્યવર્ધનનો પુત્ર આદિત્યવર્ધન તેમાં સામેલ રહ્યો. મદોન્મત્ત હાથીઓની સેનામાં ભંગાણ પાડી તેમણે અનેક સંગ્રામોમાં હૂણોને હરાવ્યા.[૫] સ્થાણ્વીશ્વરની રાજકન્યાના અને કાન્યકુબ્જના યુવરાજના પાણિગ્રહણથી બે રાજ્યો વચ્ચેની જૂની મૈત્રી કુંદનના રેણે રેવાઈ.[૭]

આદિત્યવર્ધન પછી તેનો પુત્ર પ્રભાકરવર્ધન[૬] સ્થાણ્વીશ્વરનો રાજા થયો. તેને રાજ્યારૂઢ થતાં જ વિદેશીઓ સાથે ભયંકર વિગ્રહમાં ગૂંથાવું પડ્યું. આ વિદેશીઓ તે બાલ્હીક[બલ્ખ]થી ઊતરી આવેલા હૂણો અને એમના સંબંધી ગુર્જરો હતા. વક્ષૂ (oxus) નદી ઉપરનું પુરાણું ઉત્તર હૂણરાજ્ય ઈ. સ. ૫૬૫ માં ઈરાનના બાદશાહ ખુશરૂ અનોશિરવાનની સહાયતાથી તુર્કોએ તારાજ કર્યું, તેથી હૂણો અને ગુર્જરોનાં ધાડાં તીડોનાં ટોળાં સરખાં ભરતખંડના ફળદ્રૂપ

---

૧ જૂઓ Corp. Ins. Vol III, p. 203, Aphsad Inscription. ૨ જૂઓ J. B. B. R. A. S. XXIV, 2, Harsha and his times. ૩ જૂઓ J. R. A. S., 1906, pp. 843–850. ૪ જૂઓ Corp. Ins. Vol. III, p. 203, Aphsad Inscription. ૫ જૂઓ J. B. B. R. A. S. XXIV, 2 Harsa and his times. ૬ હર્ષનાં દાનપત્રોમાં પ્રભાકરવર્ધનની માનું નામ મહાસેનગુપ્તા આપ્યું છે. તેને વિદ્વાનો પૂર્વ ગુપ્તશાખાના મહાસેનગુપ્તની બહેન ઠરાવે છે. એ સ્વતંત્ર પુરાવાથી સાબીત થયું નથી, તેથી મૂકી દીધું છે.

પ્રદેશ તરફ ફંટાયાં હતાં. પશ્ચિમ રાજસ્થાન અને પૂર્વ ગૂજરાત તેમણે કબજે કર્યાં હતાં. મરુભૂમિ, અપર માલવ અને લાટમાં ગુર્જરોએ સત્તા જમાવી હતી. પંચનદ અને ગાંધારમાં હૂણુની આણદાણ ફરતી હતી. એ હૂણોનો સમુદ્ર પ્રલયકાળના વેગથી વધવાનું અને સર્વને ગળી જવાનું કરવા લાગ્યો. તેનું બળ તોડવાને પ્રભાકરવર્ધન આગેવાની કરી અભેદ્ય જંગમ ખડક તુલ્ય મેદાન પડયો. આદિત્યવર્ધનના સમયમાં હૂણો સામેના વિગ્રહમાં જેણે પૂર્વે બહાદુરી બતાવી હતી તે સિંહનાદ એનો સેનાપતિ હતો. આ વખતે પાંચાલના સિંહાસને એની ફોઈનો દીકરો અવન્તિવર્મા હતો. તે પોતાના સમગ્ર સૈન્ય સાથે ભાઈને સત્વર[1] આવી મળ્યો. એમનો જબરો મારો ન ખમી પંચનદના હૂણો હરિણની પેઠે નાઠા. તેઓ શમી પીલુ અને કેરના દુર્ગમ જંગલમાં આવેલા [2]શાકલના કિલ્લામાં ભરાયા. પરંતુ કાંટા-વાળા અરણ્યની આડ કુરુક્ષેત્ર અને પાંચાલના શૂરા સુભટોને અટકાવી શકી નહિ; તેમ જ શાકલનું બચાવકામ હૂણોનું રક્ષણ

---

૧ **मुद्राराक्षस**ના સમાપ્તિશ્લોકમાં અવન્તિવર્માએ હૂણોનું કાસળ કાઢવાનું લખ્યું છે; અને **हर्षचरित**માં પ્રભાકરવર્ધનને હૂણહરિણકેસરી કહ્યો છે. તે ઉપરથી એમ સંભવે છે, કે બંનેએ મળીને દક્ષિણ હૂણરાજ્ય ઊંધું વાળ્યું. એ બેઉ એક વખતે થયા હતા; સાખપડોશી હતા; સગા હતા; અને એકસરખી રીતે હૂણોની બળજોરીના જોખમમાં હતા; તેથી આમ માનવાને કારણ મળે છે. આને મળતો દાખલો નરસિંહગુપ્ત અને યશોધર્મીનો છે. મિહિરકોલને હરાવવાનું માન યવનચંગ નરસિંહગુપ્ત બાલાદિત્યને આપે છે. મંદસોરના જયસ્તંભના લેખમાં યશોધર્માએ માનનો દાવો કરે છે. તે ઉપરથી બેએ મળીને હૂણ શાહને હરાવ્યો હશે, એવો નિર્ણય ઐતિહાસકો બાંધે છે.

૨ **महाभारत** માં કહેલા મદ્ર દેશની રાજધાની જે शाकल, તે શહેર હાલના શિયાલકોટ પાસે આવ્યું હતું. અયક નામે ન્હાની નદી જે ઇશાન દિશામાં જમ્મુના ડુંગરોમાંથી નીકળી શિયાલકોટ પાસે થઈ આગળ જતાં બિયાસને મળે છે, તે **महाभारत** ની **अपगा** નદી સમજવી.

પણ કરી શક્યું નહિ. ભરતવાસીઓના પર્વતતોડ ધસારા સામે ટક્કર લેવા અસમર્થ હૂણો દોદશ જેમ નસાય તેમ નાઠા. પ્રભાકરવર્ધન અને અવંતિવર્માએ ગદ સર કરી જુલમી લૂંટારાઓનું એ આશ્રયસ્થાન ઉદ્દસ્ત કર્યું.

લગભગ પા સદી પછી ભરતખંડના જૂના કટ્ટા દુશ્મન હૂણ પાછા ત્રાસ આપવા લાગ્યા. બ્રહ્મવનઘાટના મસાણમાંથી જાગેલું એ ભૂતાવળ [1]કપિશ, [2]ગાંધાર, [3]ટક્ક વગેરે ધૂણાવવા લાગ્યું. તેના સામે મહારાજા પ્રભાકરવર્ધને શરા કુમાર રાજ્યવર્ધનને મોટી ફોજ અને અનેક સામંતો સાથે મોકલ્યો. તેણે જાલંધર અને કાશ્મીરનાં ખંડિયાં રાજ્યોમાં થઇ વરાહમૂળને રસ્તે થઈ [4]સુવાસ્તુનો મહાવનપર્વત ઝપાટાબંધ પસાર કર્યો. અહીં વળાવવા આવેલા ન્હાના ભાઈ હર્ષવર્ધનને પરાણે રોકી મોટો ભાઈ [5]તુષાર-

૧ કાફરિસ્તાન. ૨ પેશાવરની આસપાસનો મુલક. ૩ પંજાબ. ૪. સ્વાટ. ૫. રાજ્યવર્ધન તુષારગિરિ ઓળંગી ઉત્તર તરફ હૂણોને જીતવા ગયાનું हर्षचरितમાં લખ્યું છે. સામાન્ય રીતે तुषारगिरि શબ્દથી હિમાલયની હાર સમજાય છે. પરંતુ हर्षचरितમાં तुषारगिरिનો અને હિમાલયનો ગર્ભિત વિવેક કર્યો છે. हसीय एवान्तरं तुषारगिरिगन्धमादनयोरुत्साहिनः, किष्कुस्तुरुष्कविषयः, प्रादेशः पारसीकदेशः, शशपदं शकस्थानम् । 'વીર પુરુષને તુષારગિરિ અને ગંધમાદનનું અંતર સ્વલ્પમાત્ર છે', એટલે કે સામાન્ય માણસને મન તે અંતર ઘણું મોટું છે. આવી રીતે ગંધમાદન પર્વત જાણીતો છે. બાણભટ્ટની कादम्बरीમાં તારાપીડના રાજ્યના વિસ્તારની ચારે દિશામાં મર્યાદા બતાવી છે, ત્યાં ઉત્તરની હદ ગંધમાદનથી આંકી છે અને તેને બદરિકાશ્રમ વડે રમણીય બનેલો કહ્યો છે; જૂઓ कादं. । पृ. ५५ । पं. १–४ । नरनारायणचरणमुद्राङ्कितबदरिकाश्रमरमणीयात् कुबेरपुरसुन्दरीभूषणरवमुखरितशिखरात् सप्तर्षिसंध्योपासनापूतप्रस्रवणाम्भसो वृकोदरोद्दलितसौगन्धिकषण्डसुगन्धिमण्डलादागन्धमादनात् । આથી હિમાલયની હારનો કેદારનાથ આગળનો ભાગ તે જ ગંદમાદન પર્વત ઠરે છે. એની અને હિમાલયની વચ્ચેનું છેટું કહેવું, તે

ગિરિની પ્રચંડ હાર ઓળંગી ઉત્તર તરફ દુશ્મન સામે ધસ્યો. સવારી બહુ વસમી અને જોખમ ભરેલી હતી. ઊંચા ઊંચા ખડક અને ઊંડી ઊંડી ખોથી કુદરતી રીતે જ બ્રહ્મવનદેશ દુર્ગમ હતો. એ પહાડી મુલકમાં બારે માસ વરસાદ, બરફ અને પવનનાં ભારે તોફાન થતાં અને રસ્તા બંધ થઈ જતા. ભર ઉન્હાળાની મોસમમાં પણ કડકડતી ટાઢ પડતી હતી. બામિયન શહેર ડુંગર ઉપર વસ્યૂં હતૂં. લોક ગુફાઓમાં ઘર કરીને રહેતા હતા. ખીણમાં સુખાબ નદીનાં મૂળનો એક ફાંટો ખળભળાટ કરતો વહેતો હતો.[1] એ ખીણ સમુદ્રની સપાટીથી ૮૫૦૦ ફુટ ઊંચી હતી. એમાંના ડુંગરો અઢીથી સાડાત્રણ હજાર ફુટ ઊભા વધેલા હતા. એવા અગમ્ય પ્રદેશમાં લૂંટારૂઓ ઉત્તર ને દક્ષિણ રાજ્ય તૂટયા પછી એમનો મધપૂડો બાંધી નિશ્ચિતપણે વસતા હતા. તેમને

---

તો શરીર અને તેના એકાદ અવયવ વચ્ચેનૂં છેટૂં કહેવા બરાબર છે. અર્થાત્ ઉપરના ह. च.ના ઊતારામાં તુષારગિરિ તે હિમાલય નહિ, પણ બીજો કોઈ પર્વત હોવો જોઇયે. હવે યવનચંગના પ્રવાસની હકીકત ઉપરથી જાણિયે છિયે, કે હાલનો હિંદુકુશ પર્વત એ પ્રવાસીના સમયમાં તુષારગિરિ કહેવાતો હતો; જૂઓ Watters' Yuan Chwang. આ પ્રદેશમાં વિહાર કરનારા બૌદ્ધ સાધુઓ એનો તુષારગિરિના નામથી નિર્દેશ કરે છે. આથી હૂં એવા નિશ્ચય ઉપર આવૂં છૂં, કે હિંદુકુશની પેલી પાર બામિયનના હૂણો ઉપર જ રાજ્યવર્ધન સવારી લેઈ ગયો હોવો જોઇયે. ઉપરના ઊતારામાં જે જે મુલકો ગણાવ્યા છે, તે હિંદુકુશની પારના છે. એમને હિમાલય સાથે કંઇ પણ સંબંધ નથી કે જેથી તુષારગિરિ શબ્દે હિમાલય લેઇ શકાય. વળી હૂણોનાં ત્રણ રાજ્ય પૈકી ઉત્તરનૂં ઈ. સ. ૫૬૫ માં અને દક્ષિણનૂં ઇ. સ. ૫૮૦ માં નાશ પામ્યૂં હતૂં. તે પછી હયાતી ધરાવનારૂં એકલૂં મધ્ય હૂણ-રાજ્ય જ હતૂં. આથી રાજ્યવર્ધનની ચડાઇ તેના જ ઉપર હોવી જોઇયે; અને એ રાજ્ય હિંદુકુશની પેલી પારના ડૂંગરી મૂલકનૂં, જેનૂં મુખ્ય શહેર બામિયન હતૂં. એ હકીકત પણ ઉપલા નિશ્ચયનૂં સમર્થન કરે છે.

૧ જૂઓ Watters' Yuan Chwang.

સ્વપ્નમાં એ ખ્યાલ ન હતો કે તેમનો દામ કેડવા કપિશનો વિકટ ડૂંગરી મુલક વીંધી રાજ્યવર્ધન ધસ્યો આવે છે. એના અણધાર્યા હુમલાથી હૂણો ગભરાઈ ગયા. નાકાં ને મોરચાઓ દુશ્મનના હાથમાં હોવાથી નાસવા જતાં તેઓ ઊલટા અખડાઈ પડયા ને કપાઈ મુઆ. રોષે ચડેલા યુવરાજે હૂણોનો ખોડો કાઢી નાંખ્યો. એ રીતે મધ્ય હૂણરાજ્યનો અંત આવ્યો (ઈ. સ. ૬૦૬)[૧].

---

૧ હર્ષનાં દાનપત્રોમાં उत्खाय द्विषतो विजित्य वसुधां कृत्वा प्रजानां प्रियम् એ જે પંક્તિ છે, તે આ પરાક્રમને અનુલક્ષીને હોય એમ લાગે છે. વળી હર્ષ જેવો સ્થાણ્વીશ્વર આવે છે, તેવો જ મોટા ભાઇને સાંઢણી પર ખેપિયા દ્વારા પિતાની ભયંકર માંદગીના સમાચાર મોકલાવે છે. તે મળ્યાથી રાજ્યવર્ધન એકદમ નીકળે છે; તે પિતાની પાક્ષિક ક્રિયા પછી સ્થાણ્વીશ્વર આવી પ્હોંચે છે. અહીં તેને બનેવીના ખૂનની ખબર મળે છે. એટલે તે શત્રુ ઉપર ચડી જાય છે. યુદ્ધમાં માલવરાજ માર્યો જાય છે ને રાજ્યવર્ધનની જીત થાય છે. તે વખતે શશાંક દગો રમી તેનું ખૂન કરે છે. મોટા ભાઇના મરણથી હર્ષ સ્થાણ્વીશ્વરની ગાદીએ આવે છે. આ બનાવો જે ઝડપથી બને છે, તે ધ્યાનમાં લેતાં તેમને માટે આશરે એક મહિનાનો ગાળો બસ જણાય છે. હર્ષના રાજ્યનો આરંભ પુરાવૃત્તવિદ ઈ. સ. ૬૦૬ ના ઑક્ટોબરમાં મૂકે છે; જૂઓ Ind. Ant. XXVI, 32, અને Duff's Chro. Ind. એ હિસાબે હૂણો ઉપર રાજ્યવર્ધનની સવારી ઇ. સ. ૬૦૬ ના બીજા ચરણમાં થવી જોઇયે. સ્મિથ અને ડફ તેની સાલ ઈ. સ. ૬૦૫ આપે છે, તે બરાબર નથી.

## પરિશિષ્ટ

## ચાન્દ્રદર્શનની સાલવારી

કનિષ્કના ઉત્તરાધિકારી અભિમન્યુના સમયમાં વ્યાકરણ-સંપ્રદાય આર્યાવર્તમાં ઉચ્છિન્ન થયો હતો. એ શાસ્ત્ર દ્રવિડ દેશમાં સજીવન રહ્યું હતું. ત્યાં જઈ તે શીખી લાવવા અભિમન્યુએ કાશ્મીરથી એક યુવકને મોકલ્યો. એ યુવકનું નામ चन्द्रगोमिन्. જૂઓ નીચેનો શ્લોકઃ—

**चन्द्राचार्यादिभिर्लब्ध्वादेशं तस्मात् तदागमम् ।**
**प्रवर्तितं महाभाष्यं स्वं च व्याकरणं कृतम् ॥ रा. त. ॥ १ ॥**

તે ત્રિકૂટાંતર્ગત ત્રિલિંગના એકદેશભૂત પાર્વતીય પ્રદેશથી **ग्रंथस्थ महाभाष्य** લઈ આવે છે. યૂરોપના વિદ્વાનો પાર્વતીય પ્રદેશને નેપાળ સમજે છે; તે તેમની ભૂલ છે. वाक्यपदीयના બીજા કાંડને અંતે પુણ્યરાજકૃત સંગ્રહશ્લોકમાં મહાભાષ્ય ક્યાંથી મળ્યું એ સ્પષ્ટ કહેલું છે. મહાભાષ્યનો ગ્રંથ સામાન્ય વિદ્યાર્થીને ઘણો મોટો પડયો. આથી ચન્દ્રગોમીએ એક ન્હાનું સરખું સમજી શકાય એવું વ્યાકરણ રચ્યૂં, જેને चान्द्रदर्शन અથવા चान्द्रव्याकरण કહે છે. એનો મંગલ શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**सिद्धं प्रणम्य सर्वज्ञं सर्वीयं[1] जगतो गुरुम् ।**
**लघु विस्पष्टसंपूर्णमुच्यते शब्दलक्षणम् ॥**

યૂરોપીય વિદ્વાનો આ શ્લોક બુદ્ધ પરત્વે લખેલો છે એમ માને છે; અને તેને આધારે चन्द्रगोमिन्‌ને બૌદ્ધ કહે છે. પરંતુ શ્લોક જેટલે દરજ્જે બુદ્ધને તેટલે જ દરજ્જે શિવને લાગુ પડે છે. એ સંશયાત્મક સ્થિતિમાં पित् चित् जित् વગેરે પ્રત્યાહાર આપણી મદદે

---

१ **सर्वीयं सर्वहिते रतम् ।** જૂઓઃ **पा. व्या. ५-१-१०, सर्वपुरुषाभ्यां णढञौ ।**

આવે છે, તે વૈદિકી સ્વરપ્રક્રિયાને ઉપયોગી હોઈ સૂત્રકાર વૈદિક હોવાનો બોધ કરે છે. આથી તારા અને જિનનાં સાધક **तारेरम् ।** અને **जेर्नुक्** સૂત્રો હું ક્ષેપક ગણું છું. કદાચ ચન્દ્રગોમીના શિષ્ય વસુરાત વૃત્તિકારે તે ઉમેર્યાં હોય. चा. व्या. ॥ ६ ॥ ३ १५ ॥ ઉપર વૃત્તિમાં—

**रुद्रो विश्वंभरो देवो युष्माकं[1] कुलदेवता ।**
**माराजिद् भगवान् बुद्धो अस्माकं कुलनन्दनः ॥**

એ શ્લોક છે. તે ઉપરથી વૃત્તિકાર બૌદ્ધ છે એ સ્પષ્ટ છે. વળી वा । प । २ । ४९० । **अभ्यस्य स्वं च दर्शनम् ।** એમ છે તે ઉપરથી સમજાય છે કે ચંદ્રગોમીના શિષ્ય વસુરાતે જ એની પાસે ચાંદ્ર વ્યાકરણ શીખી લઈ તેના ઉપર વૃત્તિ લખી. વૃત્તિકાર વસુરાતે ચોથા શતકના પહેલા ચરણમાં વૃત્તિ લખી હશે. વસુરાતને વસુબંધુ સાથે વાદવિવાદ થયો હતો. એ ઉપરથી **चान्द्रवृत्ति** ક્યારે લખાઈ તે નક્કી કરી શકાય છે. એ વાદ ચોથા શતકના પહેલા ચરણને અંતે સંભવે છે. વસુબંધુ ૮૦ વરસ જીવ્યો હતો અને તેને ઈ. સ. ૩૨૦ કે ૩૧૫ માં વસુરાત સાથે વાદવિવાદ થયો હતો. ભર્તૃહરિ વસુરાતનો શિષ્ય હતો. તેણે **महाभाष्यदीपिका** અને **वाक्यपदीय** લખ્યાં હતાં. ઉત્તર કૃતિ ઉપરથી ભર્તૃહરિ વૈદિક ઠરે છે. એવું કહેવામાં આવ્યું છે કે, ભર્તૃહરિ ત્રણ વખત બૌદ્ધ સાધુ થઈને ત્રણ વખત સંસારમાં ગયો હતો. એ વસુરાતનો શિષ્ય અને **वाक्यपदीय** રચનાર ભર્તૃહરિ નહિ, પણ બીજો કોઈ તેનો નામરાશિ બૌદ્ધ હોવો જોઇયે. ચીનાઈ પ્રવાસી ઈત્સિંગે એ સંબંધમાં લખેલી હકીકત બરાબર નથી. તે તો ભર્તૃહરિને ૬૫૦ માં મરી ગયેલો કહે છે, જ્યારે **वाक्यपदीय** ચોથા સૈકાના મધ્યમાં લખાયલું છે. આમ શતકોનો ફરક જોતાં બે ભર્તૃહરિ જુદા

[1] તમારો એટલે ચંદ્રાચાર્યનો.

માનવા પડે છે. કાશિકાકાર, વાક્યપદીયકાર પછી થયેલો છે. काशिका ૫।૩।૮૮ામાં वाक्यपदीयનું નામ આવે છે. काशिकाમાં વૃત્તિકારના શ્લોકનું અનુકરણ છે. એનું પૂર્વાર્ધ रुद्रो विश्वंभरो देवो युष्माकं कुलदेवता ॥ ને ઉત્તરાર્ધ स एव नाथो भगवानस्माकं शत्रुमर्दनः ॥ એ પ્રમાણે વિસંધિત્વથી મુક્ત છે. કાશિકાકાર શૈવ જણાય છે. કાશિકાકાર તે ગુરુ અને ન્યાસકાર તે શિષ્ય, એવો મેળ हर्षचरितમાંના कृतगुरुपदन्यासाः એ વચન ઉપરથી હું બેસાડું છું. न्यास પછી માઘનું शिशुपालवध અને हर्षचरित લખાયાં છે. બન્ને ગ્રંથમાં न्यासने સ્મરેલો છે. જૂઓ शि. व । २ ।

अनुत्सूत्रपदन्यासा[4][5] सद्वृत्तिः[3] सन्निबन्धना[6] ।

शब्दविद्येव नो भाति राजनीतिरपस्पशा[2] ॥

અને ह. च. ।

बाणस्य चत्वारः पितृव्यपुत्रा भ्रातरः प्रसन्नवृत्तयो[3] गृहीतवाक्याः[4] कृतगुरुपदन्यासा[5] न्यायवादिनः[2] सुकृतसंग्रहा[6]-भ्यासगुरवो लब्धसाधुशब्दा लोक इव व्याकरणेऽपि ॥

પહેલા ઊતારામાં ટીકાકાર મલ્લિનાથ सन्निबन्धन શબ્દનો અર્થ महाभाष्य કરે છે, તે ભૂલ છે. महाभाष्य તો पस्पशाથી લક્ષિત જ છે. હું તો निबन्धन પદ વ્યાડિના संग्रह માટે વાપરેલું સમજું છું. બીજા ઊતારામાં न्याय શબ્દ महाभाष्यનો સૂચક છે. वा. प. । २ । ४८૫ । માં महाभाष्यને सर्वेषां न्यायबीजनां......निबन्धने । કહેલ છે તે મારા તર્કને પુષ્ટિ આપે છે. शि. व. મા पद શબ્દે અને ह. च. માં वाक्य શબ્દે वाक्यपदीयના पदकाण्ड અને वाक्यकाण्ड અભિપ્રેત છે. વળી માઘ વિશે अमरुशतकની પ્રસ્તાવનામાં મેં કહ્યું છે, કે તે કવિ વગર આશ્રયે ઇ. સ. ૬૨૭માં મરણ પામ્યો હતો. शिशुपालवध એની કૃતિ છે, તે ઈ. સ. ૬૨૫ માં રચાયું હતું.

બાણનું हर्षचरित ઇ. સ. ૫૩૩ ના અરસામાં રચાયું હોય એવી મારી માન્યતા છે; જૂઓ 'પ્રિયદર્શના'ના આરંભનો લેખ.

આટલું જણાવ્યા પછી હું નીચેની આનુપૂર્વી બાંધું છું:—

| | |
|---|---|
| चान्द्र व्याकरण | |
| વસુરાતની वृत्ति | ચોથા શતકનું પહેલું ચરણ |
| वाक्यपदीय | ,, ,, બીજું ,, |
| काशिका[1] | પાંચમા શતકના છેવટમાં (?) |
| न्यास | છઠ્ઠા ,, આરંભમાં (?) |
| शिशुपालवध | સાતમા શતકનું પહેલું ચરણ |
| हर्षचरित | ,, બીજું ,, |

આ આનુપૂર્વી વિચારતાં चान्द्रवृत्तिનું अजयद् गुप्तो हूणान् વાક્ય પ્રથમ ચન્દ્રગુપ્તને લાગૂ પડે છે. હૂણો ઉપર કુમારગુપ્તનો વિજય ઈ. સ. ૪૫૦–૫૫ માં, સ્કંદગુપ્તનો ઈ. સ. ૪૫૫ માં, અને નરસિંહગુપ્તનો ઇ. સ. ૫૨૯–૩૦ માં થયો હતો; તેને એ લાગૂ પાડી શકાતું નથી.

---

૧ દિઙ્ગનાગના प्रमाणसमुच्चयનો पा. व्या. ૩–૩–૪૨ ઉપરની काशिकाમાં ઉલ્લેખ છે. તેથી काशिका ચોથું શતક અધવાયાં પછી રચાઈ હશે.

# અનુપૂર્તિ

वाक्यपदीयના બીજા કાંડના નીચેના શ્લોક પ્રસ્તુત ચર્ચામાં ઉપયોગી હોવાથી અહીં સંગ્રહ્યા છે.

प्रायेण संक्षेपरुचीनल्पविद्यापरिग्रहान् ।
संप्राप्य वैयाकरणान् संग्रहेऽस्तमुपागते ॥४८४॥

कृतेऽथ पतञ्जलिना गुरुणा तीर्थदर्शिना[1] ।
सर्वेषां न्यायबीजानां महाभाष्ये निबन्धने ॥४८५॥

अलब्धगाधे गाम्भीर्यादुत्तान इव सौष्ठवात् ।
तस्मिन्नकृतबुद्धीनां नैवावास्थित निश्चयः ॥४८६॥

वैजिसौभवहर्यक्षैः [2]शुष्कतर्कानुसारिभिः ।
आर्षे विप्लाविते ग्रन्थे संग्रहप्रतिकञ्चुके ॥४८७॥

यः पतञ्जलिशिष्येभ्यो भ्रष्टो व्याकरणागमः ।
काले स दाक्षिणात्येषु ग्रन्थमात्रे व्यवस्थितः ॥४८८॥

[3]पर्वतादागमं लब्ध्वा भाष्यबीजानुसारिभिः ।
स नीतो बहुशाखत्वं चन्द्राचार्यादिभिः पुनः ॥४८९॥

न्यायप्रस्थानमार्गांस्तानभ्यस्य स्वं[4] च दर्शनम् ।
प्रणीतो गुरुणास्माकमयमागमसंगमः[5] ॥४९०॥

वर्त्मनामत्र केषांचिद् वस्तुमात्रमुदाहृतम् ।
काण्डे तृतीये न्यक्षेण भविष्यति विचारणा ॥४९१॥

---

१ तीर्थान्यागमविशेषाः । ટીકા. २ જુઓ નીચે ૪૯૨ મો શ્લોક. ३ पर्वतात् त्रिकूटैकदेशवर्तित्रिलिङ्गैकदेशात् । ટીકા. ४ પાણિનીય. ५ संग्रहः હોઇ શકે.

प्रज्ञा विवेकं लभते भिन्नैरागमदर्शनैः ।
कियद्वा शक्यमुन्नेतुं स्वतर्कमनुधावता ॥४९२॥

तत्तदुत्प्रेक्षमाणानां पुराणैरागमैर्विना ।
अनुपासितवृद्धानां विद्या नातिप्रसीदति ॥४९३॥

એ ઉપર ટીકાકાર પુણ્યરાજના मेयसमुच्चयમાંના નીચેના શ્લોક સારો પ્રકાશ પાડે છે.

अवतारोऽपि भाष्यस्य संग्रहेऽस्तमुपागते ।
निबन्धहेतौ शास्त्रस्य टीकाकारेण कीर्तितः ॥५१॥

संग्रहार्थाद्यनुगुणरूपत्वं चोपपादितम् ।
विप्लावनमथैतस्य संग्रहप्रतिपक्षतः ॥५२॥

कृतमाचार्यदेवज्ञैरावेशाविवशैस्ततः ।
भ्रष्टस्याम्नायसारस्य वैयाकरणगामिनः ॥५३॥

मूलभूतमथावाप्य पर्वतादागमं स्वयम् ।
आचार्यवसुरातेन न्यायमार्गान् विचिन्त्य च ॥५४॥

प्रणीतो विधिवच्चायं मम व्याकरणागमः ।
मयापि गुरुनिर्दिष्टाद् भाष्याद्न्यायाविलुप्तये ॥५५॥

काण्डत्रयक्रमेणायं निबन्धः परिकीर्तितः ।
ग्रन्थकारेण ग्रन्थेऽस्मिन् स्फुटो गुर्वागमः कृतः ॥५६॥

इत्येवं वाक्यकाण्डस्य प्रमेयविषया स्फुटम् ।
संगतिः कीर्तिता लघ्वी समासेन निराकुला ॥५७॥

वाक्यपदीयના ब्रह्मकाण्डનો આરંભ વેદના મુખ્ય અંગ તરીકે વ્યાકરણના નિરૂપણથી થાય છે. વિશેષમાં વેદને બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય કહેલ છે. આથી ભર્તૃહરિ બૌદ્ધ નહિ પણ વૈદિક હોવો જોઈએ.

શૂદ્રકના पद्मप्राभृतમાં પાણિનીય વૈયાકરણ કાતન્ત્રિકને संघात-बलिन् અને वैयाकरणपारशव કહે છે. એના સમયમાં પાણિનીય અને કાતન્ત્રિકને અતિતીક્ષ્ણ વાદવિવાદ થતા હશે એમ एषोऽस्मि वलि-भुग्भिरिव संघातबलिभिः कातन्त्रिकैरवस्कन्दितः । એ વાક્ય ઉપરથી સમજાય છે. શૂદ્રકના સમય પહેલાં कातन्त्रिक પ્રસ્થાન સંપૂર્ણ વિકાસ પામ્યું લાગે છે અને એનો પ્રચાર પણ બહોળો થયેલો જણાય છે.

'Dr. Shama Shastry...considers it ( कातन्त्र ) must have been written during the close of the Andhras in the 3rd century. A. D.' (Mythic Journal, Jan. 1928). कातन्त्र શર્વવર્માની કૃતિ છે.

૧૯૨૧ ] [ છપાયું: સ્વતંત્ર પુસ્તિકારૂપે, ૧૯૨૧

# નાટકની પ્રાચીનતાનું દિગ્દર્શન[1]

આજનો ઉત્સવ નટસંમેલનનો છે. એ સમારંભમાં, જે વ્યક્તિ નટે નથી ને નાટકકારે નથી તેને આગળ ધરી પ્રવર્તક મંડળે મુશ્કેલી ઊભી કરી છે. નથી તેનામાં અપૂર્વ પ્રતિભા કે તેના બળે રસિકમંડળને આનંદ ઉપજાવે. નથી અભિનયકળાનૂં આકર્ષણ કે તે વડે પણ એ રંજિત કરે. વિખ્યાત નટોની કળાના પ્રદર્શનને પડછે અભિનયના અજાણ પુરુષનૂં વિવેચન કેવૂં? સાહિત્યની પરિભાષામાં બોલૂં, તો નાટકના પડછે પૂર્વરંગના જેવૂં. અરે નહિ નહિ, રસમય અંકના પડછે સૂચ્ય વસ્તુ સૂચવી જતા વિષ્કંભકના જેવૂં, અથવા તો અનેક અંકની વચ્ચે પ્રવેશકના જેવૂં જ કહેવાય. ત્યારે તો વિશ્વવિખ્યાત કાલિદાસના અને મહાકવિ ભાસના પ્રત્યેના માનને લીધે તેમના ઉપાસકને પ્રવર્તક મંડળે પ્રમુખસ્થાન આપ્યૂં હોય, એમ સમજવૂં; અને પ્રાચીન નાટક વિશે તેણે કંઈ કહેવૂં. એ જ આશય હોય, તો તેને અનુસરી હૂં યત્કિંચિત્ કહૂં છૂં: શ્રોતાજનો તે વય પ્રત્યેના વિનયથી કે પુરાતનકથા પ્રત્યેના કૌતુકથી કાને ધરશે, એવી સમજથી કહૂં છૂં.

નાટકને પડછે પૂર્વરંગનો મેં ઈશારો કર્યો તે બાબતમાં કોઈ પૂછશે, કે પૂર્વરંગ વળી શૂં? હાલની નાટકશાળામાં તો, પડદો ઉપડે છે, કે નાટક શરૂ થાય છે. પૂર્વરંગ જેવૂં કંઈ જોવામાં આવતૂં નથી. સદ્ગત રણછોડભાઈ ઉદયરામના જયકુમારી વિજયમાં અને સંસ્કૃત विक्रमोर्वशीय ના અનુવાદમાં પ્રસ્તાવના વાંચી છે પણ તેમાં પૂર્વરંગ નજરે પડતો નથી. પ્રસ્તુત પ્રશ્ન નાટકનાં અનેક [2]પ્રસ્થાનની ચર્ચા માગી લે છે. સાંપ્રત કાળમાં ભજવાતાં

---

1 આ લેખ ઈ. સ. ૧૯૨૪ના કલાપ્રદર્શનને અંગે તૈયાર કર્યો હતો.
2 માર્ગ.

નાટકનાં ગાયનની ચોપડીઓ બહાર પાડવામાં આવે છે, તેમાં [3]વસ્તુની રૂપરેખા અંક અને પ્રવેશ વાર આપી હોય છે; એટલે તેમાં પ્રસ્તાવનાની જરૂર રહેતી નથી. પૂર્વકાળનાં નાટકોમાં આવા સ્વતંત્ર સાધનના અભાવે પ્રસ્તાવના નાટકનું આવશ્યક અંગ મનાતું હતું. [4]ભાસનાં નાટકના અનુવાદમાં તમે જોયું હશે, કે સૂત્રધાર રંગભૂમિ ઉપર પ્રવેશ કરી મંગળાચરણ ઉચ્ચારે છે, પછી તે નાટકકારની ઓળખાણ આપે છે. ત્યારપછી નાટકનો [5]પ્રસ્તાવ યુક્તિપૂર્વક [6]ઉપસ્થિત કરવામાં આવે છે. એ કાર્યમાં નટી અને [7]પારિપાર્શ્વિક સૂત્રધારના સહાયક થાય છે. નાટકના પ્રસ્તાવનું એટલે આરંભક પ્રસંગનું આ નિરૂપણ તે જ પ્રસ્તાવના. નાટકના દેશકાળ કહી સૂત્રધાર નિવૃત્ત થાય છે, અને નાટક શરૂ થાય છે. પહેલાના વખતમાં જ્યારે સાહિત્ય હસ્તલિખિત હતું, ત્યારે પ્રસ્તાવના પ્રેક્ષકને માર્ગદર્શક થઈ પ્રયોગમાં તેનો પ્રવેશ કરાવતી હતી.

નાટકનું મુખ તે પ્રસ્તાવના. આજથી બે હજાર વર્ષ પહેલાં એ મુખ ઉપર મુખવટો પણ હતો, એ કદાચ તમે નહિ જાણતા હો. મહાકવિ કાલિદાસના विक्रमोर्वशीय ની છાયા જે પરાક્રમની પ્રસાદી, તે જેમણે જોઈ હશે તેમને યાદ હશે, કે નાંદી થઈ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે એવું તેના આરંભમાં જણાવ્યું છે. એ નાંદી તે પ્રાચીનતર પૂર્વરંગનાં અનેક અંગમાંનું પ્રધાન અંગ છે. રંગનું એટલે સંગીતના જલસાનું પૂર્વ પ્રકરણ તે પૂર્વરંગ.[8] એમાં બજવૈયા અને નચવૈયા બંને ભાગ લે છે. વાદિત્રો ગોઠવવાં,

---

૩ Plot. ૪ જૂઓ પ્રધાનની પ્રતિજ્ઞા, સ્વપ્નની સુંદરી અને મધ્યમ. ૫ આરંભક પ્રવેશ. ૬ રજુ. ૭ સૂત્રધાર સાથે રહેનાર નટ. ૮ જૂઓ भरतनाट्यशास्त्र ।५।७–८। यस्माद् रङ्गप्रयोगोऽयं पूर्वमेव प्रयुज्यते । तस्मादयं पूर्वरङ्गो विज्ञेयो द्विजसत्तमाः । अस्याङ्गानि तु कार्याणि यथावदनुपूर्वशः । तन्त्रीभाण्डसमायोगैः पाठ्ययोगैस्तथैव च ॥

મિલાવવાં, ઠાઠ જમાવવો, એ સંબંધી [૯]પ્રત્યાહારાદિ દશ વિધાન, તે બજવૈયાના અધિકારનાં છે. રંગમંડપમાં પ્રવેશ કરી નમસ્કારોત્તર આશીર્વાદપૂર્વક સંગીતની ચીજનો ઉપક્ષેપ કરવો, એ સંબંધી નાંદી પ્રરોચના આદિ નવ અંગ[૧૦] વર્ધમાનકના[૧૧] પ્રયોગ સહિત નચવૈયાના અધિકારનાં છે. નાટકના વસ્તુને પ્રસ્તાવનાની જરૂર જણાય, તેવી રીતે સંગીતની ચીજને પૂર્વરંગની જરૂર મનાઇ હશે. એ પ્રસ્તાવક પ્રકરણનાં અનેક વિધાન અને અંગ સંગીતના રસિયાને આનંદ ઉપજાવતાં હશે. પરંતુ નાટકની પૂર્વે તો એ

---

૯ જુઓ भ. ना. शा. ।५।१७–२१। कुतपस्य तु विन्यासः [१]प्रत्याहार इति स्मृतः । तथावतरणं[२] प्रोक्तं गायनानां निवेशनम् ॥ परिगीतक्रियारम्भ[३] आरम्भ इति कीर्तितः । आतोद्यरञ्जनार्थं च भवेदास्रावणाविधिः[४] ॥ वाद्यवृत्तिविभागार्थं [५]वक्रपाणिर्विधीयते । तन्त्रौजःकरणार्थं च भवेद्धि[६] परिघट्टना ॥ तथा पाणिविभागार्थं भवेत् संस्वदनाविधि.[७] । तन्त्रीभाण्डसमायोगा–[८]न्मार्गासारितमिष्यते ॥ कालपातविभागार्थं भवेदासारितक्रिया[९] । कीर्तनाद् देवतानां च ज्ञेयो [१०]गीतविधिस्तथा ॥ ૧૦ જુઓ भ. ना. शा. ।५।२३–३०। यस्मादुत्थापयन्त्यत्र प्रयोगं नान्दिपाठकाः । पूर्वमेव तु रङ्गेऽस्मिंस्तस्मादुत्थापनं[१] स्मृतम् ॥ यस्माच्च लोकपालानां परिवृत्य चतुर्दिशम् । वन्दनानि प्रकुर्वन्ति तस्माच्च [२]परिवर्तनम् ॥ आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात् प्रयुज्यते । देवद्विजनृपादीनां तस्मा–[३]न्नान्दीति संज्ञिता ॥ अत्र शुष्काक्षरैरेव ह्यवकृष्टा ध्रुवा यतः । तस्मा–[४]च्छुष्कावकृष्टेयं जर्जरश्लोकदर्शिका ॥ यस्मादभिनयस्त्वत्र प्रथमं ह्यवतार्यते । [५]रङ्गद्वारमतो ज्ञेयं वागङ्गाभिनयात्मकम् ॥ शृङ्गारस्य प्रचरणाच्चारी[६] संपरिकीर्तिता । रौद्रप्रचरणाच्चापि [७]महाचारीति कीर्तिता । विदूषकः सूत्रधारस्तथा वै पारिपार्श्विकः । यत्र कुर्वन्ति संजल्पं तत्रापि त्रिगतं[८] मतम् ॥ उपक्षेपेण काव्यस्य हेतुयुक्तिव्युपक्रिया । सिद्धेनामन्त्रणा या तु विज्ञेया सा प्ररोचना[९] ॥ ૧૧ જુઓ भ. ना. शा. ।५।१३। वर्धमानमथापीह ताण्डवं यत्र युज्यते ॥

અકાંડતાંડવ[12] રસભંગ જ કરે, તે સહજ સમજાય એવું છે. આ કારણથી બીજો વિસ્તાર તજી દેઈ સંગીતના પૂર્વરંગનું એકલું નાંદી[13] અંગ જ નાટકના પ્રયોગના આરંભે સ્વીકારવામાં આવ્યું. પૂર્વરંગનો સૂત્રધાર મધ્યમ સ્વરથી નાંદીના મંગલશ્લોક બોલતો. તે વખતે તેના બે પારિપાર્શ્વિક પ્રત્યેક ચરણને અંતે મસ્તક નમાવતા અને 'આર્ય! તથાસ્તુ' એવો અસ્તુવાદ[14] કર્યા જતા. નાંદી બોલાઈ રહ્યા પછી પૂર્વરંગનો સૂત્રધાર પારિપાર્શ્વિક સાથે ચાલ્યો જતો અને નાટકનો સૂત્રધાર એના મદદનીશ લેઇ રંગભૂમિ ઉપર દર્શન દેતો.

પૂર્વરંગના આ એકલ અંગ નાંદીનો પડછાયો ઇસવી સન પૂર્વે બીજા શતકથી ઇસવી સનના છઠ્ઠા શતક સુધી નાટકસાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે, ત્યારપછી તો તે પણ વીસરાય છે; અને નાટકની પ્રસ્તાવનાના મંગલશ્લોકને નાંદી સંજ્ઞા મળે છે. પૂર્વરંગનું પ્રરોચના અંગ પ્રસ્તાવનામાં ચિરકાળ દેખા દીધા કરે છે.

પૂર્વરંગનું સવિસ્તર નિરૂપણ भरत नाट्यशास्त्र ના પાંચમા અધ્યાયમાં છે. એ नाट्यशास्त्रनी રચના ઇસવી ત્રીજાથી ચોથા

---

૧૨ નકામો વિસ્તાર. ૧૩ नान्दीના ઉદાહરણ માટે જૂઓ भ. ना. शा. ।५।९८–१०३। सूत्रधारः पठेत् तत्र मध्यमं स्वरमाश्रितः । नान्दीं पदैर्द्वादशभिरष्टभिर्वाप्यलंकृताम् ॥ नमोस्तु सर्वदेवेभ्यो द्विजातिभ्यः शुभं तथा । जितं सोमेन वै राज्ञा शिवं गोब्राह्मणाय च ॥ ब्रह्मोत्तरं तथैवास्तु हता ब्रह्मद्विषस्तथा । प्रशास्त्विमां महाराजः पृथिवीं च ससागराम् ॥ राष्ट्रं प्रवर्धतां चैव रङ्गे स्योना समृध्यतु । प्रेक्षाकर्तुर्महान् धर्मो भवतु ब्रह्मभावितः ॥ काव्यकर्तुर्यशश्चास्तु धर्मश्चापि प्रवर्धताम् । इज्यया चानया नित्यं प्रीयन्तां देवता इति ॥ नान्दीपदान्तरेष्वेषु ह्येवमार्येति नित्यशः । वन्देतां सम्यगुक्ताभिर्वाग्भिर्द्वौ पारिपार्श्विकौ ॥ एवं नान्दी विधातव्या ।
૧૪ પ્રાર્થનાની પુષ્ટિ.

શતક સુધીના ગાળામાં મુકાય છે. તેના પહેલાં ભાસ કવિના આવિમારક નાટકમાં પ્રાચીનતર નાટ્યશાસ્ત્રનો નિર્દેશ[૧૫] છે. એ જો ઉપલબ્ધ હોત, તો પૂર્વરંગના સબંધમાં વિશેષ પ્રકાશ પડત. નાટકકાર ભાસના પૂર્વે એ નાટ્યશાસ્ત્રનું અસ્તિત્વ પ્રાચીનતર કાળમાં નાટકસાહિત્ય સારી રીતે ખેડાયલું હોવાનું પ્રમાણ પૂરું પાડે છે.

પૂર્વરંગને છોડી દેઇ હવે આપણે આ પ્રાચીનતર નાટક-સાહિત્ય ભણી વળિયે. અલબત્ત, એ સાહિત્ય અત્યારે તો નષ્ટ જ છે. પરંતુ શુભ સંજોગે તેમાંના એક નાટકનું નામ થોડા વખત ઉપર જાણવામાં આવ્યું છે. એ પ્રાચીનતર પ્રયોગબંધ તે સુબંધુ-કૃત वासवदत्तानाट्यधारा છે. આચાર્ય અભિનવગુપ્તે भरतनाट्यशास्त्र ઉપરની अभिनवभारती ટીકામાં नाट्यायितनुं[૧૬]लक्षण સમજાવતાં એનો નિર્દેશ કર્યો છે. એ પ્રસંગે વિદ્વાન ટીકાકાર એ નાટક સાથે સંબંધ ધરાવતા બિંદુસારનું નામ પણ નોંધે છે. ઉપરાંત પ્રસ્તુત નાટ્યધારામાંથી ટૂંકું અવતરણ પણ તે આપે છે.[૧૭]

---

૧૫ જુઓ આવિ. । अत्थि × × णट्टसत्थं ।

૧૬ જુઓ भ. ना. शा. ।२२।४६। ૧૭ જુઓ विविधज्ञान-विस्तार । १९२३, ओगस्ट । पृ. ३६५ । × यावदिति स्वप्ने (મૂળ પાઠ स्वप्न) स्वप्नांतरं तत्राप्यन्यत् स्वप्नान्तरमिति ( મૂળપાઠ मित्यादि ) न्यायेन वा भवति (મૂળપાઠ भवतु) एकस्वप्नायितवृत्त्या वा, सर्वथा तन्नाट्यायितम् । तत्रास्य बहुतरव्यापिनो बहुगर्भे ( મૂળપાઠ गर्भः ) स्वप्नायिततुल्यस्य नाट्यायितस्योदाहरणं महाकविसुबन्धुनिबद्धो (મૂળપાઠ निबन्धो) वासवदत्ता-नाट्यधाराख्यः समस्त एव प्रयोगबन्धः ( મૂળપાઠ प्रयोग: )। तत्र हि बिन्दुसारः प्रयोज्यवस्तुके उदयनचरिते सामाजिकीकृतोऽसावप्युदयनो वासवदत्ताचेष्टिते । एष चार्थस्तस्मिन् ( મૂળપાઠ चार्थः स्वस्मिन् ) सूच्य (મૂળપાઠ सूत्र) रूपेण (મૂળપાઠ रूपके) दृष्टे सुज्ञातो (મૂળપાઠ सुज्ञानो)

આઠમા શતકનો દંડી કવિ दशकुमारचरितની સ્વકૃત[૧૮] પૂર્વપીઠિકામાં એ નાટકને वत्सराणाटयधारा એવા નામે સ્મરે છે. ઉક્ત નાટક મહાકવિ ભાસના प्रतिज्ञायौगन्धरायणથી પ્રાચીન હોવું જોઇયે, એમ મારૂં માનવું છે. એમાં हर्षरक्षित નામે જે પાત્ર છે, તે प्रतिज्ञामां ટૂંકા હંસક નામથી નિર્દિષ્ટ છે.[૧૯] મુલભૂત હર્ષરક્ષિત ટૂંકાવાઈ વિકાર પામી હંસકરૂપ ધારણ કરે છે, તે કહી આપે છે કે સુબંધુ ભાસથી સારી પેઠે જૂનો હતો. કવિ દંડી કહે છે કે એ સુબંધુને બિંદુસારે એક વાર કેદમાં નાંખ્યો હતો તે પ્રસંગે ઉક્ત નાટ્યધારા રચી તે બંદીખાનામાંથી નીકળ્યો એટલું જ નહિ, પણ તેણે બિંદુ-

---

भवति। एकस्तु प्रदेश उदाह्रियते। तत्र ह्युदयने सामाजिकीकृते वेत्रधर (મૂળપાઠ सूत्रधार) प्रयोगः ' तव सुचरितैरेष जयति ' इति। तत उदयनः ' कुतो मम सुचरितानि ' इति साश्रं विलपति। ' एह्यम्ब किं (મૂળપાઠx) कटकपिङ्गलपालकैस्तैर्मुक्तो (મૂળપાઠ० भक्तो) ऽहमप्युदयनः सुतलालनीयः। यौगन्धरायण ममानय राजपुत्रीं हा हर्षरक्षित गतस्त्वमसि कस्तावत् (મૂળપાઠ प्रभावः)॥' इति तत्रैव बिन्दुसारः सामाजिकीकृतः परमार्थतामभिमन्यमानः प्रतीहार ( મૂળપાઠ० मानो प्रतिहारि ) वाक्यं प्रत्यात्मगतमिदं मनुते। આમાં મૂળ પ્રતના અશુદ્ધ પાઠ સુધારી કલ્પિત પાઠ મેં યોજ્યા છે.

૧૮ अवन्तिसुन्दरीकथा. મહાકવિ દંડીની આ કૃતિ દુર્વાચ્ય અવસ્થામાં મદ્રાસ તરફ હાલ મળી આવી છે. એ જ दशकुमारचरितની કવિકૃત અસલ પૂર્વપીઠિકા છે. એના ઉપરથી દક્ષિણના કોઇ પંચશિખ ઉપનામધારી કવિએ आनन्द મુદ્રાથી પદ્યાત્મક अवन्तिसुन्दरीकथासार લખેલો, તે પણ મળી આવ્યો છે. આ બે સાથે સરખાવતાં, છાપેલા दशकुमारचरितમાં આપેલી પૂર્વપીઠિકા દંડીની નહિ પણ કોઇ બીજાની રચેલી છે, એમ સ્પષ્ટ થાય છે.

૧૯ જૂઓ प्रतिज्ञायौगन्धरायण અથવા પ્રધાનની પ્રતિજ્ઞા અંક ૧, વર્ણવિકાર બાબત જૂઓ है. व्या. ।૮।૧।૨૬। वक्रादावतः। અને है. व्या. ૮।૧।૨૬૦॥ शषोः सः :

સારનો પ્રેમ સંપાદન કરી તેને સામો પોતાનો બંદીવાન બનાવ્યો.[२०] આ રાજા તે મૌર્ય ચન્દ્રગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી બિંદુસાર અમિત્રઘાત હોવો જોઇયે. એના સિવાય બીજો કોઈ બિંદુસાર ભરતખંડના ઈતિહાસમાં જાણીતો નથી.

ઈસિવી ચોથા સૈકાના અરસામાં સંસ્કૃતિના અંગ તરીકે નાટકની કેવી ખ્યાતિ હતી, તેની માહીતી વાત્સ્યાયન મુનિનૂં **कामसूत्र** પૂરી પાડે છે. **नागरिक** પદવીની યોગ્યતાનૂં નિરૂપણ કરતાં જે ચોસઠ કલા ગણાવી છે, તેમાં **नाटक**ના અને **आख्यान**ના **दर्शन**નો પણ નિર્દેશ કર્યો છે.[२१] **भरतनाटयशास्त्र** પણ **ग्राम्यधर्म** એટલે ગ્રામ્યતા દૂર કરનાર તરીકે નાટકના પ્રચારનો ઉલ્લેખ કરે છે.[२२]

નાટકનૂં મૂળ પુરાણું આખ્યાન છે. **रामायण** અને **भारत**માંથી વસ્તુ લેઈ કવિઓ નાટક રચતા અને નટો તે ભજવતા. નટમંડળી પોતે પણ કોઈ આખ્યાન પસંદ કરી ભજવી બતાવતી હતી. **कामसूत्र**માં **आख्यान**ના **दर्शन**નો જે ઉલ્લેખ છે, તે આવા પ્રયોગને લક્ષિત કરે છે. આ નટકૃત આખ્યાનનો પ્રયોગ તે કવિકૃત નાટ્યનૂં પૂર્વરૂપ છે. આવા બે ખેલનૂં વર્ણન **हरिवंश (विष्णुपर्व)** માંના ત્રાણુમા અધ્યાયમાં આપેલૂં છે. બંને ખેલનાં આખ્યાન **रामायण**માંથી લીધાં છે. વજ્રનાભ નામે અસુર બ્રહ્મદેવનાં વરદાન પામી મહા બળવાન થઈ પડયો હતો. તેને શાસન કરવા પ્રદ્યુમ્ન સાંબ ગદ વગેરે યાદવો નટના વેષમાં વજ્રપુર જાય છે. તેઓ શહેર બહાર

---

૨૦ જૂઓ **अवन्तिसुन्दरीकथा**ના આરંભનો નીચેનો શ્લોક. ઉપલબ્ધ હાથપ્રતમાં છેલ્લા પાંચેક અક્ષર ખૂટે છે, તે મેં ઉમેરી ખંડિત શ્લોક પૂરો કર્યો છે. **सुबन्धुः किल निष्क्रान्तो बिन्दुसारस्य बन्धनात्। तस्यैव हृदयं बद्ध्वा वत्सराणाटययधारया ॥** અહીં **वासवदत्तानाट्यधारा** ખેલનો ચરણમાં સમાસ થતો ન હોવાથી નાયકના ઉપનામવાળૂં **वत्सराणाट्यधारया** પદ વાપર્યૂં જણાય છે. ૨૧ જૂઓ **कामसूत्र ।३। नाटकाख्यानदर्शनम् ।** ૨૨ જૂઓ **भ. ना. शा. ।१।९। ग्राम्यधर्मे प्रवृत्ते तु...लोके xxx दुःखिते ॥**

પરામાં रामजन्मनું આખ્યાન ભજવી બતાવે છે. એમાં ગણિકા દ્વારા ઋષ્યશૃંગના પ્રલોભનથી માંડીને રામચંદ્રજીના જન્મ પર્યંત વૃત્તાંત સમાવ્યો હતો. એના સર્વે પ્રસ્તાવ યાદવોએ આબેહૂબ ભજવી બતાવ્યા.[23] એમના ઉચ્ચાર બહુ સંસ્કારી હતા અને અભિનય ઉત્તમ પ્રકારના હતા.[23] એ પ્રયોગથી કાન નેત્ર અને હૃદય એક કાળે તૃપ્ત થઈ અસુરો વિસ્મયમાં બૂડી ગયા.[23] નટોની ખ્યાતિ વજ્રનાભને કાને પહોંચી. અસુરરાજે તેમને આદરપૂર્વક નગરમાં તેડાવ્યા. તેના સમક્ષ યાદવોએ रम्भाभिसारनો પ્રયોગ કરી બતાવ્યો. પ્રથમ ચાર પ્રકારનાં વાદિત્ર સાથે પુરુષોએ[24] छलित કિંવા छलितक નામે નાટ્ય યોજ્યું; અને સ્ત્રીઓએ रामायणમાંનું गङ्गावतरण[25] ગાંધાર ગ્રામે લય અને તાલ સમેત ગાયું. પછી નાંદી તથા રંગાવતરણ[26] કિંવા રંગદ્વાર યથાવિધિ કરી રહી પ્રસ્તુત रम्भाभिसारનો ખેલ ભજવી બતાવ્યો.[27] પૌલસ્ત્ય કુબેરના પુત્ર નલકૂબર ઉપર

---

૨૩ જૂઓ हरिवंश ।९३।१०। संस्काराभिनयौ तेषां प्रस्तावानां च धारणम् । दृष्ट्वा सर्वे प्रवेशं च दानवा विस्मयं गताः ॥ ૨૪ हरिवंश ।९३।२३।માં छालिक्य પાઠ છાપ્યો છે. પરંતુ ભોજદેવના सरस्वतीकण्ठाभरणમાં પ્રેક્ષણાના ૭ પ્રકાર ગણાવ્યા છે ત્યાં छलित છે:—જુઓ स. कं. ।२। १५८–१५९। यदाङ्गिकैकनिर्वर्त्यमुज्झितं वाचिकादिभिः । नर्तकैरभिनीयेत प्रेक्षणाक्ष्वेडिकादि तत् ॥ तल्लास्यं ताण्डवं चैव छलितं शम्पया सह । हल्लीसकं च रासं च षट्प्रकारं प्रचक्षते ॥ મહાકવિ કાલિદાસના मालविकाग्निमित्र ।१। માં પણ छलित પાઠ છે. આથી મેં તે પાઠ અહીં કલ્પ્યો છે. ૨૫ જૂઓ रामा. ।१। ૨૬ જૂઓ ह. वं. ।९३।२७। नान्द्यन्ते च ततः श्लोकं रङ्गावतरणाश्रितम् । रौक्मिणेयस्तदोवाच सम्यक्स्वरलयान्वितम् ॥ છાપેલી પ્રતમાં गङ्गावतरणाश्रितम् અને सम्यक् स्वविनयान्वितम् પાઠ છે; તે ભ્રષ્ટ છે. પહેલો ફેરફાર પૂર્વગત શ્લોક ૨૪ ઉપરથી કોઈએ ગેરસમજથી કર્યો હોય એમ લાગે છે. ૨૭ કુબેર અને રાવણ બ્રાહ્મણી અને રાક્ષસીના પેટથી થયેલા પુલસ્ત્ય ઋષિના પુત્ર હતા.

મોહ પામેલી રંભા તેને મળવા જતી હતી. તેના ઉપર માર્ગમાં[૨૮] પૌલસ્ત્ય રાવણે બળાત્કાર કર્યો. તેથી ક્રોધાવિષ્ટ થઈ અલકાપતિના પુત્રે લંકાપતિને શાપ દીધો, એ કથા સર્વના જાણવામાં હશે. ઉક્ત નક્ષામાં પ્રદ્યુમ્ને નલકૂબરનો, સાંબે તેના વિદૂષક મિત્રનો, શૂરે રાવણનો અને મનોવતીએ રંભાનો વેષ લીધો હતો.

ઉપરના આખ્યાનદર્શનમાં અનેક બાબતો ધ્યાન ખેંચે છે. એમાં નાંદી ઉપરાંત રંગાવતરણ કિંવા રંગદ્વાર નામનું પૂર્વરંગનું અંગ પણ પ્રયુક્ત કર્યું છે. પૂર્વરંગના પહેલાં નૃત્ય અને ગીતનું પણ વિધાન છે. સંગીતના જલસાની સંજ્ઞા પ્રેક્ષા, તે નાટકના પ્રયોગની પણ સંજ્ઞા છે. નૃત્ત ગીત અને વાદિત્ર तौर्यत्रिक કહેવાય છે તેનું મૂળ જે [૨૯]तूर्य શબ્દ, તે નટના પર્યાય તરીકે વાપરેલો છે; प्रकरण બોલ नाटकनो અર્થ બતાવે છે; અને નટની ક્રિયાનો નિર્દેશ સર્વત્ર નર્તન બોલથીજ કરેલો છે.[૩૦] એ બધું સંગીત અને નાટકનો અતિ નિકટનો સંબંધ તે સમયમાં જીવતો જાગતો હોવાનું સિદ્ધ કરે છે. વર્ણવેલા બે પ્રયોગો પૈકી એકેમાં પ્રસ્તાવના છે નહિ. નાટક એક જ પ્રવેશનું છે.[૩૧] એટલે કરીને બહુ પ્રવેશવાળા નાટકમાં તેમનો ક્રમ જણાવવાને જરૂરની જે अङ्क સંજ્ઞા, તે ઉદ્ભવ જ પામી નથી. रम्भाभिसारમાં કૈલાસ પર્વતનો દેખાવ પૂરો પાડયો છે,[૩૨] તે ઉપરથી આહાર્ય અભિનય સારો ખેડાયેલો જણાય છે. વાચિક અભિનયના અંગે નટોની વાણીના સંસ્કારનાં ખાસ વખાણ છે.[૩૩] તે સૂચવે છે કે—જેટલે દરજ્જે યજ્ઞમાં મ્લેચ્છિત એટલે ભ્રષ્ટ વાણી નિષિદ્ધ હતી અને શુદ્ધ સંસ્કારી વાણીનો જ આદર થતો હતો, એટલે દરજ્જે આ આખ્યાનદર્શનના પ્રદર્શનમાં પણ વાણીનો

---

૨૮ જૂઓ ह. वं. ।૧૨।૬૦। ૨૯ જૂઓ ह. वं. ।૧૩।૨૧।
૩૦ જૂઓ ह. वं. ।૧૩।૬।૨૮। ૩૧ જૂઓ ટિપ્પણી ૨૩ માં ઊતારેલો શ્લોક.
૩૨ જૂઓ ह.।वं.।૧૩ ।૨૧।। ૩૩ જૂઓ ટિપ્પણી ૨૩ માં ઊતારેલો શ્લોક.

સંસ્કાર આવશ્યક ગણાતો હતો; આખ્યાનો જે સંસ્કારી વાણીમાં રચાતાં હતાં તે જ સંસ્કારી વાણીમાં આખ્યાનના પ્રયોગ પણ થતા હતા. બીજા શબ્દમાં કહિયે, તો એ અતિ પ્રાચીન પ્રયોગબંધની ભાષા પુરાણું સંસ્કૃત હતી.

અગ્રજ આખ્યાનશ્રવણ સાથેનો આખ્યાનદર્શનને આત્યંતિક સંબંધ છે. લાંબા સત્રના દૈનિક કર્મજાળમાંથી છૂટા થયેલા ઋષિયો કર્ણપેય આખ્યાનો સાંભળીને વિનોદ અને વિશ્રાંતિ મેળવતા. શ્રુતિકાળ પછીના આ આખ્યાનકાળનો આરંભ ઈસવી સન પૂર્વે દશમા સૈકાના યાસ્ક ભગવાનના પૂર્વે થયો જણાય છે. શાથી જે निरुक्तમાં સ્યમંતક મણિની ચોરી વિશેનું એક ચરણ મળી આવે છે.[૩૪] આખ્યાનના શ્રવણમાંથી આખ્યાનના દર્શનનો પ્રબંધ પ્રગટ્યો. વસ્તુમાં તેમ જ વાણીમાં તે આખ્યાનનો આધાર લેતો હોવાથી હું તેને આખ્યાનકાળમાં મૂકું છું. સોદરસંબંધને લીધે તેની પદ્યરચના પણ અક્ષરબંધની જ હું માની લેઉં છું. મહાકવિ ભાસ અને કાલિદાસનાં નાટકોની સર્વાંગસંપૂર્ણ રૂપરચના તેના પૂર્વે લાંબા વિકાસકાળની માગણી કરે છે. ક્યાં પરસ પુરાણા શ્રુતિકાળથી ઊતરી આવેલા સાદા અક્ષરમેળ ત્રિષ્ટુપ્ અને અનુષ્ટુપ્, ક્યાં વિશિષ્ટ રૂપબંધ ઉપેન્દ્રવજ્રા વસંતતિલકા શિખરિણી ને સ્રગ્ધરા, ક્યાં વિલક્ષણ વૈતાલીય અને આર્યા, ક્યાં સમ અર્ધસમ ને વિષમ બંધ ? આ વિકાસકાળ આશરે છ શતકનો ટેવી નવતર પદ્યરચનાની ઉત્પત્તિ ભગવાન પાણિનિના સમયમાં એટલે ઈસવી સન પૂર્વે સાતમા આઠમા શતકમાં કલ્પૂં છું. એ મહાન વૈયાકરણ કૃશાશ્વ અને શિલાલીનાં નટસૂત્રોનો નિર્દેશ કરે છે.[૩૫] નાટ્યશાસ્ત્રનું પૂર્વરૂપ નટસૂત્ર નાટક સાહિત્યના અસ્તિત્વની નિઃશબ્દ સાક્ષી પૂરે છે.

---

૩૪ જૂઓ निरुक्त ।२।२। अक्रूरो ददते मणिम् ।

૩૫ જુઓ पा. व्या. ।४।३।११०–१११। पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः । અને कर्मन्दकृशाश्वादिनिः ।

માંડ માંડ એક પગલું માંડતું આ બાળક અનેક પગલાં માંડતું થયું. અક્ષરબંધના પરિચયમાંથી રૂપબંધ અને માત્રાબંધ લલકારતાં શીખ્યું. પૂર્વે તેના પાલકોને વ્હાલી સંસ્કૃત વાણી જ જે બોલતું હતું, તેણે બે સદી વટાવી, લોકવાણી જે પ્રાકૃત, તેને પણ આવકાર આપ્યો. એ સાહિત્યમાં માન પામેલી લોકવાણી બુદ્ધ અને મહાવીર ભગવાને પણ તેમની લોકોપકારક ધર્મદેશનાના વાહન તરીકે સત્કારી લીધી. ૭ સૈકાનું અતિપ્રાચીન નાટક સાહિત્ય નાશ પામ્યું છે. વેદને ધર્મબુદ્ધિએ બચાવ્યા. ઇતિહાસને સ્વદેશાભિમાને બહલાવ્યા. દર્શનશાસ્ત્રોને તત્ત્વજિજ્ઞાસાએ જીવતાં રાખ્યાં. કાવ્ય અને નાટકને ટકાવી તેમનું આયુષ લંબાવનારી કોઈ જડી બુટ્ટી ન હતી, એટલે તે લય પામ્યાં. એમના તિરોભાવનાં બીજાં પણ કારણ છે. તે પટંતરે સમજાવવા આપણી ભાષાના દૃષ્ટાંત લેઉં છું. ઇસિવી તેરમા સૈકાની એ પહેલાં ગૂજરાતી ભાષાએ વ્યક્તિત્વ ધારણ કર્યું હતું, તે છતાં તેનું તત્કાલીન[૩૬] સર્વભોગ્ય સાહિત્ય મળી આવતું નથી. જૈન ભંડારોમાં જૂનાં જૂનાં રાસા સ્તવન અને ફાગનાં પાનાં દટાઈ રહ્યાં છે તે સાંપ્રદાયિક સાહિત્ય બાદ કરિયે, તો ચૌદમા પંદરમા સૈકાનું સાહિત્ય પણ ક્યાં જડે છે ? એ જૂની ગુર્જરીમાં રચાયું હતું. તે જૂની ગુર્જરી સમજાતી બંધ પડી અદૃશ્ય થઈ, એટલે જૂનું સાહિત્ય પણ અદૃશ્ય થયું. તેવી જ રીતે પૂર્વસંસ્કૃતનાં એ નાટકો અને કાવ્યો લય પામી ગયાં. નવા ઊગતા તારા ભાસ અને કાલિદાસના તેજના અંબારમાં એ શમી ગયાં.

નાટકની પ્રાચીન ઉત્પત્તિ જોઈ, હવે તેનું પ્રાચીન સ્વરૂપ વિચારિયે. આજકાલ કાવ્ય અને નાટકની યોગ્યતા રસની જમાવટ ઉપરથી અંકાય છે. એ રસ–પ્રસ્થાન भरतनाट्यशास्त्रમાં પહેલવહેલું દૃષ્ટિગોચર થાય છે.[૩૭] એ સોળેક સદી જૂનું છે. કાવ્ય અને નાટકની

---

૩૬ તે વખતનું. ૩૭ જૂઓ भ. ना. शा. ।६।७

ઉત્પત્તિ તેનાથી બહુ પ્રાચીન છે. તે અત્યંત જૂના સમયમાં વૃત્તિ-પ્રસ્થાનનો પ્રચાર હોય એમ મારું માનવું છે. સાત્ત્વતી કૈશિકી આરભટી અને ભારતી એ ચાર વૃત્તિઓ સાહિત્યશાસ્ત્રમાં કહી છે. વ્યુત્પત્તિ વિચારતાં સાત્ત્વતી અને કૈશિકી સંજ્ઞા સાત્ત્વત અને કૈશિક સાથે સંબંધ ધરાવે છે. ભારતકાળના સાત્ત્વતો પરાક્રમી હતા. તેમનો આદિપુરુષ યદુ હોવાથી તેઓ યાદવ નામથી જાણીતા છે, સાત્ત્વતોને વ્હાલાં પરાક્રમોની વૃત્તિ, તે સાત્ત્વતી કહેવાઈ હશે. કૈશિક કે ક્રથકૈશિક વિલાસી હતા. તેમને વ્હાલા ભોગવિલાસની વૃત્તિ, તે કૈશિકીના નામે ઓળખાઈ હશે. આ જ પ્રમાણે નવા પ્રસ્થાનની વૈદર્ભી ગૌડી પાંચાલી અને લાટી રીતિનાં નામ પણ વિદર્ભ ગૌડ પાંચાલ અને લાટ ઉપરથી પડેલાં આપણે જોઈયે છિયે. ત્રીજી વૃત્તિ જે આરભટી, તેનું નિર્વચન रमस् आरम्भ संरभ આદિ શબ્દની વ્યુત્પત્તિ સાથે સંબંદ્ધ છે. ભારે ઉત્પાત ત્રાસ વધ આદિના પ્રસંગ ભજવતી હોવાના કારણથી ત્રીજી વૃત્તિની આરભટી સંજ્ઞા રાખવામાં આવી હોય એમ જણાય છે.[૩૮] પ્રસ્તુત ત્રણે વૃત્તિઓ આખ્યાનકાળના આરંભથી અસ્તિત્વ ધરાવતી હતી. रामायण રચાયા પહેલાં એમનો જન્મ થયેલો લાગે છે. એમની આ ઇતિહાસાતીત પ્રાચીનતાની સરખામણીમાં ભારતી વૃત્તિની ઉત્પત્તિ આધુનિક છે. એના પ્રાદુર્ભાવની પૂર્વ મર્યાદા આખ્યાન-દર્શનની પ્રવૃત્તિથી અંકાય છે. સૂતના મુખથી ખસી ગિરાદેવી નટના મુખમાં વસે છે. શબ્દના ઉચ્ચારણ દ્વારા વસ્તુપ્રબોધ ઉપરાંત ભૂમિકા દ્વારા અને ભાવપ્રકાશન દ્વારા વસ્તુસાક્ષાત્કારનાં વરદાન દેવી નટ કિંવા

---

૩૮ જૈન આગમમાં સમવસરણના પ્રસંગે ભગવાન્ મહાવીર સમક્ષ બત્રીસ પ્રકારનું નાટ્ય નિર્દેશવામાં આવે છે. તેમાં જે आरम्भड નાટ્યનો ઉલ્લેખ મળે છે, તેનું સ્વરૂપ પ્રસ્તુત આરભટી વૃત્તિના પડછે વિચારણીય છે. જૂઓ राजप्रश्नीय.

ભરતને આપે છે. નટ કિંવા ભરતની આ નવીન વૃત્તિ, તે ભારતી કહેવાઈ હશે.

નવા પ્રસ્થાનના શૃંગાર તથા હાસનું આસ્વાદન જૂના પ્રસ્થાનની કૈશિકી વૃત્તિમાં, વીર તથા અદ્દ્ભુતનું સાત્ત્વતીમાં અને રૌદ્ર બીભત્સ તથા કરુણનું આરભટીમાં થતું હતું. સૂત જ્યારે મુખપાઠથી વસ્તુનો સાક્ષાત્કાર કરાવતો હતો, ત્યારે નટ નાટ્યથી વસ્તુનો સાક્ષાત્કાર કરાવતો હતો. આખ્યાનકથનમાં શ્રવણસુખ જ મળતું: આખ્યાનદર્શનમાં નયનસુખનો લાભ પણ થતો.

વૃત્તિપ્રસ્થાનનું સ્વરૂપ દોઢ બે હજાર વર્ષ ઉપર કેવું ભૂલી જવાયું હતું, તેનો ખ્યાલ આપવા [૩૯]ભરતનાટ્યશાસ્ત્રમાંથી વૃત્તિઓનો વૃત્તાંત અહીં ઊતારૂં છું. કહે છે કે દૈવી માયાથી વિશ્વને સંકેલી લેઈ વિષ્ણુ ભગવાન શેષ નાગ ઉપર પોઢયા હતા, તે વખતે મધુ અને કૈટભ નામે મહા બળવાન અસુરો પ્રગટ્યા. તેઓએ ગડદાપાટુ મારી કઠોર વાણી ઉચ્ચારી ભગવાનને યુદ્ધ કરવાને તેડ્યા. તે ઉપરથી ભગવાન તેમની સાથે સંગ્રામમાં ઊતર્યા; અને પોતાની અપરિમેય શક્તિ વડે તેમણે બંને અસુરોનો નાશ કર્યો. એ યુદ્ધમાં ભારતી એટલે વાણીમાંથી ભારતી વૃત્તિ પ્રગટી. આ પ્રમાણે એક પ્રકારની ઉત્પત્તિ કહી શાસ્ત્રકાર આગળ જતાં જણાવે છે, કે યુદ્ધમાં ભગવાને ભાર દઈ પગલાં માંડ્યાં તેમાંથી ભારતી ઉદય પામી. એમણે સત્ત્વ એટલે સામર્થ્યથી ખેંચેલા શાર્ઙ્ગ ધનુષના વેગબળમાંથી સાત્ત્વતી વૃત્તિ નીકળી આવી. લડતાં દાવના સંરંભમાંથી આરભટી વૃત્તિ ઉત્પન્ન થઈ. બંને અસુરોને સંહારી ભગવાને શિખા બાંધી તેમાંથી કૈશિકી વૃત્તિ જનમી. આ રીતે ચારે વૃત્તિની ઉત્પત્તિ વર્ણવ્યા પછી નાટ્યશાસ્ત્ર ભારતી વૃત્તિનું નવું જ નિર્વચન આપે છે. એને મધુ કૈટભના વધ સાથે કશો એ સંબંધ નથી. ભરત

---

૩૯ જુઓ भ. ना. शा. । २० ।

એટલે નટની એ વાણી છે માટે ભારતી, આ શબ્દોએ ભારતી વૃત્તિને તે ઓળખાવે છે. બધી એ ચમત્કારક હકીકત કેવળ કલ્પિત છે એમ કહેવાની જરૂર રહેતી નથી. વૃત્તિની ઉત્પત્તિ આ રીતે આજથી બીજી સહસ્રીમાં છેક વીસરી જવાઈ તે સૂચવે છે, કે વૃત્તિપ્રસ્થાન બહુ જ જૂનું છે.

[40]भरतनाट्यशास्त्रમાં વૃત્તિ વિશે જે વિશેષ વિગત આપી છે, તે પણ ગેટાળાભરેલી છે. ભારતીનાં પ્રરોચના, આમુખ, વીથી અને પ્રહસન, એ ચાર અંગ ગણાવ્યાં છે. વાસ્તવિક રીતે પ્રરોચના નાટ્યશાસ્ત્રે લંબાણથી વર્ણવેલા પૂર્વરંગનો ભાગ છે. આમુખ તો નાટકની પ્રસ્તાવનાનું બીજું નામ છે. વીથી અને પ્રહસન, તે નાટ્યશાસ્ત્રે વર્ણવેલાં [41]દશ રૂપકમાંનાં બે રૂપક છે. વૃત્તિઓમાં રસની વ્હેંચણી કરી છે, તેમાં પણ ગૂંચવાડો છે. સંસ્કૃત વાણીનો પ્રયોગ તે જ ભારતી એવો અર્થ લઇયે તો તો, આઠે રસનું નિરૂપણ સંસ્કૃતમાં કરેલું નાટકોમાં મળી આવે છે એટલે, એના અમુક જ રસ એવી મર્યાદા બાંધવાની અગત્ય રહેતી નથી. છતાં નાટ્યશાસ્ત્રમાં અધ્યાયને અંતે એમ ઠરાવ્યું છે, કે બીભત્સ અને કરુણનું નિરૂપણ ભારતી વૃત્તિમાં કરવું! પછી સાત્વતી વૃત્તિનું નિરૂપણ કર્યું છે, તેમાં વીર અદ્‌ભુત અને રૌદ્રનો સમાવેશ કરી પાછળથી વીર અને અદ્‌ભુત એ બે જ પ્રસ્તુત વૃત્તિના રસ કહ્યા છે. તે પછી કૈશિકીનું સ્વરૂપ વર્ણવતાં એમાં શૃંગાર અને હાસ્ય ગણાવી અધ્યાયને અંતે કરુણની પણ ઉમેરણી કરી છે. ચોથી જે આરભટી વૃત્તિ, તેમાં રૌદ્રને ભયાનક સાથે ગોઠવી દીધો છે.

આખ્યાનકાળમાં નાટકની સરિતાનું મૂળ તમે જોયું. સાહિત્યની એ ગંગોતરીના તટે ઊભા રહી ઊંચે દૃષ્ટિ કરશો, તો [42]रामायण

---

૪૦ જૂઓ भ. ना. शा. ૧૨૦। ૪૧ જૂઓ भ. ना. शा. ૧૧૮।
૪૨ જૂઓ Annals of the Bhandarkar Institute V. 1, मूल-रामायण વિશેનો S. N. Tadpatrikar નો લેખ.

भारत અને पुराणની મૌલિક કથાઓનાં અસંખ્ય શિખરો સરસાઇમાં માથું ઊંચકતાં જોશો; અને દૃષ્ટિ વધારે ઊંચી ચડાવશો, તો આકાશને વીંધતાં શ્રુતિનાં શિખરો નજરે તરશે. નૃત્ત ગીત અને વાદ્યનું આ ઉત્પત્તિસ્થાન છે. ऋग्वेदમાં ઉષા દેવીનાં સૂક્તોમાં નૃત્તનું અનેકવાર સૂચન છે. શ્રુતિ ગીતનું બીજ ગાયત્રીરૂપે આદિ વેદમાં અંકુરિત થઇ सामवेदમાં ફાલે છે. उपनिषद्‌માં વીણાના તાર રણઝણે છે. એ રીતે શ્રુતિકાળમાં ત્રિધા સંગીત જનમે છે. આખ્યાન-કાળમાં નાટ્ય કિંવા અભિનયવિદ્યાનો આવિર્ભાવ થાય છે.[૪૩] ઉક્ત સંગીત અને નાટ્યને ઉપકારક રાખી નાટક વિકાસ પામે છે; અને સમસ્ત કાવ્યસાહિત્યમાં અગ્રસ્થાન લે છે.[૪૪] તે એક અંકથી વધી વધીને ભાસના સમયમાં દશ અંક પર્યંત વિસ્તરે છે.

ભાસ અને કાલિદાસનો સમય, તે નાટકના પરમ ઉત્કર્ષનો સમય. ત્યારપછી એકના અઠ્ઠાવીસ ભેદ થાય છે. દશ રૂપક અને અઢાર ઉપરૂપક[૪૫] એમાંનાં ભાણ, શ્રીગદિત, ભાણિકા, પ્રસ્થાન, રાસક અને કાવ્ય, એ છ તો નૃત્યના ભેદ છે.[૪૬] વિલાસિકા પણ લાસ્યના જલસા રૂપ જ છે.[૪૭] નાટ્યરાસકમાં પણ સંગીતનું પ્રાધાન્ય જણાય છે.[૪૮] આ સાહિત્યનો મોટો ભાગ નામથી જ જાણીતો છે.

---

૪૩ भ. ना. शा. ।૪।૧૧–૧૨। માં नाटयं दृष्टम् અને ताण्डवं स्मृतम्। એવો સૂચક ભેદ કર્યો છે. ૪૪ જૂઓ काव्येषु नाटकं रम्यम्। ૪૫ જુઓ साहित्यदर्पण ।૬। ૪૬ જુઓ दशरूपक ।૧।૮। ઉપરની ટીકામાં આપેલો નીચેનો શ્લોકઃ डोम्बी श्रीगदितं भाणो भाणीप्रस्थान-रासकाः । काव्यं च सप्त नृत्यस्य भेदाः स्युस्तेऽपि भाणवत् ॥ ૪૭ જૂઓ सा. द. ।૬।૨૦૧।૨૦૨। ૪૮ જૂઓ सा. द. ।૬।૭૭–૭૮।

નાટકના વિકાસનો ઇતિહાસ વિચારતાં સહજ ધ્યાનમાં આવશે, કે તેની ઉત્પત્તિ અહીં જ થઈ છે. જે વિદ્વાનો એમ કહે છે કે ગ્રીક પ્રજાનાં નાટકો ઉપરથી આપણા પૂર્વજો નાટક રચતાં શીખ્યા, તેઓ ભૂલ કરે છે. ગ્રીક નાટક વ્હેલામાં વ્હેલું ઇસવી સન પૂર્વે પાંચમા શતકની આસપાસ રચાયું. ભારતીય નાટક તો તે પહેલાં ચારેક શતક આગમચથી રચાતું આવ્યું હતું. ગ્રીક નાટકમાં પ્રસ્તાવના નથી, નાન્દી નથી, રંગદ્વાર નથી, छलितक જેવા કોઈ નૃત્તના પ્રયોગથી તેનો આરંભ થતો નથી, અને તે એકાંકી મટી અનેકાંક થવા પામ્યું નથી. સંગીતિ ( Chorus ) રૂપી શ્રવ્ય અર્થોપક્ષેપક દ્વારા તે આખ્યાનશ્રવણ સાથે સંકળાયલું છે. ભારતીય નાટક આખ્યાનદર્શન સાથે સંબંધ ધરાવે છે અને એના અર્થોપક્ષેપકો દૃશ્ય છે. તે સૌ પોકારીને કહે છે કે તેની ઉત્પત્તિ સ્થાનિક એટલે સ્વતંત્ર છે.

મનુષ્યની રુચિ પવનની દિશાની પેઠે બદલાતી રહે છે. પ્રાચીન કાળમાં શ્રવણભોગ્ય સાહિત્ય ઉત્પન્ન થયું અને વખત જતાં रामायण આદિ વિશાળ સંહિતામાં અનેક શાખાએ વિસ્તાર પામ્યું. વચગાળામાં પ્રયોગભોગ્ય સાહિત્ય પ્રચારમાં આવ્યું. ઋષિઓના યજ્ઞવાટમાં,[૪૯] બૌદ્ધોની સહ્યાદ્રિની ગુફાઓમાં,[૫૦] જૈનોનાં મથુરા પાસેનાં લયનોમાં[૫૧] અને સમસ્ત ભરતખંડમાં[૫૨] નાગરિકોની ગૃહ્ય નાટકશાળાઓમાં નાટક વિશ્રામના ઉપદેશના અને વિનોદના સાધન રૂપે પસરી રહ્યું, પમરી રહ્યું. વર્તમાનકાળ વાચનભોગ્ય સાહિત્યનો

---

૪૯ જૂઓ हृ. वं. માંની પૂર્વે આપેલી નોંધ. ૫૦ જૂઓ અજંટા અને જોગીમારનું ચિત્રકામ.

૫૧ જૂઓ લયન શોભિકા ગણિકા દદાનો લેખ, મુનિ જિનવિજયજીકૃત प्राचीनलेखसंग्रह ।१। ૫૨ જૂઓ कामसूत्र ।३।

છે. એનૂં વિશિષ્ટ રૂપ જે[૫૩] નવલકથા, તે બીજા બધા સાહિત્યને ગૂંગળાવી નાંખવાનૂં કરે છે. વાચનમાળામાં નવલકથા, પુસ્તકમાળામાં નવલકથા, ત્રૈમાસિક–માસિક પાક્ષિક–સાપ્તાહિક પત્રમાં નવલકથા અને દૈનિક પત્રમાં પણ નવલકથા નવલકથા જ થઈ રહી છે. એની સામે ટક્કર લે છે તો માત્ર નાટક જ લે છે. એની રેલમાં તે જ એક પગભર ટકી રહ્યું છે. એને પોષવા, એનો ઉત્કર્ષ કરવા, એનો વિજય સાધવા કવિ નાનાવિધ રમણીય નાટક રચો; નટો ઉત્તમ રીતે તે ભજવો; અને પ્રેક્ષકો કવિની પ્રતિભા નાણી જાણો, નટની કળા માણી જાણો !

[ છપાયું: બુદ્ધિપ્રકાશ, ૧૯૨૪

---

૫૩ આ સંજ્ઞામાં નવલિકા અંતર્ભૂત છે.

# સ્વપ્નવાસવદત્ત ઉપર નવો પ્રકાશ

ભાસના આ ઉત્તમ નાટકનો અનુવાદ મેં દસબાર વરસ ઉપર પ્રગટ કર્યો હતો, ત્યારે એના ઉપોદ્ઘાતમાં દક્ષિણના પરમ વિદ્વાન શોધક ત. ગણપતિ શાસ્ત્રીએ પ્રકાશમાં આણેલાં એ અને બીજાં બાર નાટકના કર્તૃત્વનો પ્રશ્ન મેં સંક્ષેપમાં ચર્ચ્યો હતો. એ લેખમાં આપેલાં પ્રમાણ મોટે ભાગે આનુમાનિક હતાં. જે જૂજ શાબ્દ પ્રમાણ રજુ કર્યાં હતાં તે મારા મંતવ્યનાં પોષક તો હતાં, પણ શંકાશીલની શંકા ટાળી સંપૂર્ણપણે એ મંતવ્યનાં પ્રતિપાદક ન હતાં. તે ત્રુટિ અલંકારશાસ્ત્રના અપ્રસિદ્ધ સાહિત્યનાં કેટલાંક વચનની સહાયતાથી બને તો હું દૂર કરવા ઈચ્છું છું. એ વચન પ્રથમતઃ **स्वप्नवासवदत्त** સાથે સંબંધ ધરાવે છે. એટલે આ લેખમાં હું એ નાટકની વાચનાનો અને એના કર્તૃત્વનો પ્રશ્ન જ સ્પર્શવા ધારું છું.

કેટલાક વિવેચકનું એવું સમજવું છે કે મુદ્રિત **स्वप्नवासवदत्त**ની વાચના મૌલિક વાચના નથી. આ સમજ કોઈ કોઈ સ્થળે એ વાચના ત્રુટિત અને અનેક સ્થળે દૂષિત હોવાથી ઉત્પન્ન થઇ છે. જે હાથપ્રત ઉપરથી **स्वप्नवासवदत्त** છપાયું છે તે મલયાલમ લિપિમાં સ્થાનિક મંદિરના ખેલાડી માટે લખાયલી જણાય છે. કદાચિત તે એ અર્ધો અક્ષર જાણનારા ખેલાડીના હાથની પરંપરાએ ઊતરી આવેલી પણ હોય. લેખકની વધતી ઓછી કુશળતાના પરિણામે એક જ પુસ્તકની હાથપ્રતોમાં કેવો તફાવત પડી જાય છે, તે પ્રાચીન સાહિત્યના સંશોધકોનું અજાણ્યું નથી. આવાં કારણથી ઉક્ત મલયાલમ વાચનામાં પણ ત્રુટિઓ અને અશુદ્ધિઓ આવી ગયેલી દૃષ્ટિગોચર થાય છે. મારા અનુવાદની ટિપ્પણીમાં ઘણા ખરા અશુદ્ધ પાઠની મેં નોંધ લીધી છે, અને તે પાઠ આંતર પ્રમાણ

તથા ઔચિત્ય ઉપર નજર રાખી સંસ્કારી લીધા છે. મુદ્રિત વાચનાની એ પરંપરાપ્રાપ્ત ખામીઓ તેના વાસ્તવિકપણાની આડે આવતી નથી. નાટકના વસ્તુનૂં અખંડપણૂં જ વાચનાના અખંડ-પણાનૂં પ્રમાણ છે. અન્યત્ર ઉદાહૃત પ્રસંગથી જે વાચનાનૂં સળંગ-પણૂં સ્થાપિત થતૂં હોય, તે અખંડ કહેવાય. તેની સાંકળના અંકોડા કોઈ ઠેકાણે તૂટેલા કે કઢંગી રીતે જોડી દીધેલા જણાય, તો વાચના ખંડિત લેખાય. મુદ્રિત વાચના ખંડિત નથી તે સત્ય પ્રકાશમાં આવેલાં અનેક અવતરણ પ્રતિપાદન કરે છે. स्वप्नवासवदत्तની મુદ્રિત વાચનામાં નીચેના પ્રસંગ સાંકળેલા જોવામાં આવે છે. (૧) નાટકના પહેલા અંકમાં વાસવદત્તા પદ્માવતીના હાથમાં સોંપાય છે. (૨) તે પછીના પ્રવેશકમાં અને બીજા અંકના આરંભમાં કંદુક-ક્રીડાનો નિર્દેશ છે. (૩) અનંતર પદ્માવતી સાથે વત્સરાજના આર્થિક વિવાહનો પ્રસ્તાવ છે. (૪) ત્રીજા અંકમાં પાણિગ્રહણ નિર્દિષ્ટ છે. (૫) તે પછીના પ્રવેશકમાં વસંતકના મુખે મિષ્ટાન્ન-ભોજન આદિથી વરગડિયાંના સત્કારનૂં કથન છે. (૬) ચોથા અંકમાં પ્રમદવનવિહારને અંગે શેફાલિકાગુલ્મ પાસેની બેઠકમાં બહુપત્નીક વિવાહનો આદર્શ રજુ કર્યો છે. (૭) તે પછીના પ્રવેશકમાં વત્સ-રાજે વાસવદત્તાને વિશેષક ચીતરવાનૂં શીખવ્યૂં હતૂં તેનૂં જ વિશેષક પદ્માવતીના કપાળમાં ચીતરેલૂં જોઈ વાસવદત્તા સાંભરી આવ્યે રાજા સંતપ્ત થાય છે તેના, અને રાજાને સંતપ્ત જાણી પદ્માવતી પણ અસ્વસ્થ બને છે તેના સમાચાર છે. (૮) પાંચમા અંકમાં સ્વપ્નનો અને સ્વપ્નને અંતે વાસવદત્તાની ઝાંખીનો અવિસ્મરણીય પ્રસંગ છે. (૯) અહીં રસાંતરરૂપે આરુણિના પરાભવની વધામણીની અને દક્ષિણવત્સ ઉપર ચડાઈની સૂચના છે. (૧૦) તે પછીના વિષ્કંભકમાં આર્થિક વિવાહના ફળરૂપે દક્ષિણવત્સના વિજયનો ઉલ્લેખ છે. (૧૧) છઠ્ઠા અંકમાં વાસવદત્તાના સમાગમના શુભ શુકનરૂપ ઘોષવતીની પ્રાપ્તિ અને કાવ્યસંહાર અંગના નિરૂપણ વગર નાટકની

સમાપ્તિ વર્ણવી છે. આ રીતે છ અંક, બે પ્રવેશક અને એક વિષ્કંભકમાં નાટક વિભક્ત છે, તેમાં ઉપર કહેલા અગિયાર પ્રસંગ અનુસૂત્રિત છે. એમાંના એક સાત આઠ અને અગિયાર શારદાતનયે [1]भावप्रकाशनમાં આપ્યા છે તે છે. આઠમો પ્રસંગ ભોજદેવના

[1] જર્નલ ઑફ ધ રૉયલ એશિઆટિક સોસાઇટીના ૧૯૨૪ના ઑક્ટોબરના અંકમાં ત. ગણપતિશાસ્ત્રીએ શારદાતનયકૃત भावप्रकाशनનો પ્રસ્તુત ભાગ પ્રસિદ્ધ કર્યો છે. એ તેમણે ઉક્ત પુસ્તકના આઠમા અધિકારમાંથી લીધો છે. અહીં તે હું નજીવા આવશ્યક ફેરફારથી ઊતારૂં છું.

प्रशान्तरसभूयिष्ठं प्रशान्तं नाम नाटकम् ।
कैशिकी वृत्तिरत्र स्यादिति *द्रौहिणिरब्रवीत् ॥
स्वप्रवासवदत्ताख्यमुदाहरणमत्र तु ।
न्यासो न्याससमुद्भेदो बीजोक्तिर्बीजदर्शनम् ॥
अन्तोऽनुद्दिष्टसंहारः प्रक्रान्ते पञ्च संधयः ।
आच्छिद्य भूपाद् (?दाह) व्यसनाद् देवी मागधिकाकरे ॥
न्यस्ता यतस्ततो न्यासो मुखसंधिरयं भवेत् ।
न्यासस्य च समुद्भेदः प्रतीमुखमुदाहृतम् ॥
पद्मावत्या मुखं वीक्ष्य विशेषकविभूषितम् ।
×देव्या आवन्तिकाया हि स्मृत भूमिभुजा यथा ॥
उत्कण्ठितेन सोद्वेगं बीजोक्तिर्नामकीर्तनम् ।
हा हा वासवदत्ते त्वं क्व यासीत्यादि दृश्यते ॥
सहावस्थितयोरेकां +प्राप्यान्यस्या गवेषणम् ।
दर्शनस्पर्शनालापैरेतत् स्याद् बीजदर्शनम् ॥

* द्रौहिणि (पु.) મુનિ નારદ, બ્રહ્મા (द्रुहिण) ના પુત્ર.

× जीवत्यावन्तिकेत्येतज्ज्ञातं અથવા आवन्तिकाभिदग्धेति स्मृतं; બંને સંભાવ્ય પાઠ.

+ °रेकप्राप्त्या° સંભાવ્ય પાઠ.

[2]शृङ्गारप्रकाशमां અને [3]ध्वन्यालोकलोचनमां ઉપક્ષિપ્ત છે. लोचनકારે भरतनाटयशास्त्रની [4]अभिनवभारतीમાં દ્વિતીય પ્રસંગનો પણ નિર્દેશ કર્યો છે. ત્રીજા ચોથા પાંચમા અને નવમા પ્રસંગનું વંદ્યઘટીય સર્વાનંદના [5]अमरकोशटीकासर्वस्वમાં સૂચન છે, અવશિષ્ટ છઠ્ઠા પ્રસંગનો

---

चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः ।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥
किं ते भूयः प्रियं कुर्यामिति वाग् यत्र नोच्यते ।
अन्तोऽनुद्दिष्टसंहार इत्याहुर्भरतादयः ॥

૨ પૂર્વની ટિપ્પણમાં કહેલા માસિકમાં શાસ્ત્રીજીએ ભોજદેવકૃત शृङ्गारप्रकाशના બારમા પ્રકાશમાંથી ઊતારેલો પ્રસ્તુત ભાગ આ પ્રમાણે છે:– स्वप्रवासवदत्ते पद्मावतीमस्वस्थां द्रष्टुं राजा समुद्रगृहकं गतः । पद्मावतीरहितं च तदवलोक्य तस्या एव शयने सुष्वाप । वासवदत्तां च स्वप्नेऽस्वप्नवद् ददर्श । स्वप्नायमानश्च वासवदत्तामाबभाषे । स्वप्नशब्देन चेह स्वापो वा स्वप्नदर्शनं वा स्वप्नायितं वा विवक्षितम् । અહીં પણ એક સ્થળે ભ્રષ્ટ પાઠ સંસ્કારી લીધો છે.

૩ ध्वन्यालोकના ત્રીજા ઉદ્યોત ઉપરની ટીકામાં લોચનકારે स्वप्नवासवदत्तના નિર્દેશપૂર્વક નીચેની ગાથા ઊતારી છે:—

स्वञ्चितपक्ष्मकपाटं नयनद्वारं स्वहस्त(કલ્પિત स्वरूप)नालेन ।
उद्घाटय सा प्रविश्य हृदयगृहं मे नृपतनूजा ॥

૪ જૂઓ अभिनवभारतीમાંનો નીચેનો ઊતારો:–

क्वचित् क्रीडा यथा स्वप्नवासवदत्ते ।

જૂઓ.—क्वचिद् धर्मः क्वचित् क्रीडा क्वचिदर्थः क्वचिच्छमः ।
क्वचिद् हास्यं क्वचिद्युद्धं क्वचित् कामः क्वचिद्वधः ॥
भ. ना. शा. ।१।७४।

૫ જૂઓ પ્રસ્તુત ટીકામાંનું અવતરણ:—स्वदेशमात्मसात् कर्तुमुदयनस्य पद्मावतीपरिणयोऽर्थशृङ्गारः स्वप्नवासवदत्ते ।

એકદેશ રામચંદ્ર અને ગુણચંદ્રે રચેલા [૬]**नाट्यदर्पण**માં ઊતાર્યો છે. ઉક્ત પ્રસંગમાં આવેલો [૭]**शरच्छशाङ्क** પ્રતીકનો શ્લોક વામનની **काव्यालङ्कारसूत्रवृत्ति**માં આપેલો છે. આ રીતે અલંકારશાસ્ત્રના સાહિત્યમાં ઉદાહૃત પ્રસંગ પૈકી એક એવો નથી કે જે નાટકની પ્રસંગપરંપરામાં દૃષ્ટિગોચર થતો ન હોય, અર્થાત્ નાટકની વાચના અખંડિત–મૌલિક જ છે.

વિશેષમાં ઊમેરવું જોઇયે કે મુદ્રિત **स्वप्नवासवदत्त**ની પ્રસ્તાવના પણ અસલ સ્વરૂપમાં ઊતરી આવી છે. સાગરનંદીએ **नाट्यलक्षणरत्नकोश**માં આમુખ કિંવા પ્રસ્તાવનાના વિવિધ પ્રકારનું નિરૂપણ કરતાં આ નાટકની પ્રસ્તાવના પણ ઉદાહરણરૂપે વર્ણવી છે. એ ભાગ અહીં હું આપું છું.

नेपथ्ये **सूत्रधारः** उत्सारणां श्रुत्वा पठति—अये कथम्, तपोवनेऽप्युत्सारणा । (विलोक्य, કલ્પિત विमृश्य) । कथम् मन्त्री यौगन्धरायणः वत्सराजस्य राज्यप्रत्यानयनं कर्तुकामः पद्मावतीयजनेनोत्सार्यते ।

અહીં **नाट्यलक्षणकार स्वप्नवासवदत्त**ની **प्रस्तावना**ના શબ્દનું અવતરણ કરતો નથી, પણ ભળતા જ પોતાના શબ્દમાં પ્રસંગનું

---

૬ **नाट्यदर्पण**કારે ભાસકૃત **स्वप्नवासवदत्त**માંથી લીધેલો શ્લોક નીચે મુજબ છે.

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥

૭ ઉદ્ધૃત શ્લોક નીચે પ્રમાણે છે.

शरच्छशाङ्कगौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥

નિરૂપણ કરે છે.[૮] પ્રસ્તાવનામાં યૌગંધરાયણના પ્રવેશનો નિર્દેશ છે નહિ. એમાં તો મગધરાજના ભટના પ્રવેશનો જ ઉલ્લેખ છે. નાટકનો આરંભ ભટના પ્રવેશથી થાય છે. તે પછી યૌગંધરાયણ અને વાસવદત્તા રંગભૂમિ ઉપર દેખા દે છે. વાસ્તવિક ક્રમ પણ એ જ સંભવે છે. આ કારણથી હું માનું છું કે સાગરનંદી પોતાના શબ્દમાં स्वप्नवासवदत्त ની પ્રસ્તાવનાનું નિરૂપણ કરે છે. આવી રીતે भावप्रकाशમાંના ઊતારામાં हा हा वासवदत्ते त्वं क्व यासि એ શબ્દો પણ નાટકમાંથી ઉદ્ધૃત નથી, પણ શારદાતનયના પોતાના છે. નાટકમાં તો वासवदत्ते तिष्ठ तिष्ठ એટલું જ છે.

મુદ્રિત વાચના મૌલિક છતાં કોઇ કોઇ સ્થળે ત્રુટિત છે, તે મેં આરંભમાં કહ્યું છે. એના દૃષ્ટાંત તરીકે બે સ્થાન અહીં ચર્ચવા જેવાં છે. स्वप्नवासवदत्त માં વર્ણવેલા છઠ્ઠા પ્રસંગના અંગે પૂર્વે नाटयदर्पणના पादाक्रान्तानि પ્રતીકવાળા શ્લોકનો નિર્દેશ કરવામાં આવ્યો હતો તેનાથી એક ચર્ચા ઉપસ્થિત થાય છે. પ્રસ્તુત શ્લોક શેફાલિકાગુલ્મ પાસેની બેઠકમાં પેસતાં વત્સરાજ શિલાસન સામું જોઈ બોલે છે, એમ नाटयदर्पणકારે જણાવ્યું છે. મુદ્રિત स्वप्नवासवदत्त માં એ અનુષ્ટુપ છે નહિ. પરંતુ नाटयदर्पणમાં કરેલા વિગતવાર ચોક્કસ નિર્દેશ ઉપરથી તે એ નાટકના ચોથા અંકનો છે એમ સ્પષ્ટ દીસી આવે છે. મુદ્રિત વાચનાને પણ તે શ્લોક ઇષ્ટ છે.

---

૮ नेपथ्ये सूत्रधारः ... એ વાક્ય સાગરનંદીનું છે. એમાં મૂકેલા उत्सारणा શબ્દે उस्सरह उस्सरह अय्या उस्सरह એ મગધરાજના ભટની નેપથ્યોક્તિ લક્ષિત છે. આ ભાસની અસલ નેપથ્યોક્તિમાંનો अय्या બોલ યૌગંધરાયણ (આર્ય) અને વાસવદત્તા (આર્યા) બંને માટે છે. તે છતાં સાગરનન્દીની સ્વકલ્પિત અથવા સાંભર્યા પ્રમાણે લખેલી ઉક્તિમાં એકલા યૌગન્ધરાયણનો નિર્દેશ છે. દાહપ્રવાદ રાજ્યપ્રત્યાનયન માટે ન હતો પણ પદ્માવતીપરિણય માટે હતો, એ જોતાં પણ સાગરનંદી ભળતું જ વચન ઊતારે છે એમ સમજાય છે.

વત્સરાજની ઉક્તિ જ એની ખાતરી આપે છે. પ્રસંગ ઉપર ટપકે જોઈ જઈયે. માધવીમંડપમાં ચેટી ડાળી હલાવી ભમરા ઊડાડે છે, એટલે ભડકણભૂત વસંતક બૂમ મારે છે કે 'ઓ બાપરે! ભમરા વળગે છે. જો જો મિત્ર આવતા.' ત્યારે પ્રેમાળ હૃદયનો રાજા કહે છેઃ—

मा मा भवानेवम् । मधुकरसंत्रासः परिहार्यः । पश्य ।

**मधुमदकला मधुकरा मदनार्ताभिः प्रियाभिरुपगूढाः ।**
**पादन्यासविषण्णा वयमिव कान्तावियुक्ताः स्युः ॥**

तस्मादिहैवासिष्यावहे ।

આ ઉક્તિમાંની ગાથા અને એના પછીના વાક્યની એવી મતલબ છે કે આપણાં પગલાંથી **અમે જેમ** હવણાં વ્હાલી પદ્માવતીથી વિયુક્ત થયા, તેમ તારાં પગલાંથી ભમરા એમની વ્હાલી ભમરીથી વિયુક્ત થશે; અર્થાત્ આપણે અહીં બેઠકમાં જ બેસીશું. પ્રસ્તુત ઉક્તિ રાજા પધારતાં પદ્માવતી બેઠક તજીને ગયાનો નિર્દેશ ઉપમાદ્વારા સ્પષ્ટ પ્રતીત થાય છે. મુદ્રિત स्वप्नवासवदत्तમાં આવંતિકા અને ચેટી સાથે પદ્માવતી માધવીમંડપમાં પેસી જાય છે તે પછી વસંતક બેઠકે આવતાં લાગલો કહે છે, કે तत्तभोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे। એ કથનમાં પદ્માવતી બેઠક તજીને ચાલી ગયાનું જે અનુમાન છે, તેને ટેકો આપનારી બેઠકની પરિસ્થિતિનું નિરૂપણ ખૂટે છે. એ ખોટ नाटयदर्पणમાંનું અવતરણ પૂરે છે. આ સ્થળે ધ્યાનમાં લેવું જોઇયે કે મુદ્રિત વાચના કેટલી ભ્રષ્ટ છે. એ જેવી છે તેવી નીચે ઊતારૂં છું.

**विदूषकः**—तत्तभोदी पदुमावदी इह आआच्छिअ णिग्गदा भवे ।

**राजा**—कथं भवान् जानाति ।

**विदूषकः**—इमाणि अवइदकुसुमाणि सेफालिआगुच्छआणि पेक्खदु दाव भवं ।

राजा—अहो विचित्रता कुसुमस्य वसन्तक।

वासवदत्ता—( आत्मगतम्। ) वसन्तअसंकित्तणेण अहं पुण जाणामि उज्जइणीए वत्तामि त्ति।

राजा—वसन्तक. अस्मिन्नेवासीनौ शिलातले पद्मावतीं प्रतीक्षिष्यावहै।

विदूषकः—भो तह। ( उपविश्योत्थाय। ) ही ही सरअकाळतिक्खो दुस्सहो आदवो। ता इमं दाव माहवीमण्डवं पविसामो।

राजा—बाढम्। गच्छाग्रतः।

विदूषकः—एवं होदु।

उभौ परिक्रामतः।

અહીં રાજા પદ્માવતી આવતા સુધી બેઠકમાં બેસવાનું ઠરાવે છે. વસંતક તેની હા પાડે છે. પરંતુ તે બેશીને ઊભો થઈ જાય છે અને શરદ ઋતુના કરડા તાપની ફરિયાદ ઊઠાવી માધવીમંડપમાં જવા વીનતી કરે છે. સહજે પ્રશ્ન થાય છે જે એ કેટલીવાર બેઠો કે તેને તાપ લાગી ગયો? બીજો પ્રશ્ન એ થાય છે કે શું રાજા અને વસંતક બહાર ઊભા ઊભા પદ્માવતી આવી ગયાની વાત કરે છે અને પછીથી બેઠકમાં જાય છે? મને તો અહીં ઉક્તિઓ ઊલટ-પાલટ થઈ હોય એમ લાગે છે. ગોટાળો દૂર કરી વાંચવા પ્રયત્ન કરિયે તો પાઠ આ પ્રમાણે સંભવેછેઃ—

राजा—वसन्तक अस्मिन्नेवासीनौ शिलासने पद्मावतीं प्रतीक्षिष्यावहै।

विदूषकः—भो तह।

उभावुपविशतः।

**राजा**—(निरूप्य)

पादाक्रान्तानि पुष्पाणि सोष्म चेदं शिलासनम् ।
नूनं काचिदिहासीना मां दृष्ट्वा सहसा गता ॥

**विदूषकः**—तत्तभोदी पदुमावदी इह आअच्छिअ णिग्गदा भवे।

**राजा**—कथं भवान् जानाति ।

**विदूषकः**—इमाणि अवइदकुसुमाणि सेहालिआगुम्मआणि पेक्खदु दाव भवं ।

**राजा**—अहो विचित्रता कुसुमानाम् ।

**वासवदत्ता**—( आत्मगतम् । ) अणेण संकित्तणेण अहं पुण जाणामि उज्जइणी वुत्तत्ति ।[૯]

**वसन्तकः**—(उत्थाय) ही ही सरअकालतिक्खो दुस्सहो आदवो। ता इमं दाव माहवीमण्डवं पविसामो ।

**राजा**—बाढम् । गच्छाग्रतः ।

**विदूषकः**—एव्वं होदु । तथा करोतिः ।

આ ઘટના અનુસાર રાજા બેઠકમાં જૂએ છે તો પટમાં ફૂલ ચંપાયલાં જણાય છે, અને પગ મૂકે છે તો શિલાસન હૂંફાળૂં લાગે છે. તે ઉપરથી એ કહે છે, કે કોઈ સ્ત્રી અહીં બેઠી હશે તે મને જોઈ–અર્થાત્ અબઘડી ચાલી ગઈ જણાય છે. રાજાના એ અનુમાનથી આગળ વધી વસંતક ઉમેરે છે કે એ આવી જનાર દેવીશ્રી જ હોવાં જોઇયે. રાજા પૂછે છે કે આવી જનાર પદ્માવતી જ

૯. અહીં ઉજ્જયિનીના ઉદ્યાનવિહારના કોઈ પ્રસંગનૂં નિરૂપણ ગલિત હોય, એમ ભાસે છે.

છે એમ તું શા ઉપરથી કહે છે? વસંતક શેફાલિકાગુલ્મ તરફ આગળી કરી ઉત્તર વાળે છે કે જૂઓ આ ઝાડ; એનાં ફૂલ તાજાં જ ચૂંટાયલાં છે. એ વચનથી રાજાની દૃષ્ટિ શેફાલિકા તરફ વળે છે. નજર પડતાં જ આનંદમુગ્ધ બની તે કહે છેઃ 'અહા હા! પુષ્પની શોભા અનેરી છે!' પદ્માવતીએ વત્સરાજની આ કુસુમરસિકતા પ્રીછી દાસીને વધુ શેફાલિકાપુષ્પ ચૂંટી લાવવા પૂર્વે ના પાડી હતી. આવા જ આનંદોદ્દગાર ઉજ્જયિનીની વિશ્વવિખ્યાત પુષ્પસમૃદ્ધિ જોઈ વત્સરાજના મુખમાંથી પૂર્વે નીકળેલા, તે વાસવદત્તાને યાદ આવે છે. દરમિયાન શરદૃઋતુનો તાપ ન ખમાયાથી વસંતક માધવીમંડપમાં જવાની રાજાને વીનતી કરે છે. વત્સરાજ તેને આગળ થવા કહે છે. એટલે તે મંડપ તરફ જાય છે. અહીં મુદ્રિત પ્રતમાં ઉક્તિઓનો જે વિપર્યાસ દૃષ્ટિગોચર થાય છે તે કોઈ કાળે નાટકની નકલ કરતાં કોઇને હાથે થયો હશે, અને એ ગરબડાટમાં पादाक्रान्तानि પ્રતીકનો શ્લોક પડયો હશે.

અહીં એક વધુ પ્રસંગ નોંધવાને લલચાઉં છું. છઠ્ઠા અંકના ઉત્તર ભાગમાં યૌગંધરાયણ અને વાસવદત્તા છતાં થાય છે; તે વખતે વત્સરાજનું મન આંખની સાક્ષીને ભ્રમ માનવા પ્રેરાય છે. પરંતુ પછી આવનારી ઉક્તિમાં યૌગંધરાયણ વાસવદત્તાને ખસેડી ગુપ્ત રાખ્યા બાબત માફી માગે છે, તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે રાજા પ્રસ્તુત મિથ્યા ભ્રમને દૂર કરી પ્રત્યક્ષ દર્શનને પ્રમાણભૂત માને છે. એ નિર્ણયના વાચક બોલ મૂળમાં લુપ્ત થયા છે. દંડીના काव्यादर्शમાં એમાંનો પદ્યાત્મક ભાગ મને મળી આવ્યો છે. સંબંધ જોડનાર શબ્દ ઉમેરી હું નિર્ણયોક્તિ નીચે પ્રમાણે વાંચું છું.

न खलु स्वप्नोऽयम् । सत्यमेवेदम् ।

मृतेति प्रेत्य संगन्तुं यया मे मरणं मतम् ।
सैषावन्तो मया लब्धा कथमत्रैव जन्मनि ॥

આનું સ્થાન स्व. वा. ૬ । ૧૭ પછી છે.

ત્રુટિતપણાની બીજી ચર્ચા स्वप्नवासवदत्तामां વર્ણવેલા આઠમા પ્રસંગને અંગે ध्वन्यालोकलोचनમાંથી ટાંકેલા[10] स्वञ्चित પ્રતીકના અવતરણથી ઉદ્‌ભવ પામે છે. એ ગાથામાં ઊંઘી ગયેલો નાયક નાયિકાના સ્પર્શથી જાગ્યાનો, તેણે આંખ ઉઘાડી નાયિકાને જોયાનો, અને એનો દૃઢ સંસ્કાર નાયકના હૃદયમાં પડયાનો ભાવ સ્ફુરે છે. અર્થાત્ એ પાંચમા અંકની ગાથા છે. એનું સ્થાન निष्क्रामन् संभ्रमेणाहं द्वारपक्षेण ताडितः। ततो व्यक्तं विजानामि भूतार्थोऽयं मनोरथः ॥ એ આત્મપ્રત્યય પછી તરતમાં જ હોવું જોઇયે. પરંતુ મુદ્રિત પ્રતમાં એ ગાથા કહીં એ જોવામાં આવતી નથી. આ સ્થળે પણ વાચના અત્યંત ભ્રષ્ટ છે. એ ગરબડગોટાવાળો ભાગ નીચે આપું છું.

राजा—वयस्य प्रियमावेदये। धरते खलु वासवदत्ता।

विदूषकः—अविहा वासवदत्ता। कहिं वासवदत्ता। चिरा खु उवरदा वासवदत्ता।

राजा—वयस्य मा मैवम्।

**शय्यायामवसुप्तं मां बोधयित्वा सखे गता।**
**दग्धेति ब्रुवता पूर्वं वञ्चितोऽस्मि रुमण्वता॥**

---

१० अलंकृतीनां शक्तावप्यानुरूप्येण योजनम्।

प्रबन्धस्य रसादीनां व्यञ्जकत्वे निबन्धनम्॥ ध्वन्या. ।३।१४।

प्रबन्धोऽपि रसादीनां व्यञ्जक इत्युक्तं तस्य व्यञ्जकत्वे निबन्धनम्। ............प्रबन्ध विशेषस्य **नाटकादे** रसव्यक्तिनिमित्तमिदं चावगन्तव्यं **यदलंकृतीनां शक्तावप्यानुरूप्येण योजनम्**। शक्तो हि कविः कदाचिदलंकारनिबन्धने तदाक्षिप्ततयैवानपेक्षितरसबन्धः प्रबन्धमारभते तदुपदेशार्थमिदमुक्तम्। **दृश्यन्ते च** कवयोऽलंकारनिबन्धनैकरसा अनपेक्षितरसाः प्रबन्धेषु।

'**दृश्यन्ते च**' इति। यथा स्वप्नवासवदत्ताख्ये नाटके **स्वञ्चित०**

**विदूषकः**—अविहा असंभवणीअं एदं ण । आ उदअण्णाण-संकित्तणेण तत्तभोदिं चिन्तअन्तेण सा सिविणे दिट्ठा भवे ।

**राजा**—एवं, मया स्वप्नो दृष्टः ।

**यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम् ।**
**अथायं विभ्रमो वा स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम् ॥**

**विदूषकः**—भो वअस्स इमस्सिं राअउले अवन्तिसुंदरी णाम जक्खिणी पडिवसदि । सा तुए दिट्ठा भवे ।

**राजा**—न न ।

**स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविप्रोषिताञ्जनम् ।**
**चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥**

अपि च वयस्य पश्य पश्य ।

**योऽयं संत्रस्तया देव्या तया बाहुर्निपीडितः ।**
**स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥**

**विदूषकः**—मा दाणिं भवं अणत्थं चिन्तिअ । एदु एदु भवं । चउस्सालं पविसामो ।

આમાં, यदि, स्वप्न અને योऽयं પ્રતીકના જે ત્રણ શ્લોક છે તે આડાઅવળા ગોઠવાયા છે. વસંતક પ્રથમ રાજાએ વાસવદત્તા ઊંઘમાં જોયાની કલ્પના કરે છે. તે સાંભળી 'એ ઊંઘ મુબારક' એવું રાજા કહે છે તે તો ઠીક, પણ આવંતિકા જોઈ વાસવદત્તાનો ભ્રમ થયાનું વસંતકે કહ્યા પહેલાં સાથે સાથે 'એ ભ્રમ પણ મુબારક' એ કથન તો અસ્થાને જ છે. ગોટાળો ટાળી વાંચિયે, તો પાઠ આવો હોવો સંભવે છે.

राजा—वयस्य प्रियमावेदये । धरते खलु वासवदत्ता ।

स्वञ्चितपक्ष्मकपाटं नयनद्वारं स्वहस्ततालेन ।
उद्घाट्य सा प्रविष्टा हृदयगृहं मे नृपतनूजा ॥

विदूषकः । अविहा कहिं वासवदत्ता । चिरा खु उवरदा सा ।

राजा—मा मैवम् ।

शय्यायामवसुप्तं मां बोधयित्वा सखे गता ।
दग्धेति ब्रुवता पूर्वं वञ्चितोऽस्मि रुमण्वता ॥

विदूषकः—असंभवणीअं एदं । णं उज्जइणीए णामसंकित्तणेण तत्तभोदिं चिन्तअन्तेण सा सिविणे दिट्ठा भवे ।

राजा—मया स्वप्नो दृष्टः ? । न हि ।

स्वप्नस्यान्ते विबुद्धेन नेत्रविप्रोषिताञ्जनम् ।
चारित्रमपि रक्षन्त्या दृष्टं दीर्घालकं मुखम् ॥

विदूषकः—भो इमस्सिं राअउले आवन्तिआ णाम सुन्दरी बह्मणी[1] पडिवसदि । सा तुए दिट्ठा भवे ।

राजा—वयस्य पश्य पश्य ।

योऽयं संस्थितया देव्या तया बाहुर्निपीडितः ।
स्वप्नेऽप्युत्पन्नसंस्पर्शो रोमहर्षं न मुञ्चति ॥

विदूषक—मा दाणिं अणत्थं चिन्तिअ ।

राजा—

यदि तावदयं स्वप्नो धन्यमप्रतिबोधनम् ।
अथ वा विभ्रमोऽयं स्याद् विभ्रमो ह्यस्तु मे चिरम् ॥

આ ગોઠવણુ મુજબ રાજા જેવો વસંતકને જૂએ છે તેવો જ તે ઊઠે છે, કે 'મિત્ર! એક વધામણી. વાસવદત્તા જરૂર જીવે છે.' એમ કહી ઉક્તિના સમર્થનમાં એ ઊમેરે છે કે 'તું ગયો ત્યારે હું ઊંઘી ગયો હતો. મારા હૃદયમંદિરનું દ્વાર જે નેત્ર, તેનાં પોપચાંરૂપી બારણાં બંધ હતાં. એવામાં વાસવદત્તાના હાથનો સ્પર્શ થયો-એટલે હું જાગી ગયો અને મેં મારી આંખે વાસવદત્તાને જોઈ. મારા હૃદયમાં એની મૂર્તિ આ સ્ફૂર્યા કરે.' એ વચનની અસંભાવ્યતા દર્શાવવા વસંતક તરત જવાબ આપે છે કે 'વાસવદત્તા તો બળીને ખાખ થઈ ગયાં છે. એ ક્યાંથી હોય?' રાજા પોતાનાં અનુભવ-પ્રત્યક્ષને વળગી રહી વાસવદત્તા બળી ગયાનું રુમણ્વાને કહ્યું હતું તે ખોટું ઠરાવે છે. વસંતક કહે છે કે 'એ અનુભવ સ્વપ્નનો હશે; તમે ઊંઘમાં વાસવદત્તા જોયાં હશે.' તેના જવાબમાં રાજા ફરી કહે છે કે 'તું માનતો નથી, પણ પૂરેપૂરી જાગ્રત દશામાં વાસવદત્તાને મેં પ્રોષિતપતિકાની અવસ્થામાં જોઈ હતી.' અશ્રદ્ધાળુ બ્રાહ્મણમિત્ર ઉત્તર વાળે છે કે 'તમે ત્યારે અહીં દરબારમાં બ્રાહ્મણવર્ણનાં આર્યા આવંતિકા છે, તેને જોઇ વાસવદત્તા જોયાના ભ્રમમાં પડ્યા હશો.' અંતરમાં ખીજવાતો રાજા કહે છે, 'અરે ભ્રમ કેવો? જો ને, દેવીશ્રીના સ્પર્શથી આ હાથે રોમ પાંગર્યા છે તે પણ હજુ વિદ્યમાન છે.' વસંતક થાકીને કહે છે કે 'મૂકો એ આળપંપાળ વાત.' રાજા પણ આત્મસંતોષથી વળણુ વાળે છે કે 'તૂ ઊંઘ કહે છે તો એ ધન્ય ઊંઘ, અને ભ્રમ કહે છે તો એ ધન્ય ભ્રમ મારે પ્રમાણ છે.' વધી પડેલી ટપાટપી અહીં રસાંતરરૂપે કંચુકીના પ્રવેશથી નાટકકાર રોકે છે. પ્રકૃત સંભાષણની ઉક્તિઓનો આ સ્વાભાવિક ક્રમ મુદ્રિત પ્રતમાં ચૂંથાઈ ગયેલો જોવામાં આવે છે. તે પથ પાછલા દૃષ્ટાંત મુજબ કોઈ કાળે નકલ કરનારથી અજાણતાં પલટાયો હશે; અને એ ઊલટપાલટમાં **સ્વપ્નિત** પ્રતીકની ગાથા પડી ગઈ હશે.

મુદ્રિત પ્રતની ભ્રષ્ટતાનાં ઉદાહરણ અનુવાદની ટિપ્પણીમાં નોંધ્યાં છે, તે ઉપરાંત એક મહત્ત્વનું ઉદાહરણ અહીં નોંધવાની જરૂર છે. ચોથા અને પાંચમા અંક વચ્ચેના પ્રવેશકમાં વત્સરાજ એકાએક સંતપ્ત થયાનો નિર્દેશ છે. પરંતુ વસંતકની ઉક્તિનાં પદ અને પદાંશ વિપર્યસ્ત અને ભ્રષ્ટ હોવાને લીધે સંતાપનું ઐકાંતિક કારણ હાથ લાગતું નથી. भावप्रकाशમાંના ઉતારાનો પાંચમો શ્લોક એ વિષયમાં બહુ સારો પ્રકાશ પાડે છે. એ શ્લોક ઉપરથી સમજાય છે કે પદ્માવતીના કપાળમાં આવંતિકાએ ચીતરેલું વિશેષક જોઇ વાસવદત્તા સાંભરી આવ્યાથી વત્સરાજ શોક કરે છે. શારદાતનયના એ કથનને અનુસરી अज्ज खु देवीविओअविहुरहिअअस्स तत्तहोदो वच्छराअस्स पदुमावदिपाणिग्गहणसमीरिअस्स अच्चन्तसुहावहे मङ्गलोसवे मदणग्गिदाहो अहिअदरं वड्ढइ । એમ છે, તેને ઠેકાણે अज्ज खु अच्चन्तसुहावहे पदुमावदीपाणिग्गहणमहुस्सवे तत्तहोदो वच्छराअस्स देवीवअणविसेसअदंसणसमीरिदो वासवदत्ताविओअग्गिदाहो अहिअं वड्ढदि । એમ હું વાંચું છું.

નાટકની વાચના મૌલિક છે એ આપણે ચર્ચી ચૂક્યા. એ વાચના ભાસની જ છે, અર્થાત્ ભાસ જ નાટકનો અભિમત કર્તા છે એ નિર્ણય नाट्यदर्पणમાંના શાબ્દ પ્રમાણથી પ્રગટી આવે છે. पादाक्रान्तानि પ્રતીકનો શ્લોક ટાંકતાં नाट्यदर्पणકાર લખી જાય છે કે પ્રસ્તુત શ્લોક भासकृत स्वप्नवासवदत्तમાંથી અમે ઉતાર્યો છે. નાટકની મુદ્રિત વાચનામાં અત્યારે ન મળી આવતો એ અનુષ્ટુપ પૂર્વે તેમાં અસ્તિત્વ ધરાવતો હતો, તે મુદ્રિત પ્રતના જ આંતર શબ્દપ્રમાણથી

મેં ઉપર દર્શાવ્યું છે, અને ઉક્તિઓની ચાળવણી કરી એનું સ્થાન પણ નિર્ધાર્યું છે. ઉક્ત ઊહાપોહ પછી વાચના ભાસની નથી એ કથનનો અવકાશ રહેતો નથી. ત્રુટિત અને ભ્રમ છતાં એ મુદ્રિત વાચના મૌલિક છે અને તે ભાસની જ છે, એવી પ્રતીતિ ઉદાહૃત પ્રમાણથી મારા મનમાં રૂઢ થાય છે.

અલંકારશાસ્ત્રના અપ્રસિદ્ધ સાહિત્યના ઊતારા આ લેખમાં જે આપ્યા છે, તે પ્રાચ્ય અને પાશ્ચાત્ય સંશોધકના લેખમાંથી મેં લીધા છે. એ શોધી કાઢી પ્રકાશમાં મૂકવાનું માન એ અત્યંત શ્રમ ઊઠાવનારા સંશોધકોને છે. મેં તો તૈયાર સામગ્રીનો મારી સમજ પ્રમાણે ઉપયોગ કર્યો છે. स्वप्नवासवदत्तના અનુવાદના અંગનું મારું એક અધૂરું કર્તવ્ય અહીં સમાપ્ત થાય છે.

[ છપાયું: પુરાતત્ત્વ, ૧૯૨૭

# સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી

सत्यं परं धीमही ।

ફ્રેંચ વિદ્વાન M. Sylvain Leviએ Journal Asiatique ના ઈ. સ. ૧૯૨૩ ના ઑક્ટોબર–ડિસેમ્બરના અંકમાં **नाट्यदर्पण**ની હાથપ્રતમાંથી **देवीचन्द्रगुप्त** નામે નાટકના કેટલાક ઊતારા પ્રસિદ્ધ કર્યા ત્યારથી પ્રશ્ન ઉપસ્થિત થયો છે, કે ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્યના પછી રાજગાદીએ આવનાર કોણ? એ નાટકનું પાત્ર ચંદ્રગુપ્ત ઐતિહાસિક વ્યક્તિ છે અને તે ગુપ્ત રાજવંશનો દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય છે, એટલું તો એ ઊતારા પ્રકાશમાં મૂકનાર સ્વીકારે છે; પરંતુ એમાં રાજપદે રામગુપ્તનો નિર્દેશ છે તે પ્રત્યે એ વિદ્વાન અનાસ્થા ધરાવે છે. ત્યાર પછી ઈ. સ. ૧૯૨૪ માં Early History of India ની ચોથી આવૃત્તિ સુધારા વધારા સહિત બહાર પડી, તેમાં ગુપ્તવંશના ચંદ્રગુપ્તે સ્ત્રીના વેષમાં પરસ્ત્રીલોભી શકપતિનું ખૂન કર્યાનો બાણ ભટ્ટે ઉલ્લેખ કર્યો છે તેને અનૈતિહાસિક ઠેરવતું જૂની આવૃત્તિનું લખાણ[1] કાયમ રાખ્યું છે: અર્થાત્ સમુદ્રગુપ્ત અને દ્વિતીય ચંદ્રગુપ્તના વચ્ચે રામગુપ્તની સત્તાનો ઈન્કાર કર્યો છે. વળી ડૉક્ટર ફ્લીટે છપાવેલા ગુપ્તવંશના લેખોના સંગ્રહમાં આપેલી રાજાવલીમાં રામગુપ્તનું નામ છે નહિ; અને એનો એકે સિક્કો પણ જડયો નથી. તેને લીધે ફ્રેંચ પૌરાતનિકને અને ઇંગ્રેજ ઐતિહાસિકને **देवीचन्द्रगुप्त**માંના આ કેવળ અજાણ્યા

---

૧ જૂઓ V. Smith's Early History of India, 4th edition, p. 309:–Scandalous tradition affirmed that 'in his enemy's city, the king of the S'akas, while courting another man's wife, was butchered by Chandragupta, concealed in his mistress's dress'; but the tale does not look like genuine history.

નામ વિશે અશ્રદ્ધા ઊપજી હોય, તો તે બનવાજોગ છે. વિશાખદત્તના **मुद्राराक्षस**ના સંવિધાનનો કેટલોક ભાગ કલ્પિત છે; એજ કવિના **देवीचन्द्रगुप्त**ના સંવિધાનના સંબંધમાં પણ એવા જ કલ્પિત-પણાની શંકા ગઈ હોય, તો તે શકય છે.

ઈ. સ. ૧૯૨૪ ના નવેમ્બરમાં ઉપરનો પ્રશ્ન ફરી ચર્ચાય છે. તે સમયે Prof. R. D. Banerji બનારસ હિંદુ યુનિવર્સિટીમાં મણીન્દ્રચન્દ્રવ્યાખ્યાનમાળાનાં ભાષણો આપે છે, તેમાં એ બાબત એઓ છણે છે; અને **देवीचन्द्रगुप्त**માંનાં અવતરણોની સમીક્ષા કરી જણાવે છે, કે સમુદ્રગુપ્ત પછી એનો કુંવર રામગુપ્ત ગાદીએ આવ્યો. તે એવો તો નમાલો નીવડયો કે મથુરાના શક રાજાની સાથેના વિગ્રહમાં તેણે જાત બચાવવાની ખાતર શત્રુને રાણી ધ્રુવદેવી આપી દેવાની પણ હા પાડી. પરંતુ તેના ભાઇ ચંદ્રગુપ્તે ધ્રુવદેવીના વેષમાં શક રાજાના અંતઃપુરમાં દાખલ થઈ તેને મારી નાંખ્યો. તે પછી ભાઈનું ખૂન કરી વિધવા ધ્રુવદેવીને રાજા ચંદ્રગુપ્ત પરણ્યો.[૧]

ઉપરનો પ્રશ્ન The Journal of the Bihar and Orissa Research Society ઈ. સ. ૧૯૨૮ ના જ્યૂનના અંકમાં બનારસ હિંદુ યુનિવર્સિટીના Prof. A. S. Altekar[૨]

૧ The Journal of the Bihar and Orissa Research Society ના ગયા જ્યૂન મહીનાના અંકમાં આપેલી Prof. A. S. Altekarની નોંધને અનુસરીને Prof. R. D. Banerjiના વક્તવ્યનો સાર અહીં આપ્યો છે.

૨ પ્રો. આલ્ટેકર રામગુપ્ત અને ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને અનુક્રમે મુજમલઉત્તવારિખના Rawwal (રવ્વાલ) અને Barkamaris (બરકમારિસ) છે એમ કહે છે. એમનું રાજ્ય સિંધમાં હતું. મહાન સિંકદરના સમકાલીન કરંદના પુત્ર અમંદના બે બે ભાઇઓ પુત્ર થાય. પ્રો. આલ્ટેકરનો તે પછી

હાથ ધરે છે અને નીચે આપેલા ૭ નિર્ણય ઉપર આવે છે.[1] (૧) સમુદ્રગુપ્ત પછી તેનો પુત્ર રામગુપ્ત ગાદીએ બેઠો. તેનું બીજું નામ કદાચ શર્મગુપ્ત હશે. તે રાજા છેક જ નમાલો હતો. (૨) તેણે અંતરામણમાં વિરોધી શક રાજાને રાણી ધ્રુવદેવી આપી દેવાનું પણ કબૂલ કર્યું. (૩) બાદ રાજા રામગુપ્તના ન્હાના ભાઇ ચંદ્રગુપ્તે ધ્રુવદેવીના વેષમાં જઈ શક રાજાનું ખૂન કર્યું. (૪) પાછા આવી ચંદ્રગુપ્તે રામગુપ્તને જાતે મારી નાંખ્યો અથવા કોઈ પાસે મારી નંખાવ્યો. (૫) વિધવા ધ્રુવદેવી તે પછી રાજા ચંદ્રગુપ્તની રાણી બની. (૬) **देवीचन्द्रगुप्त** નાટકમાં આ સમગ્ર વૃત્તાંત સમાવવામાં આવ્યો છે. પ્રો. આલ્ટેકરના આ નિર્ણયો પ્રૉ. બાનરજીના મંતવ્ય સાથે મોટે ભાગે સમાનતા ધરાવે છે.

આજના લેખ લખનારને પણ ઇ. સ. ૧૯૨૭ ના આરંભમાં પ્રસ્તુત પ્રશ્નના સંબંધમાં વિચાર કરવાની જરૂર પડી હતી. તે વખતે વિશાખદત્તે રચેલા સંસ્કૃત **मुद्राराक्षस**ની ઇંગ્રેજી પ્રસ્તાવના (Introduction)માં એ કવિના આ ત્રીજા નાટકની કામ પૂરતી નોંધ મેં લીધી છે. પરંતુ તે બહુ સંક્ષિપ્ત છે, અને ઉક્ત ત્રીજી આવૃત્તિ તરતમાં બહાર પડે એમ જણાતું નથી, તે કારણથી એમાંના મુદ્દા કંઈક વિસ્તારથી અહીં હું ચર્ચવા માગું છું.

પ્રશ્નના નિર્ણયનું સાધન જે **देवीचन्द्रगुप्त**, તે દુષ્પ્રાપ્ય થયું છે. સારા સંજોગે એમાંના આઠ ઊતારા બચવા પામ્યા છે. તે પૈકી ૭ આપણા હેમાચાર્યના શિષ્ય રામચંદ્ર અને ગુણચંદ્રના

---

બીજો લેખ પણ તેમાં જ જોવો. J. B. O. R. S. xv, pp-121-141, 1929. Elliot's History of India, Vol. 1., pp-110-112 માં ઊતારેલા મુજમલ-ઉત્-તવારિખ મૂળ આરબી સાથે મુકાબલો કરવો. અરબી પુસ્તક ઇ. સ. ૧૦૨૬ માં સંસ્કૃતને આધારે રચાયલા ફારસી પુસ્તક ઉપરથી છે.

[1] જૂઓ પ્રસ્તુત જ્યૂનનો અંક, પૃ. ૨૨૫.

સટીક **નાટ્યદર્પણ**માંના, એક ભોજરાજાના **शृङ्गारप्रकाश**માંનો, અને એક રાજશેખરની **काव्यमीमांसा**માંનો છે. એ ઊતારાઓનો અનુવાદ ચર્ચામાં સહાયભૂત થવા નીચે આપું છું.

પહેલો ઊતારો **देवीचन्द्रगुप्त**ના બીજા અંકમાંથી લીધો છે. પ્રકૃતિનો અર્થાત્ સેનાપ્રકૃતિનો ગભરાટ શાંત પાડવા રાજા રામગુપ્ત રાણી ધ્રુવદેવી આપી દેવાની શરત કબૂલ રાખી શત્રુના હાથમાંથી છૂટી પોતાને મેલાણે આવે છે. ત્યાં તેનો ન્હાનો ભાઈ ચંદ્રગુપ્ત જે રાણીનો વેષ સજીને શકને ત્યાં જવા તૈયાર થયો છે, તે આવીને રાજાને પગે પડી વીનવે છે કે રાણી ધ્રુવદેવીને ન તજતાં મને જ મહારાજ તજી દો. તે તકે વેત્રવતી સાથે રાણી ત્યાં આવી ચડે છે. તે રાજાને સ્ત્રીવેષધારી ચંદ્રગુપ્ત સાથે એકાંતમાં વાત કરતો જોઈ શંકામાં પડે છે, જેથી તે છતી ન થતાં છાની રહી તેમની વાતચીત સાંભળે છે. ઉક્ત ઊતારો નીચે મુજબ છે.[1]

[ **રાજા** ] ઊઠ, ઊઠ. તારો ત્યાગ કરવા હું અશક્ત છું.
નવયૌવને વિરાજતું તારૂં આ અંગ, એ યૌવનને છાજતું

---

૧ સંસ્કૃત અવતરણ નાટ્યદર્પણમાં નીચે મુજબ છેઃ—**भिन्नस्य प्रस्तुतादन्यस्य । त्रिगतमनेकार्थं ( હાથપ્રતમાં गत વધારે )म् । त्रिगतशब्दस्य अनेकार्थत्वात् ( હા. तेन વધારે ) द्व्यर्थमपि । तथा हि ( હા. यथा ) देवीचन्द्रगुप्ते द्वितीयेऽङ्के प्रकृतीनामाश्वासनाय* शकस्य ध्रुवदेवीसंप्रदानेऽभ्युपगते राज्ञा रामगुप्तेनारिवधनार्थं यियासुः प्रतिपन्नस्त्री( હા. ध्रुवदेवी )नेपथ्यः कुमारश्चन्द्रगुप्तो विज्ञापयन्नुच्यते यथा—**

**राजा**—उत्ति( હા. प्रति )ष्ठोत्तिष्ठ । न खल्वहं त्वां परित्यक्तुमुत्सहे ।
प्रत्यग्रयौवनविभूषितमङ्गमेतद्
रूपश्रियं च तव यौवनयोग्यरूपाम् ।

* प्रकृति—અમાત્ય નર્મસચિવ સેનાપતિ તથા રાજપુરોહિતની અમાત્ય પરિષદ્. પ્રકૃતિક્ષોભનું સમાધાન તે પ્રકૃતિનું આશ્વાસન.

તારૂં આ મોહક રૂપ, અને મારા ઉપર તારી આ અનુપમ પ્રીતિ, એ સૌને વશ થઈ હું દેવીને તજી દેઊં છું. તારા ઉપર મારો ગાઢ પ્રેમ છે.

[**ધ્રુવદેવી** ચંદ્રગુપ્ત વિશે અન્ય સ્ત્રીની શંકાથી અલગ] મહારાજ પ્રેમ જ જુઓ, તો તમે મને તજો નહિ.

[રાજા] એટલે

તારી સરખામણીમાં તૃણતુલ્ય દેવીને હું તજીશ.

[**ધ્રુવદેવી** અલગ] અરે તે પહેલાં તો પ્રાણત્યાગ કરી હું જ મહારાજને તજીશ.

[રાજા]

ખરે જ, તારા વિના આ રાજ્ય અકારૂં છે.

[**ધ્રુવદેવી** અલગ] મને પણ આ ભવ ભારે અકારો હોઈ સ્હેજે ત્યાજ્ય જ છે.

---

म( હા. स )क्ति च मय्यनुपमामनुरुध्यमानो

देवीं त्यजामि बलवांस्त्वयि मेऽनुरागः ॥

**ध्रुवदेवी**—(अन्यस्त्रीशङ्कया ।) जइ भत्तिं अवेक्खसि तदो मं मन्द-भाइणिं ण ( હા. ण નથી ) परिच्चइस्स( હા. च्चय )सि ॥ ( यदि भक्तिमवेक्षसे ततो मां मन्दभागिनीं न परित्यक्ष्यसि । )

**राजा**—अपि च

त्यजामि देवीं तृणवद् त्वदन्तरे

**ध्रुवदेवी**—अहं वि जीविदं परिच्चअन्ती अज्जउत्तं पढमद(હા. प)रं जेव्व परिच्चइस्सं ॥ ( अहमपि जीवितं परित्यजन्त्यार्यपुत्रं प्रथमतरमेव परित्यक्ष्यामि । )

**राजा**—

त्वया विना राज्यमिदं हि निष्फलम् ।

**ध्रुवदेवी**—मम वि संपदं णिप्फलो जीवलोओ सुपरिच्चअणीओ (હા उ) भविस्सदि ॥ ( ममापि साम्प्रतं निष्फलो जीवलोकः सुपरित्यजनीयो भविष्यति ।)

[ રાજા ]

દેવી પ્રત્યે મારૂં વ્હાલ અતિ દૃઢ છે.

[ ધ્રુવદેવી અલગ ] ખરૂં ખરૂં, મહારાજ આધીન જનને વણવાંકે આ તજો છો. એ કંઈ જેવું તેવું વ્હાલ?

[ રાજા ] પરંતુ

માઝૂં ચિત્ત તારામાં ચોટયૂં છે. મારો અનન્ય સ્નેહ તારા ઉપર છે.

[ ધ્રુવદેવી અલગ ] એટલે જ મહારાજ આ મંદભાગિનીને તજો છો.

[ રાજા ]

તારા રૂઢ પ્રેમને લીધે (તારા લોભથી) તારી ખાતર મેં આ તજી-કીર્તિ એ તજી અને દેવી એ તજી, મારે મન એ લોક લોક જ છે.

---

राजा—

दृढा( હા. ऊढे )ति देवीं प्रति मे दयालुता

ध्रुवदेवी—इअं अज्जउत्तस्स दयालुदा जं अणवरद्धो जणो अणुगदो एव्वं परिच्चईअदि ॥ ( इयमार्यपुत्रस्य दयालुता यदनपराद्धो जनोऽनुगत एवं परित्यज्यते । )

राजा—परं (હા. परं નથી)

त्वयि स्थितं स्नेहनिबन्धनं मनः ॥

ध्रुवदेवी—अदो जेव्व मन्दभाआ परिच्चइज्जा(હા. च्चया)मि ॥ ( अत एव मन्दभागा परित्यज्ये । )

राजा—

त्वय्युपारोपितप्रेम्णा त्वदर्थं (હા. र्थे) यशसा सह ।

परित्यक्ता मया देवी जनोऽयं जन (હા. नो) एव मे ॥

[**ધ્રુવદેવી** વેત્રવતી પ્રત્યે અલગ] અલી! આટલે દરજ્જે મહારાજ નિર્દય હઈયાના નિવડયા!

[**વેત્રવતી** રાણી પ્રત્યે અલગ] બાસાહેબ, શું કહું? ચંદ્રમંડળમાંથી વીજળીઓ પડે છે!

[રાજા]
દેવીના વિયોગનું દુઃખ મને થાય છે; પણ તે તો તું
વીસરાવીશ.

[**ધ્રુવદેવી** અલગ] અરે! તમને નિર્દયને વળી મારા વિયોગનું દુઃખ થાય છે કે?

[રાજા]
પરંતુ તારા વિયોગનું દુઃખ જે મને સાલશે, તેનો
સોમો હિસ્સો પણ દેવી શમાવી શકશે નહિ.

---

**ध्रुवदेवी**—वे(હા. सू)त्रधारिणीं (હા. धारी) प्रति।) **हञ्जे, ईदसी** अज्जउत्तस्स करुणाही(હા. णापराही)णदा। (हञ्जे, ईदृश्यार्यपुत्रस्य करुणाहीनता।)

**वे(હા. सू)त्रधारिणी** (હા. री)— देवि, पडन्ति चन्दमण्डलादो चडुलीओ (હા. उ)। किं एत्थ कहि(હા. रि)ज्जदि॥ (देवि, पतन्ति चन्द्रमण्डलाद् विद्युतः। किमत्र कथ्यते।)

**राजा**—

देवीवियोगदुःखार्तास्त्वमस्मान् रमयिष्यसि।

**ध्रुवदेवी**—विजोअदुक्खं वि दे अकरुणस्स अत्थि (હા જેવ્વ વધારે)॥ (वियोदुःखमपि तेऽकरुणस्यास्ति।)

**राजा**—

त्वद्दुःखमपनेतुं सा शतांशेनापि न क्षमा॥

इत्येतत् स्त्रीवेषधारिचन्द्रगुप्तबोधनार्थमभिहितमपि विशेषणसाम्येन ध्रुवदेव्या स्त्रीविषयं प्रतिपन्नमिति भिन्नार्थयोजकम्।

આ અત્યંત મર્મસ્પર્શી ચિત્ર અહીંથી અધૂરૂં છે[૫].

બીજો ઊતારો ત્રીજા અંકમાંથી લીધો જણાય છે[૬]. રામગુપ્તે સાફ ના પાડયા છતાં ચંદ્રગુપ્ત પોતાનો ઠરાવ અમલમાં મૂકવા તત્પર થાય છે. તેનો મિત્ર વિદૂષક એને કહે છે કે શત્રુના નગરમાં એકલા ન જવાય, વીર સુભટોને સ્ત્રીના વેષમાં જોડે લેઇને જાઓ. તેને રાજકુમાર નીચે મુજબ ઉત્તર વાળે છે.

[ચંદ્રગુપ્ત] મિત્ર !

પ્રચંડ દેહના—તેવા જ બળવાન—અને તેવા જ શૌર્યવાળા,
મદમત્ત બનેલા, વિશાળ દંતુસળવાળા હાથીઓને જોઇને
પર્વતની ગુફાના મુખમાંથી અવગણુતાના હાસનો ધ્વનિ જ
જાણે મૂર્તરૂપે સામે આવતા હોય એવી બહોળી કેશવાળી
ફરફરાવતા એકલ કેસરીના ગંધથી જ મૃગનાં ટોળાં ભગાય
તેમ ભાગી જાય છે. શૂરવીરને વળી એકઅનેકની સંખ્યા શી[૭] ?

---

૫ મૂળમાં રાજાની ચોથી ઉક્તિમાં दयालुता શબ્દ છે; એનો અર્થ મેં 'સ્નેહ, વ્હાલ' લીધો છે. दय् ધાતુ સ્નેહાર્થ છે; જુઓ दयित, दयिता ઇ.

૬ આ ઊતારો ભોજ રાજાના અપ્રકાશિત शृङ्गारप्रकाशમાંથી લીધો છે. મૂળ સંસ્કૃત નીચે પ્રમાણે:

देवीचन्द्रगुप्ते चन्द्रगुप्तो विदूषकं प्रति ।

सद्वंशान् पृथुवर्ष्म(હા. वंश)विक्रमबलान् हत्वो(હા. दृष्ट्वो)द्धतान् दन्तिनो
हिंसस्याथ (હા. हासस्येव) गुहामुखादभिमुखं निष्क्रामतः प(पा)र्वतात् ।
एकस्यापि विधूतकेसरसटाभारस्य भीता मृगा
गन्धादेव हरेर्द्रवन्ति बहवो वीरस्य किं संख्यया ॥

पर्वत=રાજગઢ. गुहा=રણવાસ. गुहामुख=રણવાસનો દરવાજો. दन्तिनः=શકપતિ અને ઉપસ્થાનના સુભટ. मृग=રાજમહેલના લશ્કરના સિપાઈ.

૭ શક રાજાનૂં ખૂન કર્યાં પછી ચંદ્રગુપ્ત કેવા વેષમાં કયે માર્ગે થઈ વળી આવે છે, તે આ અન્યોક્તિમાં ગમ્યમાન છે.

આ રીતે ભીરુ બ્રાહ્મણની સલાહને હસી કાઢીને ચંદ્રગુપ્ત રાણી ધ્રુવદેવીની મુલાકાતે જાય છે. અવતરણક્રમમાં ત્રીજા અંકનો બીજો ઉતારો અહીંથી લીધો લાગે છે. તે આ પ્રમાણે છે[૮].

> [ચંદ્રગુપ્ત] અરે, આ તે રાણી ધ્રુવદેવી ? હહા,
> એકાએક રાહુના શિરે ગ્રાસ કર્યો હોય એવી ઇંદુકળાના
> સરખાં એ બિચારાં શોકે ઘેરી લીધાથી (પૂર્વે) રમ્ય
> અને આનંદપ્રદ છતાં (હાલ) લોકે ઘેરી લેઈ કરુણ
> દશાને પ્રાપ્ત થયાં છે. મર્દ થઇને એ નામર્દ મનુષ્યના
> જેવું આ પગલું પતિએ ભર્યાથી લજ્જા ક્રોધ ખેદ ભય
> અને ઉદ્વેગનું પાત્ર બની એઓ અંતરમાં પીડાય છે.

ત્રીજા અંકના આ બંને ઉતારામાં અંકની સંખ્યાનો નિર્દેશ કર્યો નથી.

ચોથો ઉતારો ચોથા અંકમાંથી લીધો હોય એમ જણાય છે.[૯] એમાં ચંદ્રગુપ્ત અને ગણિકા માધવસેનાના મેળાપનો પ્રસંગ વર્ણવ્યો

---

૮ આ ઉતારો પાછો नाट्यदर्पणમાંથી ટાંક્યો છે. એનું મૂળ નીચે પ્રમાણે છે:—भावस्य पराभिप्रायस्याथ वा भाव्यमानस्यार्थस्योहप्रतिभादिवशान्निर्णयो यथावस्थितरूपनिश्चयः क्रमः । बुद्धिस्तत्र क्रमते न हन्यत इत्यर्थः । यथा देवीचन्द्रगुप्ते चन्द्रगुप्तो ध्रुवदेवीं दृष्ट्वा स्वगतमाह । इयमपि सा देवी तिष्ठति, यैषा

> रम्यां चारतिकारिणी च करुणा( णां ) शोकेन नीता दशां
> तत्कालोपगतेन राहुशिरसा ग्रस्ते( હા. गुप्त )व चान्द्री कला ।
> पत्युः क्लीवजनोचितेन चरितेनानेन पुंसः सतो
> लज्जाकोपविषादभीत्यरतिभिः क्षेत्रीकृता वर्तते ॥

अत्र ध्रुवदेव्यभिप्रायस्य चन्द्रगुप्तेन निश्चयः । સરખાવો ભ. ગી. માં क्लैब्य.

૯ આ ઉતારો नाट्यदर्पण અને शृङ्गारप्रकाश બંનેમાં છે. તેનું મૂળ ઉભયને અનુસરતું નીચે પ્રમાણે છે. वेश्यायां नायिकायां विनयरहितमपि चेष्टितं निबध्यते। यथा विशाखदत्तकृते देवीचन्द्रगुप्ते माधवसेनां समुद्दिश्य कुमारचन्द्रगुप्तस्योक्तिः ।

છે. એ દરબારી ગણિકાને રીઝવવાને રાજકુમાર આ પ્રમાણે નર્મવચન ઉચ્ચારે છે.

[ ચંદ્રગુપ્ત ]

અહો મનોહર મુખવાળી ! નીલકમળની કાંતિવાળાં તારાં નેત્રમાં આ આનંદાશ્રુ ઊભરાવનાર, રોમાંચ ઊપજાવી તારા પ્રત્યેક અંગને પ્રસ્વેદથી ભીંજાવનાર, તારા પૂરા ભરાવદાર નિતંબને અધિક પ્રફુલ્લ કરનાર કયા પુરુષે હસ્તસ્પર્શ વિના એ તારા કટિવસ્ત્રની આ ગાંઠ ઢીલી કરી વારૂં ?

માધવસેના મૌન ધરી રહે છે. ચંદ્રગુપ્ત તેને મિષ્ટ વચને રીઝાવે છે. આપણા અવતરણક્રમમાં એ પાંચમો ઊતારો છે.[१०]

---

आनन्दाश्रु सिततरो( હા. श्रुजलं सितो )त्पलरुचोराबध्नता नेत्रयोः
प्रत्यङ्गेषु वरानने पुलकिषु स्वेदं समातन्वता ।
कुर्वाणेन नितम्बयोरुपचयं संपूर्णयोरप्यसौ
केनात्रा(હા.प्य)स्पृशताप्यधोनिवसनग्रन्थिस्तवोच्छ्वासिता ॥

१० આ ઊતારો नाटयदर्पणમાંથી લીધો છે. તેનું મૂળ નીચે પ્રમાણે છે:—
भावानां साध्यफलोचितानां रतिहर्षोत्साहादीनां याचनं प्रार्थना । यथा देवीचन्द्रगुप्ते चतुर्थेऽङ्के ।

चन्द्रगुप्तः—प्रिये माधवसेने, त्वमिदानीं मे बन्धमाज्ञापय ।
कण्ठे किंनरकण्ठि बाहुलतिकापाशः समासज्यतां
हारस्ते स्तनबान्धवो मम बलाद् बध्नातु पाणिद्वयम् ।
पादौ ते जघनस्थलप्रणयिनी संदानयन्मेखला
पूर्वं त्वद्गुणबद्धमेव हृदयं बन्धं पुनर्नार्हति ॥*

अत्र रतेः प्रार्थना ।

* આ નર્મોક્તિ જ છે. ઊંડું વસ્તુગત મર્મ કંઇ જણાતું નથી.

તે ચોથા અંકમાંથી લીધો છે, એવો **नाट्यदर्पण**માં ઉલ્લેખ છે. ઊતારો નીચે પ્રમાણે.

[ ચંદ્રગુપ્ત ]
લે ત્યારે, વ્હાલી માધવસેના, તૂં મને બંધનની સજા કર.
હે કિંનરીના જેવા મધુર કંઠવાળી! મારે ગળે તૂં
નાજુક ભુજલતાનો પાશ નાંખ. સ્તન સાથે સગાઈ
રાખતા હારથી મારા બે હાથને જોર ભેર જકડી લે.
પૂંઠની સખી મેખલા વડે મારા પગમાં બેડી જડી
દે. મારા હઈયાને બંધનની જરૂર નથી. તે તો
પ્રથમથી તેં તારા ગુણે બાંધી લીધૂં જ છે.

છટ્ઠો ઊતારો પાંચમા અંકમાંથી લીધો છે[11]. ચોથા અને પાંચમા અંકના ગાળામાં શત્રુભૂત શક રાજાનૂં ખૂન કરી પાંચમા

---

[11] એ ઊતારો પણ **नाट्यदर्पण**માંથી લીધો છે એનૂં મૂળ નીચે મુજબ છેઃ-
तथा हि देवीचन्द्रगुप्ते पञ्चमेऽङ्के

एसो सियकरसत्थप्प(હા. रविस्थरप)णासिआसेसवेरितिमिरोहो ।
णिअविहवएण चन्दो-गअणं गहलङ्घिओ* विसइ ॥

इयं (ध्रुवा) स्वापायशङ्किनः कृतकोन्मत्तस्य कुमारचन्द्रगुप्तस्य चन्द्रोदय-वर्णनेन प्रवेशप्रतिपादिका । ચંદ્ર પરત્વે ઉપરની ગાથાની છાયા હૂં નીચે પ્રમાણે ગોઠવૂં છૂંઃ—एष सितकरसार्थप्रणाशिताशेषवैरितिमिरौघः । निजविभवेन चन्द्रो गगनं लङ्घितग्रहो विशति ॥ એ ધ્રુવાની ચંદ્રગુપ્ત પરત્વે છાયા આ પ્રમાણે લેઊં છૂંઃ—एष शितकरशस्त्रप्रणाशिताशेषवैरितिमिरौघः । निजविभवेन चन्द्रोऽगवनं लङ्घितग्रहो विशति ॥

* गहलङ्घिओ પદ ચંદ્રગુપ્ત-પક્ષે ઉન્માદાર્થ પર લેવૂં વધારે ઠીક છે. સાગરનંદીએ અંકની **उन्मत्तचन्द्रगुप्त** સંજ્ઞા રાખી છે; બીજી તરફથી નૈષ્કામિકી ધ્રુવામાં मअणादा ઉન્માદ-પદનો જ બોધ કરે છે.

गह=1. a. plant, 2. seizure; विभव=1. might ie. brilliance; 2. might ie. prowess.

અંકની રંગભૂમિ ઉપર દેખા દેતા ચંદ્રગુપ્તનો એમાં ઉલ્લેખ છે. એ પ્રસ્તાવ ચંદ્રદર્શનની અન્યોક્તિ દ્વારા ચંદ્રગુપ્તનો પ્રવેશ સૂચવતી પ્રાવેશિકી ધ્રુવાના રૂપમાં આપ્યો છે. તેનો ચંદ્ર પરત્વે અર્થ નીચે મુજબ છે.

> ધોળાં કિરણોના સમૂહથી જેણે શત્રુભૂત અંધકારનો ઓઘ નિઃશેષ નષ્ટ કર્યો છે અને જેણે ગ્રહ ઝાંખા પાડયા છે એવો ચંદ્ર, પોતાના પ્રભાવ સમેત, ગગનમાં દર્શન દે છે.

એ ધ્રુવાનો ચંદ્રગુપ્ત પરત્વે અર્થ નીચે પ્રમાણે અભિપ્રેત છે.

> હાથમાંના તીક્ષ્ણ શસ્ત્રથી જેણે મહામચ્છ જેવા શત્રુનો રોધ નિઃશેષ નષ્ટ કર્યો છે અને ન પકડાતાં છટકી આવ્યો છે એવો ચંદ્રગુપ્ત, પોતાના પ્રભાવ સમેત, ગિરનાં જંગલમાં દર્શન દે છે.

ઉપરની ગાથાના સંબંધમાં **नाट्यदर्पण**માં જણાવ્યું છે કે અનિષ્ટની શંકાથી કુમાર ચંદ્રગુપ્ત ઉન્માદનો દેખાવ કરે છે, સાગરનંદી અંકને **उन्मत्तचन्द्रगुप्त** નામ આપે છે, તે તેથી જ.

સાતમો ઊતારો પણ પાંચમા અંકમાંથી લીધો છે[૧૨]. એમાં

---

૧૨ આ नाटयदर्पणમાંથી છેલ્લો ઊતારો છે. એનૂં મૂળ નીચે પ્રમાણે છે:—अङ्कान्ते अङ्कमध्ये वा सनिमित्तं रङ्गात् पात्रस्य वहिर्निःसरणं निष्क्रमः। तत्प्रयोजना अनुशक्तिकादेराकृतिगणत्वाद् इकणि उभयपदवृद्धौ नैष्क्रामिकी। यथा देवीचन्द्रगुप्ते पञ्चमाङ्कान्ते—

> बहुविहकज्जविसेसं अइगूढं णिण्हवेउ(હા. इ) मअणादो।*
> णिक्कलइ चन्दउत्ता(હા. वुद्धचित्ता) उत्तत्थमणा(હા. उरम्गात्तं) मणा
> (હા. ना) रिउणो ॥

ईयमुन्मत्तवेषस्य चन्द्रगुप्तस्य मदनविकारमिषकार्य(હા. मिषकार्य નથી)-गोपनपरस्य मनाक्।

* मअणनो અર્થ ગાંડછા લેઇ શકાય.

**નાટ્યદર્પણ**ની નોંધ પ્રમાણે, શત્રુથી સ્હેજ ભય પામેલો ચંદ્રગુપ્ત રાજા રામગુપ્તના દરબારનો રસ્તો પકડે છે, તેનો નિર્દેશ છે. એ નૈષ્ક્રામિકી ધ્રુવા આ પ્રમાણે છે.

ગાંડછાના ડોળથી પોતાનું અનેકવિધ મહત્ત્વનું પરાક્રમ
અત્યંત છૂપું રાખી કરી દુશ્મનનું કંઈક ભય મનમાં
ધરી ક્ષોભ પામેલો ચંદ્રગુપ્ત ચાલી નીકળે છે.

પ્રસ્તુત ધ્રુવાથી પાંચમા અંકની સમાપ્તિ થાય છે. પણ **દેવીચન્દ્રગુપ્ત** નાટક અહીં સમાપ્ત થતું નથી. આ પછી રામગુપ્ત અને ચંદ્રગુપ્તના મેળાપનો અને કુમારના અદ્‌ભુત સાહસના રાજાએ આપેલા ખરેખરા રાજવટનો વૃત્તાંત આવવો જોઇયે. ખૂટતા સત્કાર-ભાગનો એકદેશ **કાવ્યમીમાંસા**માં, એકાએક ઓળખ ન પડે એવા અત્યંત વિકૃત રૂપમાં, જળવાઈ રહેલો મળી આવે છે. **વૃત્તેતિવૃત્ત** એટલે ઐતિહાસિક વસ્તુના મુક્તકના દૃષ્ટાંત તરીકે તે નીચે પ્રમાણે **મીમાંસા**કાર રાજશેખરે આપ્યો છે[૧૩].

---

शत्रुभीतस्य राजकुलगमनार्थं निष्क्रमसूचिका । ઉપર આપેલી પ્રાકૃત ગાથાની સંસ્કૃત છાયા હું આ પ્રમાણે કલ્પું છું:—बहुविधकार्यविशेषमतिगूढं निन्हूय मदनात्। निष्क्रामति क्षुब्धचित्त उत्त्रस्तमना मनाग् रिपोः ॥

૧૩ એ શ્લોક સંસ્કારી લીધેલા પાઠ સમેત નીચે પ્રમાણે છે. એમાં કલ્પિત પાઠના પડખામાં મુદ્રિત પાઠ અર્ધચંદ્રાકાર કૌંસમાં આપ્યા છે. નવા પાઠ સંગતિ વિચારી મેં ગોઠવ્યા છે.

दातुं (दत्वा) रुद्धगतिः शका(खशा)धिपतये देवीं ध्रुवोपाधिकां(वस्वामिनीं)*
यस्मात् खण्डितसाहसो निवर्तते श्रीराम(शर्म)गुप्तो नृपः ।
तस्मिन्नेव हि रैवते(हिमालये) गुरुगुहाकोणक्वणत्कीचके(किंनरे)
गीयन्ते बत ते (भवतः) कुमार (तव कार्त्तिकेय) शबर(नगर)स्त्रीणां
गणैः कीर्तयः ॥

* ध्रुवोपाधिक ध्रुवेत्यक्षराभ्याम् उपाधिका अधिका वर्धिता ( देवीसंज्ञा ) ।

> અહો કુમારશ્રી ! જ્યાં અંતરાઈ ગયેલા શ્રીરામગુપ્ત મહારાજ આદરેલા સાહસમાં પરાસ્ત થઈ શક રાજાને રાણી ધ્રુવદેવી (પાસથી) આવી મેલાણે પાછા ફર્યા હતા, તે જ રૈવતાચળમાં મોટી ગુફાઓના ગહ્વરમાં વાંસ તાન પૂરે છે ત્યાં પુરાંગનાઓ ટોળે મળી આપના જસનાં ગીત ગાય છે.

આ શ્લોક ક્યાંથી લીધો છે તેની માહિતી **काव्यमीमांसा**માં આપી નથી. પરંતુ રામગુપ્તનું શત્રુના હાથમાં ફસાવું, મરણિયા થઈ લડતાં પણ સાહસ નિષ્ફળ જવું અને આખરે રાણી મોકલી આપવાની શરત સ્વીકારી છૂટવું, એ હકીકત તેમાં આપેલી છે; તે ધ્યાનમાં લેતાં બહુ સંભવિત લાગે છે કે ઉદ્ધૃત શ્લોક રાજાનું કલંક ધોઈ નાંખનાર કુમાર ચંદ્રગુપ્તના સંબંધી છે. તે મોટા ભાઈની વતી સેના સાથે ચડી આવી ગિરિનગરનો કબજો મેળવે છે. તે પ્રસંગનું વૈતાલિકે કરેલું યશોગાન છે. એ છઠ્ઠા અંકનો ભાગ હોય એમ મારું સમજવું છે. સાતમો અંક રાજ્યાધિકાર સ્વેચ્છાએ છોડી રામગુપ્તે ચંદ્રગુપ્તને અભિષેક કર્યો હશે તે વિશે હોવો સંભવે છે.

સંગૃહીત ઊતારાઓમાં રામગુપ્ત અને ચંદ્રગુપ્ત એ બે ભાઈઓ કયા વંશના હતા, પરસ્ત્રીલોભી શક કયા દેશનો રાજા હતો અને તેનું નામ શું, વગેરે વિગત છે નહિ; તે અન્યત્ર છૂટીછવાઈ મળી આવે છે. **हर्षचरित** ચંદ્રગુપ્તને **गुप्त** એટલે ગુપ્તવંશીય તરીકે ઓળખાવે છે. ગુપ્ત વંશમાં ચંદ્રગુપ્ત નામ ધરાવનાર રાજા બે જ છે. તેમાંનો પ્રથમ ચંદ્રગુપ્ત ગંગાકાંઠે રાષ્ટ્ર કિંવા રાઢનો, પ્રયાગનો,

---

ઇતિહાસ વીસારે પડતાં પાત્ર અને સ્થળનાં નામ કેટલાં પલટાઈ ગયાં છે? રામગુપ્તની રાણીનું નામ ધ્રુવદેવી અને ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યની રાણીનું ધ્રુવસ્વામિની હતું તે ભૂલાયેલ છે. વળી પર્વતરાજ હિમાલયનું નામ દાખલ થતાં कीचकને સ્થાને किंनर અને कुमारને સ્થાને कार्त्तिकेय ગોઠવાયેલ છે.

અયોધ્યાનો, અને મગધનો માલીક હતો[14]. તે શકો સાથે અથડાટમાં આવ્યો જાણવામાં નથી. એટલે શકપતિનું ખૂન કરનાર દ્વિતીય ચંદ્રગુપ્ત જ ઠરે છે. એ શિરસટ્ટાના વિકટ સાહસ અને પરાક્રમને લઇને તે સાહિત્યમાં **સાહસાંક** અને **વિક્રમાદિત્ય**[15] બિરુદથી પ્રસિદ્ધ છે. સૌરાષ્ટ્રમાં જૂનામાં જૂનો ગુપ્ત સિક્કો એનો જ જડે છે. વ્યાઘ્રવધનો પહેલો સિક્કો સમુદ્રગુપ્તનો છે તે એણે બંગાળ જીત્યાની સાક્ષી પૂરે છે, તેમ સિંહવધનો પહેલો સિક્કો દ્વિતીય ચંદ્રગુપ્તનો હોઇ તેણે સૌરાષ્ટ્ર જીતી લીધાની ખાતરી આપે છે[16] એવી મારી પ્રતીતિ છે.

ચંદ્રગુપ્ત જેના પ્રાણ લે છે તે શકને પ્રૉ. બાનરજી મથુરાનો શક રાજા માને છે. પરંતુ એ ભ્રમ છે. બાણ ભટ્ટ અને ભોજ

---

૧૪ જૂઓ Dynasties of the Kali ageમાં ઉદ્ધૃત वायुपुराण-માંનો નીચેનો શ્લોક.

अनुगङ्गं प्रयागं च साकेतं मगधांस्तथा ।

एतान् जनपदान् सर्वान् भोक्ष्यन्ते गुप्तवंशजाः ॥

૧૫ રાજશેખરે काव्यमीमांसाના નીચેના બે ઉતારામાં કહેલો **સાહસાંક** આ દ્વિતીય ચંદ્રગુપ્ત છે, એ માન્યતામાં હું પ્રૉ. આલ્ટેકર સાથે એકમત થાઉં છું. (૧) वासुदेवसातवाहनसाहसाङ्कादीन् सकलान् सभापतीन् दानमानाभ्यामनुकुर्यात् ॥ श्रूयते हि उज्जयिन्यां साहसाङ्को नाम राजा । तेन संस्कृतभाषात्मकमन्तःपुर एव प्रवर्तितं नियमनम् । જૂઓ વળી ભોજ રાજાના सरस्वतीकण्ठाभरण । २ । ૧૫નો નીચેનો શ્લોકઃ–केऽभूवन्नाढ्यराजस्य राज्ये प्राकृतभाषिणः । काले श्रीसाहसाङ्कस्य के न संस्कृतवादिनः ॥ ઉજ્જયિની પ્રાચીન કાવ્યપીઠ અને તેની સાથે મધ્યકાળના ગુપ્તોનું અવાંતર પાટનગર હોવાથી છેલ્લા ઉતારામાં દ્વિતીય ચંદ્રગુપ્ત સાહસાંક વિક્રમાદિત્યનો ઉજ્જયિની પરત્વે નિર્દેશ છે.

૧૬ જૂઓ John Allan's British Museum Catalogue of Indian Coins, Dynasties, p. 17, pp. 43–43 અને p. 45.

રાજા ગિરિપુરમાં એનું ખૂન થયાનું લખે છે[૧૭]. તેથી એ ગિરિપુરનો, અર્થાત્ સૌરાષ્ટ્રનો અધિપતિ સંભવે છે. સૌરાષ્ટ્રમાં ક્ષત્રપો ઈ. સ. ૩૦૦ થી માલવ દેશ ખોઈ બેસતા જોવામાં આવે છે. શાથી જે માલવ દેશના એક દેશમાં વર્માંતસંજ્ઞાના રાજાઓનો રાજ્યાધિકાર શરૂ થાય છે. (જૂઓ J. O. R. Madras, July–September, 1930, p. 257, last paragraph.) કુમાર ચંદ્રગુપ્તની ઊગતી જુવાનીમાં ત્યાં મહાક્ષત્રપ સ્વામી તૃતીય રુદ્રસિંહ રાજ્ય કરતો હતો. એ પાશ્ચાત્ય ક્ષત્રપ શાખાનો છેલ્લો રાજા હતો. એ તર્કપરંપરાએ **देवीचन्द्रगुप्त**માં નિર્દિષ્ટ શક રાજા ઉક્ત રુદ્રસિંહ જ ઠરે છે.

હવે રાજા રામગુપ્તનો રાજ્યકાળ વિચારવો રહ્યો. એના અસ્તિત્વની સ્મૃતિ આપનાર માત્ર **देवीचन्द्रगुप्त** છે. નથી એનો ગુપ્ત રાજાવલીમાં નિર્દેશ, નથી પ્રશસ્તિ, નથી તામ્રપત્ર, નથી શિલાલેખ, નથી રાજમુદ્રા, નથી સિક્કો. એ ઉપરથી પ્રતીતિ થાય

---

૧૭ જૂઓ हर्षचरित ।६। गिरिपुरे च परकलत्रकामुकं कामिनीवेषगुप्तो गुप्तश्चन्द्रगुप्तः शकपतिमशातयत्। જૂઓ વળી शृङ्गारप्रकाश માંનું નીચેનું અવતરણ:—स्त्रीवेषनिन्हुतश्चन्द्रगुप्तः स्कन्धावारं गिरिपुरं शकपतिवधायागमत्। ચંદ્રગુપ્તે પાશ્ચાત્ય શકરાજ્યનો અંત આણ્યો હતો, તે વાત ધ્યાનમાં રાખી મેં ઉપરના અવતરણમાં ભ્રષ્ટ अरिपुरे અને अळिपुरं પાઠને બદલે અનુક્રમે કલ્પિત गिरिपुरे અને गिरिपुरं પાઠ ગોઠવ્યા છે. देवीचन्द्रगुप्तમાંથી ઉપર છઠ્ઠા ઊતારામાંની આર્યાની ચંદ્રગુપ્ત પરત્વે સંસ્કૃત છાયાનું अगवन (ગિરિવન) પદ ઉક્ત ફેરફારને પુષ્ટિ આપે છે. મૂળ પાઠ गिरिपुर તે ઉપરથી–रिपुर, अरिपुर તે ઉપરથી अळिपुर અને अलिपुर. हर्षचरितમાંના અવતરણ ઉપર संकेतकार શંકરની ટીકા ઉપયોગી હોવાથી તે અહીં ઊતારૂં છું:—शकानाम् अयं: (મુદ્રિત પાઠ आचार्यः) शकपतिः (મુ. પા. शकाधिपतिः!) ध्रुवदेवीं चन्द्रगुप्तभ्रातृजायां "प्रार्थयमानः चन्द्रगुप्तेन ध्रुवदेवीवेषधारिणा स्त्री(મુ. પા. स्त्रीवेष)जनपरिवृतेन रहसि व्यापादितः।

છે, કે એનું રાજ્ય એટલું ટૂંકું હતું કે તેનું અસ્તિત્વ પાછળથી લેખામાં લેવાયું નહિ કે ભૂલી જવાયું. તે રાજ્ય સમુદ્રગુપ્તના અને દ્વિતીય ચંદ્રગુપ્તના રાજ્યકાળ વચ્ચે ગોઠવાય છે. આથી શક રાજાના રાજ્યની સમાપ્તિનું વર્ષ તે જ રામગુપ્તનું રાજ્યપ્રાપ્તિ તથા રાજ્યસમાપ્તિનું વર્ષ ઠરે છે. તૃતીય રુદ્રસિંહ સૌરાષ્ટ્રનો મહાક્ષત્રપ થયો, તે સમયનો સિક્કો મળ્યો છે[૧૮]. તેમાં શતકનો આંકડો ૩ છે, દશકનો ૧ છે, અને એકમનો વંચાતો નથી. એ અવાચ્ય આંકડો શૂન્ય લેઇ એ સિક્કાની સાલ શક ૩૧૦ (=ઈ. સ. ૩૮૮) ઠરે છે[૧૯]. એ સિવાય બાજી કોઈ સાલનો તૃતીય રુદ્રસિંહનો સિક્કો જડયો નથી. સૌરાષ્ટ્રે સમુદ્રગુપ્તના સમયથી ગુપ્તોનું ઉપરીપણું સ્વીકાર્યું હતું, તેની રૂએ તૃતીય રુદ્રસિંહે ઈ. સ. ૩૮૮ માં ગાદીએ આવતાં નવા ગુપ્ત સમ્રાટ રામગુપ્તને નજરાણો ન મોકલી તેને સૌરાષ્ટ્ર ઉપર ચડાઇ લેઇ આવવાનું કારણ આપ્યું સંભવે છે. એ ચડાઈનો પરિણામ શક રાજ્યને વિનાશકારી નિવડયો. આ રીતે કાર્યકારણની સંકળના સમજતાં સમુદ્રગુપ્તનું મરણ, રામગુપ્તે ગાદીએ આવવું તથા ગાદી છોડવી, શક રાજાનું રાજ્યારોહણ તથા ખૂન, અને ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક, એ સર્વ બનાવ ભિન્ન મિતિથી ઈ. સ. ૩૮૮ માં ગોઠવાય છે.

ઉપરની હકીકતમાં રાજા રામગુપ્તને ભાઈના અદ્‌ભુત સાહસથી પરમ પ્રસન્ન થઈ રાજમુગટ પોતાના માથેથી ઊતારી ચંદ્રગુપ્તના માથે સમર્પતો મેં વર્ણવ્યો છે, ત્યારે પ્રૉ. બાનરજી તથા પ્રૉ.

---

૧૮ જૂઓ Rapson's British Museum Catalogue of Indian Coins, Andhras, Kshatrapas, & c., pp. 117–21.

૧૯ સાલ મજકૂર શક ૩૧૦ થી મોડી લેઇયે, તો તેના પરિણામે સમુદ્રગુપ્તનાં રાજ્યકાળનું અંતિમ વર્ષ મોડું લેવું પડે; એટલે આજે જે રાજ્યકાળ લાંબો છે, તે વધારે લાંબો થાય. આ કારણથી સિક્કામાં આપેલી શક સાલના એકમના સ્થાનમાં શૂન્યની યોજના કરી છે.

આલ્ટેકર **देवीचन्द्रगुप्त**ના પાંચમા અંકમાંની પૂર્વે આપેલી પ્રાવેશિકી અને નૈષ્ક્રામિકી ધ્રુવા ઉપરથી ચંદ્રગુપ્તને મુગટધારી મોટા ભાઈનું ખૂન કરી ગાદીએ આવતો અને વિધવા ધ્રુવદેવીને પરણી લેતો લેખવે છે; અને એના સમર્થનમાં પ્રૉ. આલ્ટેકર રાષ્ટ્રકૂટ વંશના પ્રથમ અમોઘવર્ષનાં સંજાણનાં[20] તામ્રપત્રનો અડતાળીસમો શ્લોક ટાંકે છે. આ તામ્રપત્રના પાઠ ઠેકાણે ઠેકાણે ભ્રષ્ટ છે, તે ડૉ. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે મોટે ભાગે સુધારી લીધા છે. તે છતાં કોતરનારે કરેલી ભારે મૂઝવતી ભૂલોને લીધે ઉક્ત શ્લોકનો અન્વય કરવો અને અર્થ બંધ બેસાડવો અશકય છે. એમાં યોજેલા વ્યક્તિરેક અલંકારની ઘટનાનાં અંગ ઉપર લક્ષ ફેરવી પાઠ સુધારી લેઈયે[21], તો અન્વય સુગમ થઈ નીચે મુજબ અર્થ નીકળે છે.

> કહે છે કે આ કલિયુગમાં (એક) પ્રસિદ્ધ ગુપ્તવંશીય રાજાએ ભાઈને હણી રાજ્ય હરી લીધું હતું. પછી એ પામરે 'આજે ફલાણાને લાખ અને ઢીકણાને કરોડ ટંકા આપ્યા' એમ પ્રત્યેક દીધેલું દાન વહીએ ચડાવરાવ્યું હતું. પરંતુ જેણે પોતાનું ખરેખર રાજ્ય અનેક વાર દાનમાં દઈ દીધું

20 જૂઓ Epigraphia Indica, Vol. XVIII, Sanjan Copperplates of King Amoghavarsha I. Saka 795.

21 પ્રસ્તુત શ્લોક અસલ પાઠ અને શુદ્ધ પાઠ સમેત નીચે પ્રમાણે છે. અસલ અશુદ્ધ પાઠ કૌંસમાં આપ્યા છે.

हत्वा भ्रातरमेव राज्यमहरद् द्व्वं(देवीं) च दीनस्ततो*
लक्षं कोटिमलेखयत् किल कलौ ×दत्तं(दाता) स गुप्तान्वयः ।
येनात्याज्य(जि)तनु स्वराज्यमसकृद् वाह्येऽर्थके (बाह्यार्थकैः) का कथा
ह्रीस्तस्याजनि(स्योन्नति)राष्ट्रकूटतिलको दातेति कीर्तावपि ॥

*देयं કે दत्वा च दानं स्तुतौ પાઠ સંભવે. देय=n. a donatary gift.
× दातेति પાઠ સંભવે. देय अतनु उन्नति કલ્પિત પાઠ.

હતું–તુચ્છ ઊપાડયૂં જાય એવા દ્રવ્યની તો શી વાત
કરવી ?–તે (પ્રથમ અમોઘવર્ષ) તો 'અહા, દાતા તે
રાષ્ટ્ર–કૂટતિલક (રાજા)!' એવી (પોતાના દાનની) ખ્યાતિ
સાંભળીને શરમાતો.

આ શ્લોકમાં ઉપમેય રાષ્ટ્રકૂટ વંશનો પ્રથમ અમોઘવર્ષ છે અને ઉપમાન ગુપ્ત રાજા છે. રાષ્ટ્રકૂટ રાજા વિશાળ રાજ્ય આપી દે છે–અનેક વાર આપી દે છે, અને તેની નોંધ રાખવી તો હોય જ કેવી ?–લોક તેની સખાવતનાં વખાણ કરે છે તેથી પણ તે શરમાય છે. ગુપ્ત રાજા તો ભાઈને હણી રાજ્ય પચાવી પડયો હતો, ત્યાં કોઈને રાજ્ય આપવાનૂં હોય જ કેવૂં ? તે ધનનૂં દાન આપતો તેમાં એ જાણે કાંઈ નવાઈ કરતો હોય તેમ અભિમાનપૂર્વક તે તે દાન વહીએ ચડાવરાવતો હતો. એ રીતે પ્રશસ્તિકારે રાષ્ટ્રકૂટ રાજાનો ગુપ્ત રાજાથી વ્યતિરેક વર્ણવ્યો છે. સંજાણનાં તામ્રપત્રના વિદ્વાન સંસ્કર્તા, પ્રસ્તુત શ્લોકમાં કહેલો રાજા તે બહુધા સ્કંદગુપ્ત હશે, એમ જણાવે છે. પરંતુ તે અસંભવિત છે. પ્રૉ. બાનરજી અને પ્રૉ. આલ્ટેકર એની એકતા દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય સાથે સાધે છે, તે જ બરાબર છે. સ્કંદગુપ્ત સખાવતને માટે જાણીતો નથી. લાખ અને કરોડ ટંકા દાનમાં આપ્યાની ખ્યાતિ તો એનો પિતામહ ભોગવે છે. એ વિક્રમાદિત્યની બહોળી ઉદારતાનો ઉલ્લેખ ચીનાઈ પ્રવાસી યવનચંગે એની પ્રવાસપોથીમાં કરેલો છે[૨૨]. શત્રુનો સંહાર કરનાર અને લાખ ટંકા દાનમાં આપનાર વિક્રમાદિત્યનૂં સંસ્મરણ **गाहासत्तसई**માં પણ છે[૨૩]. સબબ સંજાણનાં પ્રથમ અમોઘવર્ષનાં

૨૨ જૂઓ Watters: Yuan Chwang's Travils 1, p. 211.

૨૩ જૂઓ गाहासत्तसई । ५ । ६४ । संवाहणसुहरसतोसिएण देन्तेण तुह करे लक्खं । चलणेण विक्कमाइच्चचरिअमणुसिक्खिअं तिरसा ॥ જૂઓ વળી **પરાક્રમની પ્રસાદી**નો ઉપોદ્ઘાત, પૃ. ૧૨, ટિપ્પણી ૧ (આવૃત્તિ ૬)

તામ્રપત્રના ઉદ્ધૃત શ્લોકમાં દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જ ઉપમાન તરીકે અભિપ્રેત છે. તે એના ભાઇને મારી નાંખીને રાજ્યનો માલીક થયાનું એ શ્લોકમા કહ્યું છે તે ભાઈ કોણ, એ જ પ્રશ્નનો ઊકેલ છેવટ કરવાનો છે. **देवीचन्द्रगुप्त**નો કર્તા રામગુપ્તને બંધુ-વત્સલ અને સાહસિક વર્ણવે છે. એવા ભાઈનું ચંદ્રગુપ્ત ખૂન કરે કે કરાવે એ શું સંભવિત છે? વિશાખદત્ત એના નાયકનો એવો અપકર્ષ કરે ખરો? **देवीचन्द्रगुप्त** સંસ્કૃત નાટક છે, Greek tragedy નથી. ગિરિપુરમાં શબર સ્ત્રીઓએ શસ્ત્ર લીધા તે ચંદ્રગુપ્તે કરેલા બેવડા ખૂનના?—અને, પ્રૉ. બાનરજી તથા પ્રૉ. આલ્ટેકર કહે છે તે પ્રમાણે હત્યા વ્હોરી મોટા ભાઈનું રાજ્ય અને તેની રાણી અપનાવી લેવાના? નહિ, નહિ, એવી અધમતા ચંદ્રગુપ્તમાં કલ્પી શકાતી નથી. રામગુપ્ત ઉપરાંત બીજો એક ભાઈ ચંદ્રગુપ્તને હતો[૨૪]. સંભવે છે કે એ રામગુપ્તથી ન્હાનો, પણ ચંદ્રગુપ્તથી મોટો હોય. તે વચટ ભાઇએ ગિરિપુરમાં મોટો ભાઈ રાજ્યાધિકારથી નિવૃત્ત થયાની અને ન્હાનો ભાઈ અભિષિક્ત થયાની ખબર મળતાં પાટલિપુત્રમાં રાજચિહ્ન ધારણ કર્યા હોય, અને કેટલાક ખંડિયા રાજાની સહાયતા મેળવી તે ચંદ્રગુપ્તના સામો થયો હોય. રાજપાટ માટેના એ વિગ્રહમાં ન્હાના ભાઈના હાથે વચટ માર્યો ગયાનો અને ચંદ્રગુપ્ત સામ્રાજ્યનો ધણી થયાનો સંજાણનાં તામ્રપત્રના પ્રસ્તુત શ્લોકમાં નિર્દેશ છે, એવું મારૂં માનવું છે. આને મળતો બનાવ

૨૪ ડૉ. ફ્લીટે પ્રસિદ્ધ કરેલા ગુપ્ત વંશના લેખોના સંગ્રહમાંના અંક ૨ ના લેખના પાંચમા શ્લોકમાં સમુદ્રગુપ્તની પત્ની અને દ્વિતીય ચંદ્રગુપ્તની માતા દત્તદેવીને બહુ પુત્રપૌત્ર હોવાનો ઉલ્લેખ છે તે જોવો.

સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો ત્યારે પણ બન્યો હતો. પ્રથમ ચંદ્રગુપ્તે અનેક કુંવરો સમક્ષ એને ઉત્તરાધિકારી નીમ્યો હતો. ટાળી મૂકેલા કુંવરો પૈકી કાચ કુમાર તેના સામો થાય છે. કદાચ તે સમુદ્રગુપ્તથી વયે મોટો હોય. તે અવાંતર પાટનગરમાં રાજચિહ્ન ધારણ કરી પોતાના નામનો સિક્કો પણ પડાવે છે. પરંતુ સ્વલ્પ સમયમાં તે સમુદ્રગુપ્તને હાથે માર્યો ગયો જણાય છે. કેમકે તેનો બીજો કોઈ ઐતિહાસિક અવશેષ મળતો નથી.[૨૫]

**देवीचन्द्रगुप्त**ને આધારે કરેલા નિર્ણયમાં એક વાંધો આવે છે. ડૉ. ફ્લીટે પ્રસિદ્ધ કરેલા ગુપ્ત લેખોના સંગ્રહમાં ચોથા અને તેરમા આંકના લેખની રાજાવલીમાં સમુદ્રગુપ્ત પછી લાગલો દ્વિતીય ચંદ્રગુપ્ત આવે છે, તેને એમાં **तत्परिगृहीत** વિશેષણ લગાડ્યું છે. એનો અર્થ 'તેણે (એટલે સમુદ્રગુપ્તે) પસંદ કરેલો' એવો કરવામાં આવે છે; અને એમ કહેવામાં આવે છે કે જેવી રીતે પ્રથમ ચંદ્રગુપ્તે બીજા કુંવરોને ટાળીને પસંદગીના ધોરણે સમુદ્રગુપ્તને

---

૨૫ જૂઓ V. Smith's History of India, 4th edition, P. 297, footnote 7 માંનો નીચેનો ઉતારો:-Some authors suppose Kacha or Kacha to be identical with Samudragupta, but the better opinion regards him as a rival brother of the king. His reign, if a reality, must have been very brief, probably not exceeding a few months. લેખક કાચની ઐતિહાસિકતા વિશે શંકાશીલ જણાય છે. વિચારિયે તો એ શંકા કરતાં કાચ અને સમુદ્રગુપ્તની એકતાની શંકા બલવત્તર છે. કાચના નિરાળા અસ્તિત્વનો પુરાવો આપતો સિક્કો ઉપલબ્ધ છે, જ્યારે કાચ અને સમુદ્રગુપ્તની એકતાનો પુરાવો કંઇ પણ મળ્યો નથી. હું કાચને સમુદ્રગુપ્ત સામે બંડ ઉઠાવનાર સમજૂં છું.

ઉત્તરાધિકારી નીમ્યો હતો તેવી રીતે સમુદ્રગુપ્તે દ્વિતીય ચંદ્રગુપ્તની ગાદીએ નીમણૂક કરી હતી. આ કલ્પના અંતઃપાતી રામગુપ્તની સત્તાના વિરુદ્ધ જાય છે. તેના સંબંધમાં જણાવવાની જરૂર છે કે પ્રથમ ચંદ્રગુપ્તે તો રામગુપ્તને પોતાની પાસે બોલાવી આલિંગન દેઈ, વ્હાલ ઊભરાયાથી કંઈક વિકળ બનેલી દષ્ટિ તેના ઉપર ફેરવી મ્લાનમુખ તુલ્યકુલજોનાં દેખતાં કહ્યું હતું કે તું આખી પૃથ્વીનો રાજા.[૨૬] આવા પ્રકારની પસંદગીની નીમણૂકનો ભાવ **તત્પરિગૃહીત**માંથી નીકળતો નથી. **પરિગૃહીત**માં માત્ર કૃપાનો સંકેત છે; તેથી એ વિશેષણનો અર્થ 'કૃપાપાત્ર, વ્હાલો, માનીતો' એટલો જ થાય છે. **તત્પરિગૃહીત** પસંદગીના અર્થનો રાજપ્રકરણિક પરિભાષાનો બોલ હોવાનો ખાસ આધાર કંઈ છે નહિ. એ બાબત ધ્યાનમાં લેતાં નિર્દિષ્ટ વાંધો આપોઆપ દૂર થાય છે. પ્રસ્તુત વિશેષણ એમ બતાવે છે કે દ્વિતીય ચંદ્રગુપ્ત પિતાને બહુ વ્હાલો હતો. તેટલા માટે બીજા કુંવરો એકે એક અળખામણા હોઈ તેમને ટાળી મૂકી રાજગાદીએ એની નીમણૂક કરી હતી એમ માનવાનું કંઈ કારણ નથી. જ્યેષ્ઠ પુત્ર શ્રીરામગુપ્ત બંધુવત્સલ સાહસિક અને

---

૨૬ જૂઓ ડૉ. ફ્લીટે કરેલા સંગ્રહમાંના આંક ૧ ના લેખનો નીચેનો શ્લોક. એમાં મેં કલ્પેલા શુદ્ધ પાઠને પડખે અસલ ઉત્કીર્ણ પાઠ કૌંસમાં આપેલ છે.

आयाही(आर्यो ही)त्युपगुह्य भावपिशुनैरुत्कर्णितै रोमभिः
सभ्येषूच्छ्वसितेषु तुल्यकुलजम्ली(जम्ला)नाननैर्वी(ननोद्वी)क्षितः ।

स्नेहव्याकुलितेन बाष्पगुरुणा तत्त्वेक्षिणा चक्षुषा
यः पित्राभिहितो निरीक्ष्य निखिलां पाह्येवमुर्वीमिति ॥

ઉદાર મનનો હતો; તેના ઉપર પણ પિતાનું વ્હાલ હોવાનું સંભવે છે. સબબ પ્રસ્તુત નાટકમાં વિશાખદત્ત તેનો રાજા તરીકે ઉલ્લેખ કરે છે તે વાસ્તવિક જ છે.

બાધક પ્રમાણોના અભાવમાં એકંદરે એવો નિર્ણય બંધાય છે, કે સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી **દેવીચંદ્રગુપ્ત**માં કહેલો રામગુપ્ત જ છે. એ ઐતિહાસિક પાત્ર છે, કલ્પિત વ્યક્તિ નથી. ગિરનારની ઘાંટીમાંથી સેનાના છૂટકારા સારૂ તે બહાદુરીથી લડે છે. પરંતુ કુદરત દુશ્મનને યારી આપતી હોવાથી તેનું સાહસિકપણું નિષ્ફળ નીવડે છે. સેનાનો ગભરાટ શાંત કરવાની ખાતર શક રાજા તૃતીય રુદ્રસિંહને રાણી ધ્રુવદેવી આપી દેવાનું કબૂલી તે મેલાણે આવે છે. પરસ્ત્રીલોભી ક્ષત્રપને મોતની શિક્ષાએ પહોચાડવા ન્હાનો ભાઈ ચંદ્રગુપ્ત રાણી ધ્રુવદેવીના વેષમાં પોતાને જવા દેવા મોટા ભાઇને પગે પડીને વીનવે છે. પણ બંધુવત્સલ રામગુપ્ત સાફ ના પાડે છે. ત્યારે ચંદ્રગુપ્ત પોતાના મિત્રને અને માતૃસ્થાનીય રાણીને જ માત્ર જાણ કરી રાજદ્વારની ગણિકા માધવસેનાની સહાયતા મેળવી શત્રુના નગરે જવા નીકળે છે. રાણી ધ્રુવદેવીના દાદમાં તે સ્હેલથી શક રાજાના અંતઃપુરમાં પ્રવેશ પામે છે. ત્યાં તે દાવ સાધી તૃતીય રુદ્રસિંહનો ઘાટ ઘડી નાંખે છે. પછી ગાંડાના વેષમાં સટકી આવી સેનાની આગેવાની લેઇ એકાએક શક રાજધાની ઉપર ધસી જઈ તે સર કરે છે. તેના અદ્ભુત સાહસ અને પરાક્રમથી પરમ પ્રસન્ન થઈ રામગુપ્ત પોતાના માથાનો મુગટ ન્હાના ભાઇને માથે મૂકે છે—ચંદ્રગુપ્તને ગિરિનગરમાં રાજ્યાભિષેક કરે છે. અહીં **દેવીચન્દ્રગુપ્ત** નાટક સમાપ્ત થાય છે. વચટ ભાઇ રાજગાદીનો

દાવો કરી વિગ્રહનો ઝંડો ફરકાવે છે, પણ તે ન્હાના ભાઇને હાથે માર્યો જાય છે; અને દ્વિતીય ચંદ્રગુપ્ત ગુપ્ત સામ્રાજ્યનો ધણી થાય છે. તે પછી એ વિજયયાત્રાએ નીકળે છે[૨૭] અને સામ્રાજ્યનો વિસ્તાર કરે છે તથા તેની મજબૂતી સાધે છે.[૨૮]

[ છપાયું: બુદ્ધિપ્રકાશ, ૧૯૨૯

---

૨૭ જૂઓ ડૉ. ફ્લીટે સંગ્રહેલા ગુપ્ત લેખમાંનો આંક ૬ નો લેખ:— **यदन्तज्योतिरर्कामुर्व्याम्** × × × × × × । × × × × × × **व्यापि चन्द्रगुप्ताख्यमद्भुतम्** ॥ १ ॥ विक्रमावक्रयक्रीता दास्यन्यग्भूतपार्थिवा । ( **यस्य सं** )**मानसंरक्ता धर्म** × × × × × × ॥२॥ तस्य राजाधिराजर्षेरचिन्त्योर्जितकर्मणः ( લેખમાં धर्मनः ) । अन्वयप्राप्तसाचिव्यो व्यापृतः ( લે૦ त ) संधिविग्रहे ( લે૦ हः)॥३॥ कौत्सः शार्व(લે૦ शाव) इति ख्यातो वीरसेनः(લે૦ न-)कुलाख्यया । शब्दार्थन्यायलोकज्ञः कविः पाटलिपुत्रकः ॥४॥ **कृत्स्नपृथ्वीजयार्थेन** राज्ञैवेह महागतः । **भक्त्या भगवतः शंभोर्गुहामेतामकारयत्** ॥५॥ શિવભાગવત વીરસેને કરાવેલી શંભુની ગુહાનું અધિષ્ઠાન માળવાના ઉદયગિરિમાં છે. તેનો **રચનાકાળ** પ્રસ્તુત લેખમાં છે નહિ. પરંતુ તે જ પર્વતનો બીજો લેખ ( જૂઓ Corpus Inscriptionum Indicarum III, p. 21 ) દ્વિતીય ચંદ્રગુપ્તના રાજ્યકાળનો છે; તેમાં ગુપ્ત સંવત્ ૮૨ (=ઇ. સ. ૪૦૧ ) આપેલ છે. તે ઉપરથી માળવાનું ક્ષત્રપરાજ્ય પણ તે પૂર્વે છતાઇ ચૂકેલું સમજાય છે.

આ વિષયમાં નવો પ્રયત્ન પણ થયો છે. જૂઓ Ind. Anti. Vol. LXII Part, DCCLXXXII, November 1933: Further Light on Ramagupta by Prof. Mirashi M. A.

૨૮ આ લેખ નવમી ગુજરાતી-સાહિત્ય-પરિષદ્ માટે તૈયાર કરવામાં આવ્યો હતો. એના મુદ્રણમાં ઉતારાના અનુવાદ ચાલુ માપથી, અને અનુવાદમાંના શ્લોક સાંકડા માપથી છાપ્યા છે. શ્લોકનો અનુવાદ મૂળને અનુસરતો થવા ગદ્યમાં મૂક્યો છે.

# 'યુગપુરાણ'નાં ઐતિહાસિક તત્ત્વ

## વાચના

गर्गसंहिता જ્યોતિષના જૂના પ્રસ્થાનનો એક પ્રાચીન ગ્રંથ છે. તેના એક ભાગનું મૂલ્ય વર્તમાન શોધખોળના જમાનામાં અસાધારણ અંકાય છે; કેમકે ભરતખંડના ઇતિહાસના એક અંધકાર-ગ્રસ્ત પ્રદેશ ઉપર અપૂર્વ પ્રકાશ પાડનારા અંશો તેમાં મળી આવે છે. એ ભાગ संहिताના છેડે આપેલા युगपुराण નામના અધ્યાયમાં સમાયો છે. Bibliothica Indica નામે ગ્રંથાવલીમાં છપાયલી बृहत्संहिताના ઇંગ્રેજી ઉપોદ્‌ઘાતમાં ડૉ. કર્ને તે તરફ શોધરસિક પુરુષોનું ધ્યાન ખેંચ્યું હતું. એ વિદ્વાનને મળેલી હાથપ્રત ખંડિત હતી. તેથી Asiatic Society of Bengal નામની સંસદના સંગ્રહની તથા બનારસની Government Sanskrit Collage નામની પાઠશાળાના સંગ્રહની હાથપ્રતો મેળવી પ્રસિદ્ધ પુરાવિદ શ્રીયુત જાયસ્વાલે युगपुराणનો પ્રસ્તુત મહત્ત્વવાળો ભાગ The Journal of The Bihar And Orissa Research Society નામે શોધખોળના સામયિક પત્રના સપ્ટેમ્બર, ૧૯૨૮ ના અંકમાં ઇંગ્રેજી અનુવાદ અને ટિપ્પણ સાથે છપાવી સર્વસુલભ કર્યો છે. પરંતુ ડૉ. કર્નની અને જાયસ્વાલજીની આધારભૂત સર્વે હાથપ્રતો એટલી બધી અશુદ્ધ છે, કે ઐતિહાસિક તત્ત્વો અશુદ્ધિના થરના નડતરને લીધે પૂરેપૂરાં પ્રકાશમાં આવી શકતાં નથી. મુદ્રિત વાચના એક સો પંદર શ્લોકાર્ધની બનેલી છે, તેમાંની બાર જ પંક્તિ શુદ્ધ છે[૧] બાકી બધી ભ્રષ્ટ છે! એમાં અનેક પદો, અનેક

---

[૧] જુઓ નવી વાચના ૩, ૧૧, ૨૫, ૪૦, ૭૦, ૭૧, ૭૫, ૮૮, ૯૯, ૧૦૧, ૧૦૩ અને ૧૧૨ (જૂની વાચના ૩, ૧૧, ૨૫, ૫૦, ૭૩, ૭૪, ૭૮, ૯૫, ૨૯, ૩૧, ૩૩ અને ૧૧૫).

ચરણો અનેક શ્લોકાર્ધો અવળસવળ થયેલાં જોવામાં આવે છે. ઇતિહાસથી અને ભૂગોળથી અજાણ્યા લખનાર અને વાંચનારને હાથે વિશેષનામોની અવદશા હરખાને બદલે પરખાથી પણ ભૂંડી થઈ છે. પાઠ એટલા અને એવા દૂષિત છે કે કર્તાએ युगपुराण કઈ ભાષામાં લખ્યું હશે, સંસ્કૃતમાં પ્રાકૃતમાં કે એ બેના ઓરકૂટામાં, એવો પ્રશ્ન પણ નવાઈ ઊપજાવતો નથી. આ અનિષ્ટ સ્થિતિ ટાળવા ઐતિહાસિક અને ભૌગોલિક માહીતીના આધારે સંગતિ અને ઔચિત્ય વિચારી એમાંનાં મહત્ત્વવાળાં તત્ત્વ પ્રસિદ્ધિમાં લાવવાના ઉદ્દેશથી આ લેખ હાથ ધર્યો છે. અશુદ્ધ પાઠની સંખ્યા એટલી મોટી છે, કે અનેક કાચી ધાતુના ગઠ્ઠાને અગ્નિની આકરી આંચમાં તપાવી ગાળી ચોખી ધાતુના ઢાળમાં લાવવા સરખું સંશોધનનું કાર્ય અન્યને કંટાળો બલ્કે ત્રાસ આપે એવું છે. એમાં રસ લેનારને માટે પણ અશુદ્ધિના પરિહારની ચર્ચા ઊંડા ઊતરી સંપૂર્ણ ધ્યાન આપી સ્વતઃ અવકાશે સ્વસ્થ ચિત્તે વિચારવાની આવશ્યકતા ધરાવે છે. આ કારણથી ધાતુવાદીની ભઠ્ઠી અલગ રાખી છે[2]. ચોખી ધાતુના ઢાળ સાથે કાચી ધાતુના ગઠ્ઠા સરખાવી પરીક્ષકો સ્વતંત્ર નિર્ણય ઉપર આવે, તેટલા માટે પૂર્વોક્ત મુદ્રિત વાચના પણ અન્યત્ર આપી છે[3]. ભ્રષ્ટ પાઠ સુધારી વિષયપરત્વે આંતર સંબંધના આધારે શ્લોકાર્ધો નવેસર ગોઠવી ઊપજાવેલી વાચના નીચે પ્રમાણે છે.

१ ततो नरक्षये वृत्ते स्वर्याते नृपमण्डले । १, 1
वसुदेवसुते कृष्णे देहान्तं च गते सति । २, 2
भविष्यति कलिर्नाम चतुर्थं पश्चिमं युगम् । ३, 3
ततः कलियुगस्यान्तः प्रथितो जनमेजयः । ४, 4
पृथ्व्यां पारिक्षितः श्रीमानुत्पत्स्यति न संशयः । ५, 5

---

૨ જુઓ પરિશિષ્ટ ૧, ૨, ૩ ને ૫.

૩ જુઓ ટિપ્પણી ૨ માં કહેલું પરિશિષ્ટ ૧.

सोऽपि राजा द्विजैः सार्धं विरोधमुपयास्यति । ६, 6
दारविप्रकृतामर्षी कालस्य वशमागतः । ७, 7

२ ततः कलियुगे राजा शिशुनागकुले बली । ८, 8
उदयो नाम धर्मात्मा पृथिव्यां प्रथितो गुणैः । ९, 9
गङ्गातीरे स राजर्षिर्दक्षिणे सुमहावरम् । १०, 10
स्थापयेन्नगरं रम्यं पुष्पारामजनाकुलम् । ११, 11
तत्तु पुष्पाह्वयं रम्यं पुरं पाटलिपुत्रकम् । १२, 12
पञ्च वर्षसहस्राणि पञ्च वर्षशतानि च । १३, 13
पञ्च संवत्सरान् मासान् पञ्चाहोरात्रपञ्चकम् । १४, 14
पञ्च चैव मुहूर्तानि स्थास्यत्यत्र न संशयः । १५, 15

३ तस्मिन् पुष्पपुरे रम्ये जनारामशताकुले । १६, 16
ऋतुकर्मक्षयाकृतः शालिशूको भविष्यति । १७, 17
स राजकर्मनिरतो दुष्टात्मा प्रियविग्रहः । १८, 18
सौराष्ट्रमर्दयन् घोरं धर्मवादी ह्यधार्मिकः । १९, 19
स्वं ज्येष्ठं भ्रातरं साधुं संप्रातिं प्रथयन् गणैः । २०, 20
स्थापयिष्यति मोहात्मा विजयं नाम धार्मिकम् । २१, 21

४ ततः शाकलमाक्रम्य पञ्चालान् माथुरांस्तथा । २२, 22
यवना दुष्टविक्रान्ताः प्राप्स्यन्ति कुसुमाह्वयम् । २३, 23
तैस्तु पुष्पपुरे प्राप्ते कार्दमे प्रथिते हिते । २४, 24
आकुला विषयाः सर्वे भविष्यन्ति न संशयः । २५, 25
तत्रोद्दामं महायुद्धं भविष्यति तु पश्चिमम् । २६, 26
यवनाश्चापयास्यन्ति नष्टशेषास्तु पार्थिवाः । २७, 41
ततः पाटलिपुत्रं तत् पुष्पारामसमाकुलम् । २८, 79
भविष्यति सुसिद्धार्थं प्रस्तुतोत्सवसंमदम् । २९, 80
पुरस्य दक्षिणे पार्श्वे वाहनी तत्र दृश्यते । ३०, 81

सहस्रैर्गजवाहानां वाहनानां च कल्पिता । ३१, 82
मध्यदेशेऽपि यवना न ते स्थास्यन्ति दुर्मदाः । ३२, 42
तेषामन्योन्यसंमर्दि युद्धं परमदारुणम् । ३३, 43
आत्मचक्रोत्थितं घोरं भविष्यति न संशयः । ३४, 44

ततो युद्धवशात्तेषां यवनानां परिक्षये । ३५, 45
शाकले सप्त राजानो भविष्यन्ति महाबलाः । ३६, 46
लोहितार्द्रैः प्रतियोधैर्योधा युद्धपरिक्षतैः । ३७, 47
पृथ्वीं शूराः करिष्यन्ति रक्तघोरां सुदारुणम् । ३८, 48
ततस्तु मगधे कृत्स्ने गङ्गासन्ने सुदारुणम । ३९, 49
रक्तपातं महायुद्धं भविष्यति तु पश्चिमम् । ४०, 50
पुष्यमित्रेण ते सर्वे राजानः कृतविग्रहाः । ४१, 51
क्षयं यास्यन्ति युद्धेन तथैषामाश्रितो जनः । ४२, 52

तदा भद्राख्यके देशे पुष्यमित्रे प्रशासति । ४३, 83
तस्मिन्नुत्पत्स्यते कन्या सुमहारूपशालिनी । ४४, 84
तस्या अर्थे नृपो घोरेऽब्रह्मण्यः सह विग्रहे । ४५, 85
तदा विधिवशाद् देहं विमोक्ष्यति न संशयः । ४६, 86

तस्मिन् युद्धे महाघोरे व्यतिक्रान्ते सुदारुणे । ४७, 87
अग्निमित्रस्ततो राजा भविष्यति महाप्रभः । ४८, 88
त्रिंशद् वर्षाणि वै तस्य स्फीतं राज्यं भविष्यति । ४९, 89

वसुमित्रात् ततो राज्ञः प्राप्ता राज्यमथोद्रकः । ५०, 90
भीमैः स शकसंघातैर् विग्रहं समुपेष्यति । ५१, 91
ततः शाकै रणे घोरे प्रवृत्ते स महाबलैः । ५२, 92
नृपः पृषत्कपातेन मृत्युं समुपयास्यति । ५३, 93
ततः प्रणष्टचारित्रा अकर्मोपहताः प्रजाः । ५४,106
हरिष्यन्ति शका घोरा बहुलास्ता इति श्रुतिः । ५५,107

चतुर्भागं तु शस्त्रेण नाशयिष्यन्ति प्राणिनाम् । ५६,108
शकाः शेषं हरिष्यन्ति चतुर्भागं स्वकं पुरम् । ५७,109

ततोऽम्लाटो धनुर्मूलो भविष्यति महाबलः । ५८, 61
अरणो लोहिताक्षः स पुष्पनाम गमिष्यति । ५९, 62
स वै तन्नगरं सर्वं शून्यमासादयिष्यति । ६०, 63
स तु म्लेच्छस्ततोऽम्लाटो रक्ताक्षो रक्तवस्त्रभृत् । ६१, 65
जनमादाय विवशं पुरमुत्सादयिष्यति । ६२, 66
तत्र वर्णांस्तु चतुरः स नृपो नाशयिष्यति । ६३, 67
वर्णाधोवस्थितान् सर्वान् कृत्वा पुर्यामवस्थितान् । ६४, 68
अम्लाटो लोहिताक्षः स विपत्स्यति सबान्धवः । ६५, 69
तत्र प्रजायां शेषायां तस्य राज्यपरिक्षये । ६६,110
भविष्यति ततो राजा गोपालो नाम नामतः । ६७, 70
गोपालस्तु तदा राज्यं भुक्त्वा संवत्सरं नृपः । ६८, 71
पुष्पकेनाभिसंयुज्य ततो निधनमेष्यति । ६९, 72
ततोऽधर्मपरो राजा पुष्पको नाम नामतः । ७०, 73
सोऽपि संवत्सरं राज्यं भुक्त्वा निधनमेष्यति । ७१, 74
ततस्तु शार्विलो राजा ह्यरणः सुमहाबलः । ७२, 75
सोऽपि वर्षत्रयं भुक्त्वा पृथ्वीं निधनमेष्यति । ७३, 76
ततो वै कुयशाः कोऽप्यब्रह्मण्यो लोकविश्रुतः । ७४, 77
तस्यापि त्रीणि वर्षाणि राज्यं दुष्टं भविष्यति । ७५, 78
शकानां स ततो राजा ह्यर्थलुब्धो महाबलः । ७६, 53
दुष्टभावश्च पापश्च कालिङ्गान् समुपस्थितः । ७७, 54
कालिङ्गशातराज्यार्थी विनाशं वै गमिष्यति । ७८, 55
शककाण्डाः शरफलैर्विलुप्ताङ्गाश्च संयति । ७९, 59
धनिष्ठास्तु हताः सर्वे भविष्यन्ति न संशयः । ८०, 57
ततः शातवरो राजा हत्वा दण्डेन मेदिनीम् । ८१,104

व्यतीते दशमे वर्षे मृत्युं समुपयास्यति । ८२,105
अर्थलुब्धाः शकाः सर्वे भविष्यन्ति महाबलाः । ८३, 64
विनष्टे शकराज्ये तु शून्या पृथ्वी भविष्यति । ८४, 58
पुष्पनाम पुरं शून्यं बीभत्सं भविता ततः । ८५, 59
भविष्यति नृपः कश्चिन्नवः कश्चिद् भविष्यति । ८६, 60

६ ततस्तस्मिन् गते काले महायुद्धसुदारुणे । ८७, 94
शून्या वसुमती घोरा स्त्रीप्रधाना भविष्यति । ८८, 95
कृषिं नार्यः करिष्यन्ति लाङ्गलोल्बणपाणयः । ८९, 96
दुर्लभत्वान्मनुष्याणां क्षेत्रे स्युस्ता धनुर्धराः । ९०, 97
प्रक्षीणाः पुरुषा लोके दिक्षु सर्वासु पर्वसु । ९१, 98
तदा संघातशो नार्यो भविष्यन्ति न संशयः । ९२, 99
आश्चर्यमिति मंस्यन्ते दृष्ट्वाथो पुरुषं स्त्रियः । ९३,100
विंशतिर्दश वा भार्या भविष्यन्ति नरस्य वै । ९४,101
स्त्रियो व्यवहरिष्यन्ति ग्रामेषु नगरेषु च । ९५,102
नष्टस्वास्थ्या भविष्यन्ति गृहस्था रक्तवाससः । ९६,103

अनार्या आर्यधर्माश्च भविष्यन्ति नराधमाः । ९७, 27
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चैव युगेऽन्तिमे । ९८, 28
समवेशाः समाचारा भविष्यन्ति न संशयः । ९९, 29,39
पाषण्डैः स्युः समायुक्ता नरास्तस्मिन् युगेऽन्तिमे।१०० 30
स्त्रीनिमित्तममित्राणि करिष्यन्ते न संशयः । १०१, 31
चीरवल्कलसंवीता जटामण्डलधारिणः । १०२, 32
भिक्षुका वृषला लोके भविष्यन्ति न संशयः । १०३, 33
यज्ञकार्येऽथ जप्ये च ह्यग्निके च दृढव्रताः । १०४, 36
शूद्राः कलियुगस्यान्तर्भविष्यन्ति न संशयः । १०५, 37
ओंकारप्रथमैर्मन्त्रैर्युगेऽन्त्ये समुपस्थिते । १०६, 35
त्रेताग्नीन् वृषला लोके होष्यन्ति ह्यलघुक्रियाः । १०७, 34

भोवादिनश्च शूद्राः स्युर्ब्राह्मणाश्चार्यवादिनः । १०८, 38
भोक्ष्यन्ते धर्ममिषतो स्थन्दिरा निर्भया जनान । १०९, 40

तदा पापहते लोके दुर्भिक्षो रोमहर्षणः । ११०, 113
भविष्यति युगे ह्यन्त्ये सर्वप्राणिविनाशनः । १११, 114
जनमारस्ततो घोरो भविष्यति न संशयः । ११२, 115
देवो ह्र च तदा वर्षं अनावृष्टिं करिष्यति । ११३, 111
प्रजा नाशं गमिष्यन्ति भूया दुर्भिक्षपीडिताः । ११४, 112

## અનુવાદ

ઉપર આપેલી વાચનામાં અને ઉપલબ્ધ મુદ્રિત વાચનામાં પદે પદે ભિન્નતા છે તે કારણથી તેમ જ એમાં કેટલાક અસાધારણ દુર્બોધ શબ્દનો અર્થ નિર્ધારવાની અપેક્ષા રહે છે[૪] તે કારણથી, નવી વાચનાનો અનુવાદ જાયસ્વાલજીના અંગ્રેજી અનુવાદ[૫] સાથે મેળવી જોવા માટે નીચે નિવેદન કરું છું.

(૧) મનુષ્યોનો સંહાર વળ્યો અને રાજાઓનું મંડળ સ્વર્ગે સિધાવ્યું છતાં તે પછી વસુદેવના પુત્ર કૃષ્ણ દેહાંત પામતાં કલિ નામે ચોથો [ કિંવા ] છેલ્લો યુગ પ્રવર્તશે. [ એ ] કલિયુગમાં પછી પૃથ્વી પર પરિક્ષિતનો પ્રખ્યાત પુત્ર શ્રીમાન જનમેજય થશે, એ નિઃસંશય છે. રાણીની લાજ ગયા જેવું થવાથી ક્રોધે ભરાયલો તે રાજા કાલ ભગવાનની પ્રેરણાથી દ્વિજો સાથે વિરોધ કરશે ( ૧–૭, 1–7 ).

(૨) કલિયુગમાં પછી શિશુનાગના વંશમાં ગુણોએ કરીને પૃથ્વી ઉપર વિખ્યાતિ પામનારો બળવાન અને ધર્માત્મા ઉદય નામે

---

૪ જુઓ પરિશિષ્ટ ૫.

૫ જુઓ The Journal of The Bihar And Orissa Research Society, September, 1928, pp 409–414.

રાજા થશે. તે રાજર્ષિ ગંગાના દક્ષિણ તીરે બહુ મોટા ગઢવાળું ફૂલવાડીઓએ છવાયલું અને વસતીએ ભરપૂર, સુંદર શહેર સ્થાપશે. તે સુંદર શહેર પુષ્પપુર [કિંવા] પાટલીપુત્ર કહે... ], તે પાંચ હજાર પાંચ સેં પાચ વરસ, દિવસ અન પાંચ મુહૂર્ત હયાતી ભોગવશે, એ નિઃસંશય છે ( ૮–૧૫, 8–15 ).

(૩) વસતી માટેની સેંકડો ફૂલવાડીએ છવાયલા તે સુંદર પુષ્પપુર [ નગર ] માં યજ્ઞકર્મનો ધ્વંસ કરવાની વૃત્તિવાળો શાલિશૂક થશે. અકર્મનો રસિયો, દુષ્ટ પ્રકૃતિનો, વિગ્રહમાં પ્રીતિવાળો, ધર્મના વાદ કરાવનારો, અધર્મી, ભ્રષ્ટ બુદ્ધિનો તે [ શાલિશૂક ], રાજા [ નીમાયો ] છતો, સૌરાષ્ટ્રની પ્રજાને ત્રાસદાયક રીતે રંજાડી [ જૈન ] ગચ્છોને મુખે મોટા ભાઈ સંપ્રતિની ખ્યાતિ બઢાવી [જૈન] ધર્મની વિજય ઘોષણા વર્તાવશે (૧૬–૨૧, 16–21 ).

(૪) પછી કલંકિત પરાક્રમવાળા યવનો શાકલના નામે ઓળખાતો [ પંજાબ ] દેશ, પાંચાલ દેશ અને મથુરાને નામે ઓળખાતો [ શૂરસેન ] દેશ જીતી લેઇ પાટલિપુત્રનો માર્ગ લેશે. તેઓ પુષ્પપુર પ્હોંચી જઇ ખાઇ સંસરી માટીની સડક બાંધશે, તેની સાથે જ સર્વે દેશોમાં ગભરાટ ફેલાશે, એ નિસંશય છે. ત્યાં [ યવનો અને આર્યાવર્તીયોનું ] અંતિમ ભયંકર મહાન યુદ્ધ થશે ( ૨૨–૨૬, 22–26 ). કાપાકાપીમાં નાશ પામતાં બચી ગયેલા યવન રાજાઓ [ રણભૂમિ મૂકી ] પલાયન કરી જશે (૨૭, 41 ), પછી તે ફૂલવાડીઓએ છવાયલા પૂરા ફતેહમંદ પાટલિપુત્રમાં આનંદોત્સવ વર્તી રહેશે. [ તે ] નગરની દક્ષિણ બાજુએ હજારો હાથી ઘોડા અને રથની બનેલી સેના [ એ ઉત્સવ ઊજવતી ] જોવામાં આવશે (૨૮–૩૧, 79–82.). ભૂંડા મદ ધરાવનારા એ યવનો મધ્યદેશમાં પણ રહેશે નહિ; [ કેમકે ] તેઓના પોતાના જ મંડળમાં જાગેલું પરસ્પર વિનાશક યુદ્ધ અત્યંત ભયંકર સ્વરૂપમાં મચી રહેશે (૩૨–૩૪, 42–44)

[ઉક્ત] યુદ્ધને લીધે તે યવનો નાશ પામ્યા પછી શાકલના નામે ઓળખાતા [પંજાબ] દેશમાં મહાબળવાન સાત [યવન] રાજાઓ [એક કાળે] થશે. ત્યારે [તેમના] મ્હીઆમણા શૂરા યોદ્ધાઓ [આર્યાવર્તીય] યોદ્ધાઓને યુદ્ધમાં ઘાયલ અને લોહીલુહાણ કરી [ભારત] ભૂમિને લોહી વહેવરાવ્યાથી ભયંકર લાગતી બનાવી મૂકશે. પછી ગંગાની આસપાસના સમસ્ત મગધ દેશમાં ફેલવેલું પૂરેપૂરું ભયંકર અને ખૂનખાર મહાયુદ્ધ થશે. [તે પછી મગધના રાજા] પુષ્યમિત્ર સાથે વિગ્રહ માંડનારા તે સર્વે [યવન] રાજાઓ તેમ જ તેઓના આશ્રિત જનો [તે] યુદ્ધના પરિણામે નાશ પામશે (૩૫–૪૨, 45–52).

જ્યારે મદ્ર નામે દેશ ઉપર પુષ્યમિત્રની આણ ફરતી હશે, ત્યારે તે [દેશ] માં અતિ ઘણી રૂપાળી [યવન રાજ-] કન્યા હશે. તેને માટે બ્રાહ્મણોના વિરોધી [યવનો] સાથે એ વખતે દારુણ યુદ્ધ દરમિયાન રાજા [પુષ્યમિત્ર] નો દેહ દૈવયોગે પડશે; એ નિઃસંશય છે (૪૩–૪૬, 83–86).

તે મહા ભયંકર અને અત્યંત દારુણ વિગ્રહ જીતતાં પુષ્યમિત્રના પછી અગ્નિમિત્ર રાજા થશે. તેનું લંબાયલું રાજ્ય ત્રીસ વરસ પ્હોંચશે (૪૭–૪૯, 87–89).

(૫) પછી રાજા વસુમિત્ર પૂરું ઓદક રાજ્ય પામશે, તેને ભયંકર શકોનાં ધાડાં સાથે વિગ્રહ થશે. પછી મહાબળવાન શકો સાથેના દારુણ સંગ્રામમાં તે રાજા [મર્મસ્થાનમાં] બાણ વાગ્યાથી પ્રાણ છોડશે. પછી ભયંકર શકો અકર્મને માર્ગે ચડી ભ્રષ્ટ બનેલી [અને] શીલ સદાચાર બાઈ મેલી તે બહોળી પ્રજાને હરી જશે, એવી [પૌરાણિક] શ્રુતિ છે. શસ્ત્રથી ચલાવેલી કતલમાં પ્રાણધારીઓનો ચોથો ભાગ હણાશે [અને] બાકીના ચોથા ભાગનું હરણ કરી ભયંકર શકઃ [તેને] પોતાને શહેર લેઈ જશે. (૫૦–૫૭, 90–93, 106–109).

એ શકોમાં જેની મૂઠી ધનુષ હશે એવો મહાબળવાન અમ્લાટ થશે. જેની સામે કોઈ રણ માંડી નહિ શકે એવો એ રાતી આંખનો [શક] પુષ્પપુર ઉપર ચડાઈ કરશે. એ નગરે તે આવી પ્હોચતાં શહેર બધૂં ખાલી થયેલૂં જોશે (૫૮–૬૦, 61–63). પછી તે રાતી આંખનો રક્તવસ્ત્રધારી મ્લેચ્છ અમ્લાટ અનાથ વસતીમાં કતલ ચલાવી શહેર ઉજાડશે; [એ રીતે] તે રાજા એ શહેરમાં ચાતુર્વર્ણ્યનો નાશ કરશે. [પછી] ચાર વર્ણથી નીચ લોકને વસાવતો છતો રાતી આંખનો એ અમ્લાટ અને એના બાંધવ નાશ પામશે (૬૧–૬૫, 65–69). તેના [જુલમી] અમલનો અંત આવતાં રહીસહી રૈયતનો (૬૬, 110) પછી ગોપાળ એવા નામનો [શક] રાજા થશે. [એ] ગોપાળ એક વરસ રાજ્ય ભોગવી પુષ્પક સાથે લડતાં તેના હાથે માર્યો જશે. તે પછી અધર્મી પુષ્પક નામનો [મ્લેચ્છ] રાજા થશે. તે પણ એક વરસ રાજ્ય ભોગવી માર્યો જશે. પછી જેની સાથે કોઈ રણ માંડી નહિ શકે એવો અતિ ઘણો બળવાન શર્વિલ રાજા થશે. તે પણ ત્રણ વરસ પૃથ્વી ભોગવી માર્યો જશે. તે પછી બ્રાહ્મણોના દ્વેષી તરીકે દુનિયામાં જાણીતો કોઈ બદનામ રાજા થશે. એનૂં બૂંડૂં રાજ્ય ત્રણ વરસ પ્હોંચશે (૬૭–૭૫, 70–78). પછી તે ધનનો લોભી ભૂંડાઈનો ભરેલો પાપી મહાબળવાન શકપતિ, કલિંગરાજ શાતની ભૂમિનો ભૂખ્યો, કલિંગ દેશ પર ચડાઈ કરી જીવ ખોશે; [અને] ભાલોડાંથી સંગ્રામમાં અંગ વઢાઈ જઈ સર્વે નીચ અધમ શકોનો સંહાર વળશે, એ નિઃસંશય છે (૭૬–૮૦, 53–57). પછી તે શાતોમાં ઉત્તમ રાજા [પોતાની] સેનાથી પૃથ્વી હસ્તગત કરી દસમૂં વરસ વીતતાં મરણ પામશે. (૮૧–૮૨, 104–105). સર્વે મહાબળવાન શક [રાજાઓ] ધનના લોભી હશે (૮૩, 64). શક રાજ્ય ઉચ્છિન્ન થશે, ત્યારે [મગધની] ભૂમિ ઉજ્જડ હશે. ત્યારથી પુષ્પપુર સૂનૂં રહેશે અને

[જોનારાને] ખાવા ધાશે. ભવિષ્યમાં તે કોઈ નવીન [વંશના] રાજાની રાજધાની થશે એ આશિષ છે (૮૪–૮૬, 58–60).

(૬) મહાન રણસંગ્રામોને લીધે બહુ વસમો નીવડનારો એ કાળ વીતતાં પૃથ્વી શૂન્યકાર અને સૌ બ્હી મરે એવી લાગશે; અને તેમાં મોટે ભાગે સ્ત્રીઓની જ વસતી હશે. હળ ખેંચી ખેંચી કઠણ બનતા હાથવાળી સ્ત્રીઓ ખેતી કરશે. પુરુષની અછત થતાં કરી હાથમાં કામઠું લેઈ ખેતરનું રખવાળું પણ તેઓ જ કરશે. તે સમયે પર્વના દિવસોમાં પૃથ્વી ઉપર સર્વ દિશામાં પુરુષ રખા-ખડ્યા [અને] સ્ત્રીઓ ટોળાબંધ જોવામાં આવશે, એ નિઃસંશય છે. પુરુષ [નામે] નજરે પડતાં સ્ત્રીઓ મનથી અચરજ માનશે. એક પુરુષને દસ દસ અને વીસ વીસ ભાર્યાનાં જોતરાં જોડાશે. ગામડાંમાં તેમ જ શહેરોમાં સર્વ વ્યવહાર સ્ત્રીઓ ચલાવશે. સંસાર દુઃખમય થતાં કરી ઘરબારીઓ રાતાં કપડાંના સાધુ થશે (૮૭–૯૬, 94 103).

વળી મનુષ્યોમાં નીચમાં નીચ જે અનાર્ય, તે આર્ય ધર્મમાં દાખલ થશે. તે છેલ્લા યુગમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર વેષમાં અને આચારમાં એકસરખા, અર્થાત્ ભિન્ન વરતાય નહિ એવા, જોવામાં આવશે; એ નિઃસંશય છે. વળી તે છેલ્લા યુગમાં મનુષ્યો મિથ્યાધર્મીઓ સાથે ગાઢો નાતો કરશે. [વળી] સ્ત્રીનિમિત્તે દુશ્મનાવટ વ્હોરાશે, એ નિઃસંશય છે. શૂદ્રો રક્ત વસ્ત્ર ધારણ કરી, જટાનો ભારો રાખી, વલ્કલ સજી લોકમાં ભિક્ષાવર્તી સાધુઓમાં ખપશે, એ નિઃસંશય છે. વળી કલિયુગમાં યજ્ઞસમારંભમાં જપ અને હોમના કાર્યમાં વ્રતનિષ્ઠ શૂદ્રો યોજાશે, એ નિઃસંશય છે. છેલ્લો યુગ પ્રવર્તતાં લાંબી લાંબી ક્રિયા સહિત પ્રણવપૂર્વક વેદમંત્રો વડે શૂદ્રો [ગૃહસ્થાશ્રમના] ત્રેતાગ્નિમાં હવિ હોમશે. શૂદ્રો 'પૂજ્ય' પદથી અને બ્રાહ્મણો 'સજ્જન' પદથી સંબોધાશે.

ધર્મલાભનું મિષ પોકારતા સ્થવિરો નિર્ભયપણે સંસારીનું ખાઈ ખલાસ કરશે. (૯૭–૧૦૯; 27–28, 39, 30–38, 40).

તે સમયે પાપથી હણાયલી દુનિયામાં [એ] છેલ્લા યુગમાં સર્વ પ્રાણીના પ્રાણ લેનારો, [ત્રાસથી] રુંઆં ખડાં કરે એવો, દૂકાળ પડશે. તેણે કરીને લોકનો દારુણ સંહાર વળી જશે, એ નિઃસંશય છે (૧૧૦–૧૧૨, 113–115). તે વખતે મેઘ રાજા [લાગટ] બે વરસ અનાવૃષ્ટિ કરશે અને [અને] પ્રજા દૂકાળના કષ્ટથી મોટે ભાગે નાશ પામશે (૧૧૩–૧૧૪, 111–112).

## વિવેચન

ઉપર આપેલા અનુવાદમાં આવેલા પૌરાણિક અને ઐતિહાસિક અંશ બહારના પ્રકાશની સહાયતા માગે છે. એ અંશોનો નિગૂઢ પ્રકાશ બાહ્ય કિરણો અડતાં ભભકી ઊઠે છે. ભેદ ભરેલી ભવિષ્યવાણી ઊંડા ઊતરવાથી સારી રીતે સમજાય એવી થાય છે. તે કારણથી અપેક્ષિત વિવેચન અહીં ઉમેરું છું.

યુગપુરાણના નવેસર ગોઠવેલા સંશોધિત ભાગના બે વિભાગ પડે છે, રાજકીય અને સામાજિક. પહેલા વિભાગનાં ન્હાનાંમોટાં પાંચ પ્રકરણ છે. બીજો વિભાગ અખંડ એકપ્રકરણરૂપ છે. એ રીતે ઉક્ત બે વિભાગનાં કુલ ૭ પ્રકરણ છે. રાજકીય વિભાગના પહેલા પ્રકરણમાં પૌરાણિક કાળના પરિક્ષિત રાજાના પુત્ર જનમેજયને બ્રાહ્મણો સાથે વિખવાદ થયો હતો તેની ભવિષ્યવાણી છે. ત્રણસેં અશ્વમેધ કરનાર રાજા નવો અશ્વમેધ યજ્ઞ કરે છે. તેને અંગે મેધ્ય અશ્વનું બરાબર સંજ્ઞપન કરવામાં આવે છે. તે પછી યજમાનપત્ની યાજ્ઞિકી પ્રક્રિયા અનુસાર તેની સોડમાં સૂતાં યજ્ઞમાં વિઘ્ન પાડવા ઈચ્છતા ઇંદ્રની માયાના બળે અશ્વ જાણે જીવતો હોય તેમ મહાલે છે. તેથી સંજ્ઞપનકાર્યમાં ખામી માની લેઈ રાણીનું ધર્ષણ થયાથી રોષે ભરાયલો રાજા અધ્વર્યુ સાથે કેટલાક

ટપાટપી પછી યજ્ઞ કરાવનાર બ્રાહ્મણોને દેશપાર કરે છે. આ કથા हरिवंशना भविष्यपर्वना બીજા અધ્યાયમાં સંક્ષેપથી અને પાંચમામાં કંઈક વિસ્તારથી આપી છે.[૬] એમાં વિપ્રકૃતિ એટલે ધર્ષણનો નિર્દેશ કર્યો છે, તે ઉપરથી એ જ કથાનું અહીં અનુસંધાન સ્પષ્ટ છે. જાયસ્વાલજી પ્રસ્તુત પ્રકરણમાં કહેલા વિખવાદમાં मत्स्य । ૫૦ । ૫૭–૬૫ । નું સૂચન માને છે, તે બરાબર નથી. એમાં વર્ણવેલો વિખવાદ તો યજ્ઞ કરાવવાનો અધિકાર એકલા બ્રાહ્મણોનો જ કે ક્ષત્રિયોનો પણ ખરો, એ પ્રશ્નના સંબંધમાં છે.[૭]

બીજા પ્રકરણમાં પાટલિપુત્ર કિંવા પુષ્પપુરની સ્થાપનાની અને તેની હયાતીની મુદ્દતની ભવિષ્યવાણી ભાખી છે. महापरिनिव्वाणसुत्तमां

---

૬ વિચારવાને અનુકૂળ પડે, માટે પ્રસ્તુત ભાગ અહીં ઉતારું છું. अश्वमेधः क्रतुः श्रेष्ठः क्षत्रियाणां परिश्रुतः । तेन भावेन तं यज्ञं वासवो धर्षयिष्यति ॥ यदि नच्छक्यते राजन् परिहर्तुं कथंचन । दैवं पुरुषकारेण मा यजेथाश्च तं क्रतुम् ॥ न चापराधः शक्रस्य नोपाध्यायगणस्य ते । तव वा यजमानस्य कालोऽत्र दुरतिक्रमः ॥ ह. वं. । ३ । २८–३० ।... कस्यचित्त्वथ कालस्य स राजा जनमेजयः । दीक्षितो वाजिमेधेन विधिवद् भूरिदक्षिणः ॥ संज्ञप्तमश्वं तत्रास्य देवी काश्या वपुष्टमा । संविवेशोपगम्याथ विधिदृष्टेन कर्मणा ॥ तां तु सर्वानवद्याङ्गीं चकमे वासवस्तदा । संज्ञप्तमश्वमाविश्य तथा मिश्रीबभूव सः ॥ तस्मिन् विकारे जनितं विदित्वा तत्त्वतश्च तत् । असंज्ञप्तोऽयमश्वस्तं ध्वंसेत्यध्वर्युमब्रवीत् ॥ अध्वर्युर्ज्ञानसंपन्नस्त-दिन्द्रस्य विचेष्टितम् । कथयामास राजर्षेः शशाप स पुरन्दरम् ॥ ऋत्विजश्चाब्रवीत् क्रुद्धः स राजा जनमेजयः । दौर्बल्यं भवतामेतद् यदयं धर्षितः क्रतुः ॥ विषये मे न वस्तव्यं गच्छध्वं सह बन्धवैः । इत्युक्तास्तत्यजुर्विप्रास्ते नृपं जनमेजयम् ॥ ह. वं. । ३ । ५ । ११–१५, १८–१९ ।

૭ Fargiter's Puranic Text of the Dynasties of the Kali Age, pp 87–88 માં मत्स्य પુરાણનો પ્રસ્તુત ઉતારો આપેલો છે; તે જુઓ.

ગંગાના દક્ષિણ કાંઠે શોણ સાથેના સંગમ ઉપર પાટલિ ગામના ગઢ વિશે ઉલ્લેખ છે. તે ગઢ ઉત્તર કિનારાના વૈશાલી નગરના લિચ્છવિઓને ડરતા અને દબતા રાખવા એ ગણરાજ્ય જીત્યા પછી શૈશુનાગ વંશના અજાતશત્રુ રાજાએ બંધાવ્યો હતો[૮]. ત્યાં પછી તેના પૌત્ર ઉદયે પાટલિપુત્ર વસાવ્યું હતું, એમ આપણે પુરાણમાં વાંચિયે છિયે[૯]. એ રીતે આ બીજા પ્રકરણની હકીકતને પુરાણનો તેમ જ પુરાણા બૌદ્ધ ગ્રંથનો ટેકો મળે છે.

ત્રીજું પ્રકરણ પાટલિપુત્રના શાલિશૂક રાજાને લાગતું છે. ગર્ગાચાર્ય એને યજ્ઞકર્મનો ધ્વંસ કરવાની વૃત્તિવાળો કહે છે, અને દુષ્ટ તથા અધર્મી વિશેષણ લગાડે છે. શાલિશૂક સૌરાષ્ટ્રની પ્રજાને રંજાડી જૈન ગચ્છોને મુખે મોટા ભાઈ સંપ્રતિની ખ્યાતિ બઢાવી જૈનધર્મનો દિગ્વિજય પ્રવર્તાવશે, એવી ભવિષ્યવાણી આ ત્રીજા પ્રકરણમાં આપી છે. જાયસ્વાલજી युगपुराण વિશેના એમના લેખમાં જણાવે છે, કે શાલિશૂકને भागवत પુરાણની એક હાથપ્રતમાં સુયશાનો પુત્ર કહ્યો છે. સુયશા તે અશોકના પુત્ર કુણાલનું અપર નામ છે. તેથી શાલિશૂક કુણાલનો પુત્ર, એટલે દશરથ અને સંપ્રતિનો ભાઈ ઠરે છે[૧૦]. ઐતિહાસિકો કુણાલના મૃત્યુ પછી તેના બે પુત્ર દશરથ અને સંપ્રતિ વચ્ચે મૌર્યરાજ્ય વહેંચાઈ ગયું માને છે[૧૧].

---

૮ જુઓ Smith's Early History of India, 4th edition, pp. 37-38.

૯ જુઓ वायुपु. । ९९ । ३१९-३२० । उदयो भविता तस्मात् त्रयस्त्रिंशत् समा नृपः । स वै पुरवरं राजा पृथिव्यां कुसुमाह्वयम् । गङ्गाया दक्षिणे कूले चतुर्थेऽब्दे करिष्यति ॥

૧૦ જુઓ J. B. O. R. S., September, 1928, p. 416.

૧૧ જુઓ E. H. I., p. 203 અને The Cambridge History of India, vol. I., p. 512. સંપ્રતિ અને તેના ઉત્તરાધિકારીઓનાં નામ दिव्यावदानમાંના अशोकावदानમાં મળે છે.

પાટલિપુત્ર રાજધાનીવાળો પશ્ચિમ પ્રદેશ સંપ્રતિના ભાગમાં આવે છે. પશ્ચિમની મૌર્યશાખામાં સંપ્રતિ પછી दिव्यावदान પ્રમાણે બૃહસ્પતિ વૃષસેન પુષ્યધર્મા અને પુષ્યમિત્ર એ ચાર રાજા થાય છે[૧૨]. પૂર્વની મૌર્યશાખામાં ઐતિહાસિકો દશરથ પછી શાલિશૂક દેવધર્મા શતધન્વા અને બૃહદ્રથ એ ચાર રાજાનાં આપે છે. દશરથ અને સંપ્રતિ એકકાળે જ પૂર્વ અને પશ્ચિમની ગાદીએ આવે છે અને એક વરસને આંતરે મૃત્યુ પામે છે. युगपुराण શાલિશૂકને સંપ્રતિની હયાતીમાં સૌરાષ્ટ્રનો રાજા કહે છે. અને वायु પુરાણ એને દશરથનો ઉત્તરાધિકારી લખે છે[૧૩]. તે એમ બતાવે છે કે શાલિશૂક કુમારાવસ્થામાં પશ્ચિમમાં સૌરાષ્ટ્રના શાસકનો અધિકાર ભોગવતો હતો અને પછીથી સંપ્રતિની હયાતીમાં જ[૧૪] પૂર્વમાં દશરથની ગાદીએ આવ્યો હતો. સુહસ્તીએ કરેલા પ્રતિબોધથી સંપ્રતિ રાજાએ જૈન ધર્મ અંગીકાર કર્યો હતો[૧૫]. તેની સાથે ન્હાનો ભાઈ શાલિશૂક પણ જૈન થયો સંભવે છે, અને તેને જૈન શાસનના સ્થાપન અર્થે જ સંપ્રતિએ સૌરાષ્ટ્રનો શાસક નીમ્યો સમજાય છે. સંપ્રતિની અને કુમારપાળની જૈન ગ્રંથકારો મુક્તકંઠે પ્રશંસા કરે છે તે યોગ્ય છે. પરંતુ આ દેશમાં જૈન ધર્મનો પ્રથમ પ્રચાર કરવાનો જશ તો, युगपुराण જણાવે છે તે પ્રમાણે, ન્હાના ભાઈ શાલિશૂકને ઘટે છે.

---

૧૨ જુઓ નીચેનો ઊતારો. संपदेर्बृहस्पतिः पुत्रो बृहस्पतेर्वृषसेनो वृषसेनस्य पुष्यधर्मा पुष्यधर्मणः पुष्यमित्रः ।......यदा पुष्यमित्रो राजा प्रघातितस्तदा मौर्यवंशः समुच्छिन्नः ।

૧૩ જુઓ P. T., p. 291 eVaનો પાઠ.

૧૪ દશરથ અને સંપ્રતિ એક જ વરસમાં રાજગાદીએ આવ્યા હતા; અને દશરથ સંપ્રતિથી એક વરસ વ્હેલો મરણ પામ્યો હતો. તે ધ્યાનમાં લેઈ મેં સંપ્રતિની હયાતીમાં શાલિશૂક પાટલિપુત્રની ગાદીએ આવ્યો કહ્યો છે.

૧૫ જુઓ હેમાચાર્યકૃત परिशिष्टपर्व. સંપ્રતિએ જૈન ધર્મની પ્રગતિ માટે રજપૂતસ્થાનમાં અનેક જૈન મંદિર બંધાવ્યાં કહેવાય છે; જુઓ E. H. I., p. 202, footnote 1.

ચોથું પ્રકરણ યવનો સાથેના મગધરાજ્યના અનેક વિગ્રહની ભવિષ્યવાણી ઉચ્ચારે છે. ત્રીજા પ્રકરણમાં શાલિશૂકનું નામ આવી ગયું છે, ચોથામાં પુષ્યમિત્ર તથા અગ્નિમિત્રનાં નામ આવે છે, અને પાંચમામાં વસુમિત્ર તથા ઓદ્રક કે ઓડ્રક કે ઓડ્રકનાં આવનાર છે, તેમનો રાજ્યકાળ લક્ષમાં લેતાં એ ગાળાના યવનો તે બલ્ખ કાબુલ તથા પંજાબના ઈસવી સન પૂર્વેની બીજી સદીના ગ્રીક રાજા ઠરે છે. યવનો પ્રથમ શાકલનું આક્રમણ કરશે, એવું આ ચોથા પ્રકરણમાં કહ્યું છે; તેથી પહેલી ચડાઈ લેઈ આવનાર બહારનો એટલે હિંદુકુશ પારના બલ્ખરાજ્યનો અધિપતિ ડેમેટ્રિઅસ હશે. હાર ખાઈ પાછા ફરનાર યવનોને સ્વદેશમાં પોતાના લોક સાથે વિગ્રહ જાગશે એવું ભવિષ્ય વર્ત્યું છે તે પણ સાથે સાથે વિચારતાં, પ્રથમ ચડી આવનાર ડેમેટ્રિઅસ હશે નહિ–પણ તે ડેમેટ્રિઅસ જ છે, એવો નિશ્ચય બંધાય છે. એનો યવન પ્રતિસ્પર્ધી તે બલ્ખની પ્રાચીન તવારિખમાં જાણીતો યુક્રટાઇડિસ સમજાય છે[૧૬]. યુગપુરાણની ભવિષ્યવાણીનો અને ઇતિહાસનો સમન્વય કરતાં ડેમેટ્રિઅસે મગધ દેશ ઉપર ચડાઈ પુષ્યમિત્ર શુંગના રાજ્યકાળમાં ઇ. સ. પૂ. ૧૭૬–૫ માં કરી હોય એમ લાગે છે. શાથી જે તેની ગેરહાજરીમાં યુક્રટાઈડિસ ઈ. સ. પૂ. ૧૭૫ માં બલ્ખ રાજ્ય હાથ કરી લેવામાં ફાવે છે[૧૭]; અને ડેમેટ્રિઅસ લાંબા વિગ્રહને અંતે કાબુલકાંઠાનો પ્રદેશ પણ ખોઈ બેસે છે. નૈર્ઋત્ય અને વાયવ્યના મુલક જતા કરી તેના તાબામાં પંજાબ અને સિંધ જ રહે છે.

ઉપર કહેલી પહેલી ચડાઇમાં બે કરતાં વધારે યવન રાજાઓની સામેલગીરી પ્રકરણમાં કહી છે. તેથી ડેમેટ્રિઅસની આગેવાની નીચે કાબુલકાંઠાના એગેથોકલીસ પેંટેલિઓન એંટીમેકસ વગેરે એના ભાયાતોએ પ્રસ્તુત ચડાઈમાં ભાગ લીધો હશે એવું અનુમાન થાય

---

૧૬ જુઓ E. H. I. કે Cam. H. I.

૧૭ જુઓ E. H. I., p. 237.

છે. વળી મહાન અલેક્ઝાંડર જે રસ્તે આવ્યો હતો તે જ જાણીતો થયેલો રસ્તો, સંભવ છે કે, ડેમેટ્રિઅસે લીધો હશે. માર્ગમાં સિંધુ કે વિતસ્તા ઓળંગતાં તેને સ્થાનિક આર્યાવર્તીય રાજા સાથે યુદ્ધ થયું જણાય છે, કારણ કે તેના સાથી એંટીમેકસના કેટલાક સિક્કા મળ્યા છે તેમાં જળયુદ્ધના વિજયનું નિરૂપણ છે[૧૮].

બલ્ખરાજ્યના અધિષ્ઠાતા ડેમિટ્રિઅસે ચડાઈ કરી પંજાબ જીતી લેઈ પિતાના નામની યાદગીરી ખાતર શાકલને યુથીડેમિઆ નામ આપી હિંદુકુશની આ બાજુના પોતાના રાજ્યની રાજધાની બનાવ્યાની હકીકત પ્રાચીન ગ્રીક તવારિખમાં છે[૧૯]. પરંતુ તેણે આગળ વધી પાંચાલ તથા શૂરસેન જીત્યાનો અને મગધરાજ્ય સાથે વિગ્રહ માંડયાનો ઉલ્લેખ તેમાં છે નહિ.[૨૦] તે તો માત્ર **युगपुराण**ના ચાલુ પ્રકરણમાં જ મળી આવે છે.

પહેલી ચડાઈ પછી આ પ્રકરણમાં યવનોની બીજી ચડાઈનો નિર્દેશ આવે છે. **युगपुराण** ભવિષ્ય ભાખે છે કે 'શાકલના નામે ઓળખાતા પંજાબથી સાત રાજાઓ ચડી આવશે. તેમના શૂરા યોદ્ધાઓ યુદ્ધમાં ઊતરનારને કાપી નાંખી તેમનું લોહી રેલી પૃથ્વી

૧૮ જુઓ Cam. H. I., p. 547માંથી નીચેનો ઉતારો. The Bactrian and Indian coins of Antimachus with their types 'Poseidon' and 'Victory' must refer to a naval triumph; and it is difficult to explain the allusion except on the supposition that this king had won a victory on one of the great Indian rivers the Indus or the Jhelum.

૧૯ જુઓ E. H. I.

૨૦ શ્રીયુત D. R. Bhandarker એક વાર એવો અભિપ્રાય ધરાવતા હતા કે પાંચાલ શૂરસેન અને મગધ ઉપર સવારી લેઇ જનાર તે ડેમેટ્રિઅસ હોવો જોઈયે. પરંતુ પાછળથી તેમણે એ અભિપ્રાય ફેરવ્યો છે; જુઓ E. H. I., pp. 228-229, footnote.

બ્હીઆમણી બનાવશે. પછી ગંગા પાસેના આખા મગધમાં ખૂનખાર અને ભયંકર સંગ્રામ મચશે. તેમાં યવન રાજાઓ અને તેમના સૈનિકો પુષ્યમિત્રને હાથે માર્યા જશે.' આ બીજી ચડાઈ લેઈ આવનાર પંજાબના રાજા કહ્યા છે અને ચડાઈનો સમય પહેલી ચડાઇ લેઈ આવનાર યવનોની પોતાના જ લોક સાથેના વિગ્રહમાં નીપજનાર ખરાબીનો ઉલ્લેખ પછી મૂકયો છે, તેથી ઇતિહાસમાં મીનેંડરે જે ચડાઈ કરેલી કહેવાય છે તે જ એ ઠરે છે.

આ બીજી ચડાઇમાં આર્યાવર્તના યોદ્ધાઓના સંહારથી ભૂમિ લોહીએ તરબોળ બનવાનો નિર્દેશ એક વારનો કરી તે પછી મગધમાં ગંગાકાંઠે ખૂનખાર મહાયુદ્ધ મચવાનો બીજી વારનો જુદો જ નિર્દેશ કર્યો છે, તે ઉપરથી મગધ ઉપરાંત શુંગરાજ્યના તાબાના બીજા મુલક ઉપર પણ યવનો ચડી જશે એવો ભાવ युगपुराणની પ્રસ્તુત ભવિષ્યવાણીમાં સમાયલો સમજાય છે. આ બીજા મુલક કયા, તે પતંજલિ ભગવાનના व्याकरणमहाभाष्यનાં બે પ્રાસંગિક કાલનિર્દેશક વચનથી આપણે જાણી શકિયે છિયે[21]. તે વચન મુજબ એક યવન સૈન્ય સાકેત એટલે અયોધ્યા ઉપર અને બીજું વિદિશાના તાબાની મધ્યમિકા નગરી ઉપર ચડી જાય છે. એ બંને શહેરના ઘેરા નિષ્ફળ ગયા જણાય છે. અયોધ્યાના ઘેરામાં યવનો ફાવ્યા હોત તો ભાષ્યકારને अरुणद् यवनः साकेतम् નહિ, પણ अजयद् यवनः साकेतम् એવો દૃષ્ટાંત ઘડવો પડયો હોત[22]. તેમ જ મધ્યમિકા સર કરી યવન લશ્કર આગળ વધી વિદિશા ઘેરી લેવા સમર્થ થયું હોત, તો મધ્યમિકાનો દૃષ્ટાંત પડતો મૂકી એ પાટનગરના ઘેરાનો દૃષ્ટાંત તેમણે આપ્યો હોત.

---

૨૧ જુઓ અનદ્યતન ભૂતકાળનાં ઉદાહરણ अरुणद् यवनः साकेतम् । અને अरुणद् मध्यमिकाम् ।

૨૨ સરખાવો चान्द्रव्याकरण ઉપરની વસુરાતની વૃત્તિમાંનું અનદ્યતન ભૂતકાળનું ઉદાહરણ अजयद् गुप्तो हूणान् ।

તાઓના મુલકો ઉપરની ચડાઈની વાત પતવી દેઇ મગધ તરફ વળિયે. યવનોએ સળગાવેલો દાવાનળ ગંગાકાંઠે આખા દેશમાં ફેલાયો હતો. મિતભાષી આચાર્ય વિગત આપતા નથી, પણ માત્ર ભાવી પરિણામ ભાખે છે; તે પ્રમાણે યવન રાજાઓ એટલે કે મીનેંડર અને એના સાથીઓ એ વિગ્રહમાં પુષ્યમિત્રને હાથે માર્યા જાય છે, અને યવન સૈનિકોનો પણ ખોડો નીકળી જાય છે.

આ છેલ્લી ચડાઇમાં મીનેંડરના ૭ સાથી પૈકી બેનાં નામ મળી શક્યાં છે. તેઓમાંનો એક દ્વિતીય ડેમેટ્રિઅસ અને બીજો એંટીઓકસ. મીનેંડરના દરબારમાં બિરાજનારા પ્રધાન ગ્રીક રાજાઓમાં આ બેનાં નામ मिलिन्दपन्हो માં આપ્યાં છે[૨૩]. એ બૌદ્ધ પુસ્તકમાં મિલિન્દ એટલે મીનેંડરની રાજધાની શાકલ જ કહી છે[૨૪]. મહાન એલેકઝાંડરે ન ઓળંગેલી વિપાશા ઓળંગી તેણે ઇક્ષુમતી કિંવા યમુના પણ પાછળ મૂકી હતી, એમ સ્ટ્રેબો લખે છે[૨૫]. મીનેંડર તેથી પણ આગળ વધ્યાની સાક્ષી પ્લુટાર્ક પૂરે છે. તે લખે છે કે ભરતખંડના રાજા સાથે યુદ્ધમાં ગંગાકાંઠે તેનૂં મરણ થયૂં હતૂં[૨૬]. આ ગંગાકાંઠો તે

૨૩ જુઓ Cam. H. I., q. 550. मिलिन्दपन्हो માં એ નામ પ્રાકૃત રૂપમાં નોંધ્યાં છે જેની સંસ્કૃત છાયા રેપ્સને देवमन्त्रिय અને अनन्तकाय આપી છે.

૨૪ જુઓ Cam. H. I, p 549

૨૫ જુઓ Cam. H. I., p., 542માં આપેલો ઉતારો. એની અંદર Hypanis બોલ આવે છે; તે Hypasis (विपाशा) બદલ છે એમ વિદ્વાનો માને છે. બીજો બોલ Isamus છે: તે સં. इक्षुमती, પ્રા. इक्खुमइ સાથે સંબંધ ધરાવે છે એમ હૂં સમજૂં છૂં. इक्षुमती કાલિંદી કિંવા યમુનાનૂં બીજૂં નામ છે; જુઓ Nando Lal Dey's Geographical Dictionary of Ancient and Medival India.

૨૬ Rhys Davids પ્લુટાર્કને આધારે Questions of King Milinda ના ઉપોદ્‌ઘાતમાં મીનેંડર સંબંધે લખે છે, કે 'He died in camp, in a campaign against the Indians, in the valley

યુગપુરાણમાં કહેલો મગધનો ગંગાકાંઠો, અંતર્વેદિનો નહિ. પ્લુટાર્કના લખાણનો ગર્ગાચાર્યના કથન સાથે મેળ મેળવતાં સમજાય છે, કે ગ્રીક લેખકે કહેલા વિગ્રહનો પરિણામ ગ્રીક લોકોના લાભમાં આવ્યો ન હતો. આ રીતે ગ્રીક તવારિખ યુગપુરાણની અહીં ચર્ચેલી ઉક્તિનું સમર્થન કરે છે.

અર્વાચીન ઐતિહાસિકો બહ્લખથી ઊતરેલા ગ્રીકની એ જ ચડાઈનો નિર્દેશ કરે છે, તેની આગેવાની મીનેંડરને આપે છે, એણે પાંચાલ તથા શૂરસેન જીત્યા લખે છે, અને સાકેત કિંવા અયોધ્યા એણે ઘેરો ઘાલી સર કર્યાનું કહે છે.[૨૭] યુગપુરાણ એક નહિ—પણ બે ચડાઈ ગણાવે છે, પંજાબ સાથે પાંચાલ તથા શૂરસેનના આક્રમણનો જસ પહેલી ચડાઈના આગેવાનને એટલે ઉપર નિર્ધારવામાં આવ્યું તેમ ડેમેટ્રિઅસને આપે છે, અને બીજી ચડાઈમાં તેના આગેવાનની પ્રાણહાનિ તથા ગ્રીકોનો સંહાર ભાખે છે. પ્રાચીન ઐતિહાસિક સ્ટ્રેબો બે ચડાઇ નોંધે છે ખરો, પણ તે એ વિશે બહુ જાણતો હોય એમ દેખાતું નથી. એ બાબતમાં આપણી માહીતી વધારનાર આ ચોથું પ્રકરણ છે.

ઉપર નોંધેલા બે વિગ્રહ રાજ્યલોભના કારણથી મંડાયા હતા. હવે નોંધવાનો ત્રીજો વિગ્રહ સ્ત્રીલોભના કારણથી ઉદ્ભવે છે. એનો વૃત્તાંત યુગપુરાણમાં અધુરો અને ઉપર ટપકે આપ્યો છે. તેમાં માત્ર એટલું જ કહ્યું છે કે 'જ્યારે મદ્ર દેશમાં પુષ્યમિત્રની આણ ફરતી હશે, ત્યારે તે તરફની એક અત્યંત રૂપાળી કન્યા બાબત તેને બ્રહ્મદ્વેષી [ યવનો ] સાથે દારુણ વિગ્રહ થશે. તેમાં તે રાજા દૈવજોગે

---

of the Ganges.' આ ઉતારો, યુગપુરાણની હકીકત સામેલ રાખી, વાંચતાં સમજાય છે કે પુષ્યમિત્રે યવનોનું મેલાણ ઘેરી લીધું હશે અને છૂટવા મથતાં યવનો એ ઘેરામાં કપાઇ મુઆ હશે.

૨૭ જુઓ E. H. I. અને Cam. H. I.

દેહ છોડશે. તે પછી અગ્નિમિત્ર બળથી વિગ્રહનો અંત આણી રાજા થશે. તેનું રાજ્ય ત્રીસ વરસ પર્યંત લંબાશે.' આ વિગ્રહ, બીજી ચડાઈને અંતે પંજાબના ગ્રીક રાજાઓએ પુષ્યમિત્રનું આધિપત્ય સ્વીકાર્યા બાદ કોઈ અત્યંત રૂપલાવણ્યવાળી ગ્રીકકન્યાનું શુંગ રાજાએ માગું કર્યું હશે, તેમાંથી સળગી ઊઠયો જણાય છે. ગ્રીક અને આર્યાવર્તીય રાજાઓ વચ્ચે વેવીશાળનો સંબંધ જોડાવો ઇસવી સન પૂર્વેના ત્રીજા સૈકાના આરંભે શરૂ થયો હતો. સીરીઆના સમ્રાટ સેલ્યુકસ નિકેટરે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના કુટુંબમાં પોતાની કુંવરી આપી હતી, એમ ઇતિહાસમાં આપણે વાંચિયે છિયે.[૨૮] એ રાજકારણિક વિવાહના ધોરણ અનુસાર શુંગ રાજા ગ્રીક સુંદરીનું માગું કરે છે. તે ટાણે પુષ્યમિત્ર ઉમ્મરે સાઠની હદ ઓળંગી ગયો હતો.[૨૯] તેનો પુત્ર અગ્નિમિત્ર પણ તેવામાં જ નવી રાણી વૈદર્ભી માલવિકા પરણી ચૂકયો હતો.[૩૦] એટલે કરીને માગું અગ્નિમિત્રના પુત્ર વસુમિત્ર સારૂં કર્યું હોવું સંભવે છે. કન્યાનો પિતા માગું પાછું ઠેલે છે. જો તે સિંધુને દક્ષિણ કાંઠે[૩૧] પુષ્યમિત્રના બીજી વારના અશ્વમેધનો ઘોડો બાંધનાર હોય, તો સિંધુ પારનો યુક્રટાઇડિસના કુટુંબનો કોઈ રાજા હોવો જોઈયે.[૩૨] એની સાથે

૨૮ જુઓ E. H. I., P. 125, "The high contracting powers ratified the peace by 'a matrimonial alliance' which phrase probably means that Seleukos gave a daughter to his Indian rival." આ સંધિ કરવા ટાણે મૌર્ય સમ્રાટની ઉમ્મર સાઠની લગભગ થઇ હતી. તે પરથી ગ્રીક રાજકન્યાનું લગન યુવરાજ બિંદુસાર સાથે થયું હશે એમ હું ધારૂં છું. નવા ઉમેરાયલા પ્રાંતો એ યુવરાજના શાસન નીચે મૂકાયલા લાગે છે. બૌદ્ધ ધાર્મિક સાહિત્યમાં બિંદુસાર યુવરાજાવસ્થામાં તક્ષશિલાના શાસક તરીકે દર્શન દે છે.

૨૯, ૩૦, ૩૧ જુઓ શુંગ પુષ્યમિત્રના રાજ્યકાળના બનાવનું પરિશિષ્ટ.

૩૨ ડેમેટ્રિઅસ અને યુક્રટાઇડિસ એ બે પ્રતિપક્ષીઓ વચ્ચેના વિગ્રહને અંતે પહેલાના વંશજની હકુમતમાં સિંધુની પૂર્વનો અને બીજાના

ઉદ્દભવેલા વિગ્રહમાં પુષ્યમિત્રનો દેહ પડતાં રોષના અગ્નિથી ધૂંધવાતો અગ્નિમિત્ર પ્રથમ બળથી વિગ્રહનો અંત આણે છે, તે પછી તે રાજ્યાભિષેક સ્વીકારે છે. એ ઉપરથી એવી અટકળ બંધાય છે, કે પિતાના રાજ્યારોહના મહોત્સવ સાથે યુવરાજ બનના પુત્રના નવા પાણિગ્રહણનો ઉત્સવ જોડાયો હશે.

શુંગ અગ્નિમિત્રનો રાજ્યકાળ પુરાણોમાં આઠ અને युगपुराणमां ત્રીસ વરસ આપ્યો છે. પ્રથમ દૃષ્ટિપાતે એ વિરોધ ચમકાવનારો છે. પરંતુ એ આંકડાના ફેરથી ભડકવાનું કંઈ કારણ નથી. પિતાની હયાતીમાં જ અગ્નિમિત્ર રાજપદવી ભોગવતો હતો. मालविकाग्निमित्र નાટકમાં એની રાજધાની વિદિશા કહી છે; એને સંધિ અને વિગ્રહનો સ્વતંત્ર અધિકાર ધરાવતો વર્ણવ્યો છે, અને એની પોતાની અનેરી અમાત્ય પરિષદનો પણ ઉલ્લેખ કર્યો છે. સમસ્ત શુંગરાજ્યના અધિષ્ઠાતાની પદવિનો અને તે પહેલાં યુવરાજની અવસ્થામાં એના એકદેશના શાસકની પદવિનો રાજ્યકાળ સળંગ ગણી युगपुराणे ત્રીસ વરસનો આંકડો આપ્યો જણાય છે. એ અનુમાન 'લંબાયલો રાજ્ય-કાળ (स्फीतं राज्यम्)' એ વચન ઉપરથી હોયું છે. આવતા પ્રકરણમાં અગ્નિમિત્રના પુત્ર વસુમિત્ર પછી થનારા શુંગવંશીય ઓદ્રક રાજાનો રાજ્યકાળ પુરાણમાં સાત વરસ આપેલો છે. પરંતુ કૌશાંબી-ના ખંડેરમાંના પ્રભાસ પર્વતના લેખમાં ઓદ્રકના રાજ્યકાળના

---

વંશજની હકુમતમાં પશ્ચિમનો મુલક રહ્યો હતો. જુઓ Cam. H. I., P. 554. 'Henceforth Yavana princes are found only in kingdoms south of the Hindu Kush, and they are divided into two rival dynasties the successors of Eucretides in the Kabul valley and in N. W. India and the successors of Euthydemus in the eastern region of the Punjab.

દસમા વરસનો ઉલ્લેખ છે,[૩૩] એ બતાવી આપે છે, કે સમસ્ત શુંગરાજ્યના અધિરાજા તરીકેના રાજ્યકાળમાં તે પહેલાના તેના એકદેશના રાજા તરીકેનો રાજ્યકાળ ભેળવી દેવાનો પણ સંપ્રદાય એ સમયમાં હતો. જેવી રીતે પ્રભાસ પર્વતના લેખે રાજા તરીકેનો અને અધિરાજા તરીકેનો ઓદ્રકનો રાજ્યકાળ એકત્ર કર્યો છે, તેવી રીતે युगपुराण પણ બંને રાજ્યકાળ અગ્નિમિત્રના સંબંધમાં એકત્ર કરી દીધા છે.

આ ત્રીજા વિગ્રહની ઉપરટપકાની વિગતે युगपुराणમાં જ મળે છે. ગ્રીક તવારિખમાં તે વિશે ઇસારો સરખો છે નહિ. દેશી રાજાઓ વિદેશી ગ્રીક રાજાની કન્યા જૂના કાળમાં વરતા હતા તે બાબતની આર્યાવર્તીય નોંધ તો આ પહેલી જ છે.

પાંચમું પ્રકરણ ક્રૂર અને જંગલી ઢોરચારુ શકની ચઢાઇ વિશે તથા તેમની હકુમત વિશે છે. ગર્ગાચાર્ય પ્રકરણના પૂર્વ ભાગમાં ભવિષ્ય વાંચે છે, કે 'પછી વસુમિત્ર પૂંઠે ઓદ્રક ગાદીએ આવશે. તે રાજા શક લોકનાં ધાડાં સાથે લડતાં તીર વાગવાથી દેહ છોડશે. એ શક લોક પાટલિપુત્રમાં રહેલી અર્ધી વસતીમાંથી અર્ધાને કતલ ચલાવી કાપી નાંખશે અને અર્ધાને બંદીવાન કરી પોતાને શહેર લેઈ જશે.' આ ચડાઇ અગ્નિમિત્રના પછી શુંગ વંશના જ કોઈ રાજાના રાજ્યકાળમાં થઈ હતી, તે તો युगपुराणની ભ્રષ્ટ વાચનામાં તરી આવે છે. ચડાઇ કરનાર કોણ હતા તે જાણવાનું સાધન ગ્રીક તવારિખ છે. પાર્થિઆના મહાન સમ્રાટ દ્વિતીય મિથ્રિડેટિસે બલ્ખથી ઊતરી આવેલા શકોનાં ટોળાં હાંકી કાઢ્યાં. પશ્ચિમ દિશાએથી પાછું ઠેલાયલું શકોનું પૂર દક્ષિણ તરફ વળ્યું અને યુક્રાટાઇડિસના વંશજ હેલિઓક્લીસને ઊથલાવી પાડી સીસ્તાનમાં વસ્યું; ઈ. સ. પૂ. ૧૨૦.[૩૪] શુંગ રાજા ઓદ્રકના રાજ્યકાળનું છેલ્લું વરસ ઈ. સ. પૂ.

---

૩૩ જુઓ Cam. H. I., paragraph 2.

૩૪ જુઓ E. H. I. p. 240, paragraphs 2-3.

૧૧૯ આવે છે[૩૫]. આ એ રાજાના રાજ્યની સમાપ્તિ છેક નજીક હોવાથી, મગધ ઉપર ચડી આવી યુદ્ધમાં ઓદ્રકનો જીવ લેનાર પણ એના એ શકો હશે, એવું મારું ધારવું છે. પહેલી ચડાઈ લેઈ આવનાર યવનોની પેઠે હિંદુકુશ પારના એમના નવા નિવાસસ્થાનથી ઊપડી શકો ઠેઠ મગધ સુધી પ્હોચી જાય છે. અને પાટલિપુત્ર શકોના હાથે ચડે છે. એ પશુપાળ લૂંટારુઓ શહેર લૂંટી અને બાન પકડી પોતાને વતન પાછા વળે છે.

સીસ્તાનના શકોની આ કમકમાટી ઊપજાવનારી ચડાઈનો ઉલ્લેખ બીજે કહીં ઉપલબ્ધ નથી. શકોએ ઈ. સ. પૂ. ૧૨૦ માં હિંદુકુશ પારનું ગ્રીક રાજ્ય જીતી લીધાનું ઐતિહાસિકો ચીનાઇ તવારિખના[૩૬] આધારે લખે છે, એ લૂંટારુ ટોળાએ આર્યાવર્ત ઉપર કરેલી પહેલી ચડાઈની નોંધ તો આ પ્રકરણમાં જ મળી આવે છે.

ઉપર કહેલી ચડાઇ શવરોએ કરી હશે એવું જાયસ્વાલજીનું ધારવું છે. પરંતુ પાટલિપુત્ર જેવું મજબૂત કિલ્લેબંદીવાળું શહેર જે ડેમેટ્રિઅસ અને મિનેંડર ચડિયાતી સંગ્રામિક સામગ્રીથી ન લેઈ શક્યા તે તીરકાંટીથી શવરોએ લીધું હોય, એ કબૂલ રાખતાં મન ખંચાય છે. અહીં બીજી એક બાબત પણ લગાર વિચારવા જેવી છે. શુંગ રાજા રણમાં પડવાની પંક્તિઓ પાટલિપુત્ર લૂંટવા વિશેની અને બાન પકડી જવા વિશેની પંક્તિઓ સાથે સંબંધ ધરાવતી હોય, તો લૂંટ ચલાવનાર અને બાન પકડી જનાર શકો જ યુદ્ધમાં તીરથી વીંધી નાંખી શુંગ રાજાનો જીવ લેનાર સંભવે

---

૩૫ મૌર્ય ચંદ્રગુપ્ત ઈ. સ. પૂ. ૩૨૫–૨૪ માં ગાદીએ આવ્યો લેખી મૌર્યવંશનો સમગ્ર રાજકાળ એક સો સાડત્રીસ વરસ અને ઓદ્રકના રાજ્યની સમાપ્તિ સુધીના શુંગવંશનો રાજ્યકાળ અડસઠ વરસ તેમાંથી બાદ કરવાથી ઈ. સ. પૂ. ૧૧૯ ની સાલ આવે છે. આ ગણનામાં ઓદ્રકનો રાજ્યકાળ મેં मत्स्य પુરાણને અનુસરી સાત વરસ લીધો છે.

૩૬ જુઓ. Cam. H. I., pp. 566–7.

છે. ચાલુ પ્રકરણના ઉત્તર ભાગના શકો પાટલિપુત્રમાં રહી એક દસકો હકુમત ચલાવે છે, જ્યારે પૂર્વ ભાગના લૂંટ લેઇ બાન પકડી ચાલ્યા જાય છે. એટલે કરીને મેં પૂર્વભાગમાં ગોઠવેલી શહેર લૂંટવા અને બાન પકડવા વિશેની પંક્તિઓ ઉત્તર ભાગમાં સમન્વય પામતી નથી. નવી ગોઠવણી સ્વીકારતાં, ચડી આવનાર તે બીજા કોઈ નહિ પણ શકો જ છે, એ અર્થાપત્ત છે.

પાટલિપુત્રમાં શકોની હકુમત વિશેના ઉત્તર ભાગમાં હવે પ્રવેશ કરિયે. આચાર્ય વદે છેઃ—'પછી મહા જબરો અમ્લાટ થશે. તે પાટલિપુત્ર ઉપર ચડી આવશે. એ મ્લેચ્છ નગરવાસીની કતલ કરી શહેર ઉજ્જડ કરશે; એ કતલમાં ચારે વર્ણનો નાશ થશે. પછી વર્ણ બહારના [શકો] થી તે શહેર વાસશે. તેનો અને તેના કુટુંબનો ઘાટ ઘડી નાંખી એ ઊથલપાથલમાં કપાઈ જતાં રહેલી રૈયતનો ગોપાલ રાજા થશે. તેને એક વરસ પછી પુષ્પક અને પુષ્પકને એક વરસ પછી શર્વિલ મારી નાંખી રાજા થશે. ત્રણ વરસ રાજ્ય કયા પછી શર્વિલ પણ બીજા એક જાતભાઇને હાથે મોતને શરણ થશે. આ છેલ્લા શક રાજાનું રાજ્ય પણ ત્રણ વરસ પ્હોંચશે. ભોંયની ભૂખથી તે કલિંગ ઉપર સવારી કરશે. ત્યાંનો રાજા શાત એ ભૂમિભક્ષક, વિકરાળ વરુને અને તેના ટોળાને કાપી નાંખશે. પછી શૂરો શાત પૃથ્વી જીતી લેઈ દસ વરસ રાજ્ય કરી મરણ પામશે. પાંચે શક રાજાઓ ધનના અત્યંત લોભી હશે. તેથી છેલ્લા શક રાજાના રાજ્યકાળને અંતે મગધની ભૂમિ ઉજ્જડખંખ થઈ જશે. પાટલિપુત્ર પણ સૂનું પડયું રહેશે, એટલે કે રાજાના નિવાસ વગરનું થશે. ભવિષ્યમાં મારી આશિષથી કોઈ નવા વંશનો રાજા થશે; અર્થાત્ પાટલિપુત્ર પાછું રાજધાનીનું શહેર બનશે.'

શકોએ પૂર્વે પાટલિપુત્રમાં એક દાયકો રાજ્ય કર્યું હતું એનો અહીં જે નિર્દેશ છે, તેના કાલનિર્ણયનું સાધન એ આર્ષ વાણીમાં જ

૩૭ જુઓ. J. B. O. R. S, September, 1928, p. 413.

છે. છેલ્લો શક રાજા કલિંગ ઉપર ચડાઈ કરે છે, તે સમસ્ત સૈન્ય સાથે ત્યાંના શાત રાજાને હાથે માર્યો જાય છે. તે પછી શાત પૃથ્વી અર્થાત્ મગધભૂમિ જીતી લેઈ દસ વરસ રાજ્ય કરી સ્વર્ગે સીધાવે છે. ત્યારથી પાટલિપુત્ર રાજધાની મટી જાય છે. એ નગરના રાજકીય મહત્ત્વનો આ અસાધારણ પલટો પુરાણોમાં કાણ્વ વંશના સુશર્મા રાજાના સમયમાં કહ્યો છે[૩૮]. શાતવાહન વંશના રાજાના હાથે એ રાજાનો દેહ પડે છે. ત્યારથી પાટલિપુત્ર રાજાનું નિવાસસ્થાન હોવાનું ગૌરવ ખુએ છે, માટે સુશર્માનું રાજ્ય ક્યાંથી ક્યાંસૂધી પ્હોંચ્યૂં તે તપાસિયે.

કણ્વ વંશમાં ચાર જ રાજા પુરાણોમાં ગણાવ્યા છે. તેમનો સમગ્ર રાજ્યકાળ સૌએ પિસ્તાળીસ વરસ આપેલો છે[૩૯]. પરંતુ રાજા વાર નોંધેલા અમલના આંકડાનો સરવાળો કરિયે, તો વાયુ પુરાણ પ્રમાણે પંચાવન થાય છે[૪૦]. એ બીજી ગણતરીમાં દસ વરસનો વધારો જોવામાં આવે છે તે, પાટલિપુત્ર એક દાયકો શકોના હાથમાં રહ્યૂ હતૂં તે ગાળો બેજો ગણાયાને લીધે, વાયુ પુરાણમાં નીપજ્યો હોય એમ સંભવે છે. પ્રસ્તુત શકરાજ્યના દાયકાનો આરંભ હૂં ત્રીજા શુંગ રાજા નારાયણના છેલ્લા વરસમાં, એટલે ઈ. સ. પૂ. ૩૫ માં, મૂકૂં છૂં. એ ટાણે શક અમ્લાટ પાટલિપુત્ર ઉપર ચડી આવ્યો. તેનૂં નામ સાંભળી અર્ધી વસતી ઘરબાર મેલી ચાલી ગઇ. નારાયણે પણ રાજકુટુંબ બીજે ભયરહિત સ્થળે મોકલાવ્યૂં લાગે છે. કાણ્વ રાજા શકોને હાથે યુદ્ધમાં મરાયો, અને મગધની રાજધાની દસ વરસ શકોની હકુમતમાં રહી. છેલ્લો શક રાજા ઈ. સ. પૂ. ૨૫ માં કલિંગ ઉપરની સવારીમાં એ દેશના શાતવાહન વંશના રાજાને હાથ માર્યો ગયો. તે સમાચાર મળતાં કાણ્વ સુશર્માએ આશ્રયસ્થાનમાંથી આવી પાટલિપુત્ર પાછૂં હસ્તગત કર્યું. તેનૂં રાજ્ય ચાર જ વરસ પ્હોચ્યૂં. ઈ. સ. પૂ. ૨૧ માં ઉપર

૩૮, ૩૯, ૪૦ જુઓ P. T., pp. 33–35.

કહેલો શાતવાહન વંશનો રાજા મગધ ઉપર ચડી આવ્યો. તે વિગ્રહમાં સુશર્મા પડ્યો, તેની સાથે કાણ્વ શાખાનો અંત આવ્યો. એ રીતે નારાયણ અને સુશર્માના રાજ્ય વચ્ચે એક દાયકાનું શકરાજ્ય પેસી ગયાથી ચાર કાણ્વ રાજાઓનાં રાજ્યોનાં વરસના સરવાળામાં ફેર પડ્યો છે, એમ માનવા હું પ્રેરાઉં છું. આ ઘટના સ્વીકારવાથી युगपुराणનો અને वायु પુરાણનો સંવાદ સધાય છે.

પાંચમા પ્રકરણમાં જેને પાટલિપુત્રના શકોનું નિકંદન વાળનાર કહ્યો છે, તે ઉપરની ગણતરી પ્રમાણે પુરાણના આંધ્ર વંશનો પંદરમો રાજા પ્રથમ પુલમાવી હોવો સંભવે છે. એના રાજ્યનો આરંભ ઈસવી સન પૂર્વેના પહેલા શતકના પૂર્વાધના ઉત્તર ભાગમાં અને અંત ઈસવી સનની શરૂતાતમાં લેખાય છે[૪૧]. युगपुराणમાં એને કલિંગનો રાજા કહ્યો છે, તે સૂચવે છે કે એના રાજ્યમાં કલિંગ દેશનો પણ સમાસ થતો હતો. આંધ્ર રાજાઓ મૂળે આંધ્ર જાતિના હોવાથી પુરાણમાં તેમને આંધ્ર નામ આપ્યું છે. એઓની વંશસંજ્ઞા શાતવાહન અને શાતકર્ણિ છે. ગર્ગાચાર્યે તે કારણથી પ્રથમ પુલમાવીનો ટૂંકા વંશરૂઢ શાત નામથી નિર્દેશ કર્યો જણાય છે. એના જ હાથે કાણ્વ કિંવા કાણ્વાયન વંશનો ઈ. સ. પૂ. ૨૧માં અંત આવ્યો ઠરે છે.

અમ્લાટની મગધ ઉપરની ચડાઈ ઈ. સ. પૂ. ૩૫ માં થઇ સ્વીકારતાં શક રાજા પ્રથમ અઝસ કિંવા અયના સમયમાં તે ગોઠવાય છે. એનો રાજ્યકાળ ઇ. સ. પૂ. ૫૮–૧૧ ગણાય છે[૪૨]. એની પૂર્વેના શક રાજા મોગ કિંવા Mauesનો સમય ઈ. સ. પૂ. ૭૫–૫૮ ઈતિહાસમાં આપ્યો છે. તે તક્ષશિલાના તામ્રપત્રના

૪૧ જુઓ E. H. I. (1902), પૃ. 202 સામે આપેલું શુંગ કાણ્વ અને આંધ્ર રાજાઓનું પત્રક.

૪૨ જુઓ Cam. H. I., pp. 571, 573, 701.

અને મોગના સિક્કાના આધારે નક્કી કરવામાં આવ્યો છે[૪૩]. મોગનું રાજ્ય સિંધુના બે કાંઠે પસર્યું હતું[૪૪]. આગે કદમ લંબાવી યુક્રટાઇડિસના વંશજોને ઉખેડી સારો પંજાબ દેશ સર કર્યો[૪૫]. અમ્લાટ નવા જીતેલા પ્રદેશના પૂર્વ ભાગનો સત્રપ હોય એમ મારૂં મન કહે છે. એ સાહસિક શકે ઇ. સ. પૂ. ૩૫ માં મગધ ઉપર ચડાઇ કરી હશે અને કતલેઆમથી ઉજ્જડ પડેલા પાટલિપુત્રમાં યુગપુરાણના 'વર્ણ બહારના (**वर्णाद्बावस्थित**)' એ શબ્દે નિર્દિષ્ટ શકોને પંજાબથી તેડાવીને વસાવ્યા હશે. એના પછી જાતભાઇના લોહીથી ખરડાઈ ગાદીએ આવનારા ગોપાલ, પુષ્પક, શર્વિલ અને અંતિમ અજ્ઞાત શક રાજા, એ સૌએ પંજાબથી આવી વસેલા શકોમાંના સંભવે છે. એમનાં સંસ્કૃત નામો સૂચવે છે, કે સિંધુની બે બાજુના પ્રદેશમાં વસી હિંદી બની ગયેલા શકોના એ વંશજ છે. અંતર્વેદિનો પ્રદેશ શકોએ તે વખતે જીતી લીધો જણાતો નથી, તે ઉપરથી કહી શકાય છે કે પાટલિપુત્રમાં આવી વસેલા શકોનો સંબંધ પંજાબથી તૂટી ગયો હતો, જે કારણથી પૂર્વના શકોમાં પશ્ચિમના શકોની ભરતી પાછળથી થવા પામી નહિ તેમ જ તેમને એ દિશાએથી કુમ્મક પણ મળી નહિ.

જાયસ્વાલજી અમ્લાટની Amyntas સાથે, ગોપાલોભામની Apollophanes સાથે, પુષ્પની Peukelaos સાથે તથા શર્વિલની Zoilos સાથે એકતા ઘટાવવા ઇચ્છે છે.[૪૬] પરંતુ એમિંટાસ, એપોલોફેનસ, પ્યુકેલેઓસ તથા ઝોઇલોસ તો ગ્રીક કિંવા યવન હતા; અને અમ્લાટ, ગોપાલ, પુષ્પક તથા શર્વિલ તો શક હતા. ગર્ગાચાર્ય છેલ્લા કહેલા ચાર શક રાજાઓને મ્લેચ્છ ઉપપદ લગાડે છે, તે એઓ યવનોને નથી લગાડતા. ઉક્ત ગ્રીક રાજાઓ પૈકી એકે ડેમેટ્રિઅસ અને માનેંડરના જેવો પ્રતાપી ન

૪૩, ૪૪, ૪૫ જુઓ Cam H. I., pp. 570, 571.

૪૬ જુઓ J. B. O R. S, September, 1928. p. 412,

હતો કે તે પાટલિપુત્ર ઉપર ચડાઇ લેઈ જાય. આ બે ગ્રીક વીરો મગધમાં ગ્રીક રાજ્ય સ્થાપી શક્યા નહિ તે સ્થાપવૂં એ પાંચેને અત્યંત અશક્ય જ હતૂં. યવનો પરાક્રમી નરો હતો; શકો જંગલી લૂંટારુઓ હતા. સામા થનાર આર્યાવર્તીયોની મહાન અલેકઝાંડરના પેઠે કતલ ઉક્ત ગ્રીક વીરો કરતા હતા, એટલા અંશે આચાર્ય એમનૂં પરાક્રમ કલંકિત લેખે છે. પરંતુ ક્રૂર શકો તો કતલેઆમ ચલાવતા હતા, અને ધનના ધનેરુ હતા. એ બધૂં ધ્યાનમાં લેતાં વિદ્વાન સંસ્કર્તાએ સૂચવેલી એકતા સંભવતી નથી.

પાટલિપુત્રના રાજદ્વારી મહત્ત્વની સમાપ્તિના ઉલ્લેખથી પાંચમૂં પ્રકરણ સમાપ્ત થાય છે. એમાં આપેલો વૃત્તાંત તદ્દન નવો છે. ગ્રીક લોકની સવારીનો એહવાલ કંઈક જેવોતેવોએ જાણવામાં છે. હિંદુકુશ અને સતલજ વચ્ચેના પ્રદેશમાં એમણે અનેક ન્હાનાંન્હાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં, તે મધપુડાની રૂપરેખા એમના સિક્કા દોરી આપે છે. પરંતુ ઈ. સ. પૂ. ૭૫–૨૫ ના ગાળાના શકરાજ્યની તવારિખ તો આજ પર્યંત અજાણી જ છે.

યુગપુરાણનો રાજકીય વિભાગ પૂરો થઈ હવે સામાજિક વિભાગ શરૂ થાય છે. ઋષિ ભવિષ્યવાણી વદે છે કે ‘ દારુણ મહાન વિગ્રહોમાં મોટા ભાગનો નાશ થવાથી પુરુષોની અછત થઈ જશે, જેથી સર્વ વ્યવહાર સ્ત્રીઓને ચલાવવો પડશે. હળથી ખેતર પણ તેઓ જ ખેડશે, અને ધનુષથી પાકનૂં રક્ષણ પણ તેમણે જ કરવૂં રહેશે. એ સમયમાં દસ દસ અને વીસ વીસ સ્ત્રીઓના સામટા જૂથને એક જ વર જડશે. [વળી] આર્યધર્મમાં બહુ શિથિલતા આવશે. શૂદ્રો જટા રાખી વલ્કલ વીંટી ભિક્ષાવર્તી સાધુમાં ખપવાનૂં કરશે. એ આશ્રમબાહ્ય જાતિના લોક ગૃહસ્થાશ્રમી બની અગ્નિહોત્ર રાખશે. યજ્ઞકાર્ય બ્રાહ્મણોએ કરાવવાનાં તે એ શૂદ્રો કરાવશે. સનાતન ધર્મના આર્યો નવાં પાખંડ માનનારા સાથે ગાઢો નાતો ધરાવશે અને અનાર્યોને

આર્ય ધર્મમાં લેશે. આસુરી પ્રકૃતિથી પ્રેરાઈ સ્ત્રીના નિમિત્તે દુશ્મનાવટ વ્હોરાશે. સ્થવિરો ધર્મલાભના મિષે ભાવિક સંસારીનું ખાઈ ખલાસ કરશે. ઘરબારીઓ દુઃખમય સંસારથી ત્રાસી રાતાં કપડાંના (એટલે બૌદ્ધ ધર્મના) સાધુ થશે. તેવામાં લાગટ બે વરસ વરસાદનું ફોરૂંએ પડશે નહિ. તેણે કરીને જબરો દુકાળ પડશે. તેમાં ભયંકર માણસમરો થશે.'

આચાર્યે ભાખેલી આ સામાજિક સ્થિતિમાં એક બાબત ઉપર તરી આવે છે, શકોના જુલમી અમલમાં અને પાછળથી પડેલા જબરા દુકાળમાં મનુષ્યોનો જે સંહાર વળે છે તે. એની અસર યુગપુરાણમાં કહેલા ઘરસંસારના અને ધંધારોજગારના ક્ષેત્ર ઉપરાંત બીજાં ક્ષેત્રમાં પણ બહુ મોટી થયેલી જોવામાં આવે છે. એ નરમેધથી દ્વિજોના, જૈનોના, આજીવકોના અને ઇતર ધર્મના શ્રુતનો વધતોઓછો લય થયો છે. દાખલા તરીકે વેદની કેટલીએ શાખાઓ ઉચ્છેદ પામી છે; કેટલાંએ શ્રૌત અને સ્માર્ત સૂત્ર લુપ્ત થયાં છે. ઋજુ માર્ગના સર્વાંગશુદ્ધ रघुवंशના પૂર્વે એ વર્ગનાં અનેકાનેક કાવ્યો રચાયાં હશે; તેમાંનું એક પણ ઉપલબ્ધ નથી. પ્રાચીન भविष्य પુરાણનો ઉલ્લેખ આપસ્તંબ કરે છે[૪૭]. તે અને તેના જેવાં બીજાંએ પુરાણો વક્તા અને શ્રોતાનો ભારે નાશ થતાં નષ્ટ થયાં છે. रामायण, महाभारत, તેમ જ चरक, सुश्रुत વગેરેનાં અંતિમ પ્રતિસંસ્કરણો જ આપણી પાસે રહ્યાં છે; મૂલભૂત સંહિતાઓ અસલ રૂપમાં અપ્રાપ્ય બની છે. પતંજલિ ભગવાનનું व्याकरणमहाभाष्य પણ ઉપર કહેલા સંહારચક્રના સપાટામાં આવી ચૂક્યું હતું. કાશ્મીરના રાજા અભિમન્યુના સમયમાં તેની હાથપ્રત જોઇતી હતી. તે ઉત્તરાપથમાં કોઇએ સ્થળેથી ન જડતાં કરી તેને માટે ચંદ્રાચાર્ય વિંધ્યાચળ વીંધી અને ગોદાવરી ઓળંગી દક્ષિણાપથના ત્રિકૂટાંતર્ગત

૪૭ જુઓ Cam. H. I., p. 349 માં કરેલો નિર્દેશ.

ત્રિલિંગ દેશમાં આવેલા પાર્વતીય પ્રદેશે ગયા, ત્યારે અન્યત્ર નષ્ટ થયેલું महाभाष्य તેમને ત્યાંથી ગ્રંથસ્થ મળ્યું હતું[૪૮]. એ પરિણામ ઉપર કહેલો ભણનાર અને ભણાવનારનો સંહાર વળી ગયાનો કારમો જીવતો જાગતો પુરાવો આપે છે.

ચાલુ પ્રકરણમાં અનાર્યો આર્યધર્મમાં આવવા સંબંધી જે લખ્યું છે, તેનો દૃષ્ટાંત તે વખતનો બેસાનગરના ગરુડધ્વજનો લેખ પૂરો પાડે છે. એ સ્તંભ ઊભો કરનાર યવન હેલિઓડોરસ વૈષ્ણવ ધર્મમાં દાખલ થયો હતો[૪૯]. ગયા પ્રકરણમાં શક રાજા અમ્લાટને 'રાતાં કપડાંવાળો' (रक्तवस्त्रभृत्) વિશેષણ લગાડેલું છે, તે ઉપરથી એણે અને કદાચ એના ઉત્તરાધિકારીઓએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી હશે અને નવા મૂંડાયલા શક શાસકોના ઝનૂનભર્યા આશ્રયથી બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય આ પ્રકરણમાં કહ્યા પ્રમાણે વધ્યું હશે. શુંગ પુષ્યમિત્ર રાજા થયો અને તેણે બૌદ્ધ સાધુનું માથું કાપી લાવનારને સો દીનાર ઇનામ આપવાનું જાહેર કર્યું હતું ઇત્યાદિક જે કેટલાક કહે છે[૫૦] તે મૌર્ય પુષ્યમિત્ર અને શુંગ પુષ્યમિત્ર વચ્ચે ભ્રમ થયાથી કહેતા હોય એમ જણાય છે. अशोकावदानમાં સ્થવિરોનો કટ્ટો શત્રુ મૌર્ય પુષ્યમિત્રને કહ્યો છે; શુંગ પુષ્યમિત્રને નથી કહ્યો[૫૧].

---

૪૮ જુઓ महाभाष्यની પુનઃપ્રાપ્તિ વિશેનું પરિશિષ્ટ.

૪૯ જુઓ Cam. H. I., pp. 521, 558.

૫૦ જુઓ Cam. H. I., pp. 518–19 અને E. H. I., p. 213, footnote.

૫૧ જુઓ दिव्यावदानમાંના अशोकावदानનો નીચેનો ઊતારો.
पुष्यमित्रो यावत्संघारामान् भिक्षूंश्च प्रघातयन् प्रस्थितः । स यावच्छाकलमनुप्राप्तः । तेनाभिहितम् । यो मे श्रमणशिरो दास्यति तस्याहं दीनारशतं दास्यामि । આ પુષ્યમિત્રને अवदानમાં અવંતિના મૌર્ય સંપ્રતિનો ચોથો ઉત્તરાધિકારી કહ્યો છે.

ચાલુ પ્રકરણમાં સ્ત્રીના નિમિત્તે દુશ્મન ઊભા કરવાનો જે ઉલ્લેખ છે તે, યવન રાજકન્યા માટે શુંગો અને યવનો વચ્ચે છેલ્લો વિગ્રહ મંડાવાનું ચોથા પ્રકરણમાં જે ભવિષ્ય ભાખ્યું છે, તેને લક્ષિત કરે છે. એ રીતે આ છેલ્લા પ્રકરણમાં પૂર્વના ચોથા પાંચમા પ્રકરણમાંની બાબતોની પુષ્ટિ કરી છે.

## કર્તા અને કૃતિ

युगपुराण જેનો અંતિમ અધ્યાય છે તે गर्गसंहिताને પ્રો. રેપ્સન late work (મોડું લખાયેલું પુસ્તક)[૫૨] કહે છે. પ્રખ્યાત પાશ્ચાત્ય પંડિત મેક્સમૂલરના[૫૩] મંતવ્યને અનુસરી ઐતિહાસિક સ્મિથ તેને ઇસવી સનના બીજાત્રીજા સૈકામાં મૂકે છે. પરંતુ ગર્ગાચાર્ય કાણ્વ વંશના સમયના જ એહવાલથી સ્પષ્ટ છે, તે ઉપરથી પ્રસ્તુત संहिता સુરામાં પછી બહુ મોડી નહિ રચાઈ હોય એમ માનવાને કારણ મળે છે. એના કર્તાને રાજુવુલ વગેરે મથુરાના વિદેશી વિજાતીય રાજા અજ્ઞાત છે. જો संहिता ઇસિવી સનના બીજા ત્રીજા સૈકામા રચાઈ હોય, તો સૌરાષ્ટ્ર અને માળવાના કોઈક ક્ષત્રપનો નિર્દેશ એમાં ન આવે એ ઓછું સંભવિત છે. એ ઉપરથી गर्गसंहिताની રચના ઇસિવી સન પૂર્વેના પહેલા શતકના આરંભમાં એટલે પહેલા બીજા દાયકામાં થઈ હોય એમ મારું મન કહે છે. જાયસ્વાલજી એનો રચનાકાળ ઇસવી સન પૂર્વેના પહેલા શતકનું પૂર્વાર્ધ આપે છે.[૫૪]

જ્યોતિષની આ પુરાણી संहिताના કર્તા તરીકે गर्ग નામ મળે છે, તે વાસ્તવિક રીતે ગોત્રસંજ્ઞા છે—વ્યક્તિનું વિશેષ નામ નથી. દક્ષિણાપથની સરખામણીમાં કર્તા ઉત્તરાપથની માહીતી વધારે

---

૫૨ જુઓ Cam. H. I., p. 544.

૫૩ જુઓ E. H. I. p., 228.

૫૪ જુઓ J. B. O. S. S. September, 1928, p. 399.

બતાવે છે.[૫૫] વળી युगपुराणનો રાજકીય વિભાગ છેલ્લા શક રાજાની કલિંગ ઉપરની સવારીની નોંધ બાદ કરતાં આર્યાવર્તનો જ અહેવાલ આપે છે; અને તે પણ બહુધા મગધના પાટનગરની તવારિખથી જ ભરેલો છે. વળી કાણ્વ વંશના અંત આણનાર તરીકે શાત રાજાના પ્રાસંગિક ઉલ્લેખ ઉપરાંત વિશાળ આંધ્રવંશની કારકિર્દીનું એમાં નિરૂપણ જ નથી. એ સર્વ સૂચવે છે કે संहिताકારનું વતન ઉત્તરાપથના પ્રાચ્ય પ્રદેશમાં હતું. ગર્ગાચાર્ય વર્ણે બ્રાહ્મણ હતા અને પૌરાણિક શ્રુતિનું તથા પ્રાચીન પ્રસ્થાન અનુસાર જ્યોતિષનું સારૂં જ્ઞાન ધરાવતા હતા. વરાહમિહિર આચાર્ય बृहत्संहितामां એક પ્રતિષ્ઠિત ગ્રંથકાર તરીકે ગર્ગનાં વચનનો અનેક સ્થળે નિર્દેશ કરે છે. वाराही संहिता ઉપરની ભટ્ટોત્પલની ટીકામાં गर्गसंहिताમાંથી પુષ્કળ ઉતારા આપ્યા છે.

જાયસ્વાલજી લખે છે, કે गर्गसंहिता પ્રાકૃતમાં અથવા તો સંસ્કૃત-પ્રાકૃતની બનેલી ખીચડિયા ભાષામાં મૂળે લખાઈ હશે. મૌલિક પુરાણોના સંબંધમાં આવો જ મત પુરાણોના પ્રખર અભ્યાસ પાર્જિટરે જાહેર કર્યો છે.[૫૬] એમની બીજી માન્યતા સાથે પ્રસ્તુત મતનું આચાર્ય આનંદશંકરભાઈએ Ancient Indian Historical Traditionની સમાલોચનામાં ખંડન કર્યું છે.[૫૭] કર્તા

---

૫૫ દુકાળના વર્ણનમાં ઉત્તરાપથની બે મોટી નદીઓ ગંગા અને સિંધુ ઉપરાંત ઇરાવતી (પંજાબની રાવી અથવા તો અયોધ્યા પ્રાંતની રાપ્તી), વિશાખા (સરયૂ), સુવર્ણા (શોણ), કૌશિકી (ગંડકી), વેત્રવતી (બેટવા), અને સરસ્વતીનાં નામ આવે છે; દક્ષિણાપથની નદીઓ પૈકી એકલી કાવેરીનો ઉલ્લેખ છે, તેનો જ પ્રવાહ ત્રણસેં યોજન પર્યંત અતૂટ રહ્યો હતો. युगपुराणનો આ છેવટનો ભાગ જાયસ્વાલજીએ છાપ્યો નથી. તેમણે આપેલા સારમાંથી આ નામ લીધાં છે. આખીએ गर्गसंहिता છપાય, તો આ પ્રશ્ન ચર્ચવો સરળ થાય.

૫૬ જુઓ P. T., Introduction X, XX, XVII, XVIII.

૫૭ જુઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના વાર્ષિક સંમેલનનું વ્યાખ્યાન.

બૌદ્ધ કે જૈન નથી કે त्रिपिटकને અથવા आचाराङ्गને મળતી પુરાણી પ્રાકૃત ભાષામાં તેણે સંહિતા રચી સંભવે. બ્રાહ્મણ ગ્રંથકાર જ્યોતિષ-શાસ્ત્ર ઉપર પાલી કે અર્ધમાગધીના જેવી બોલીમાં ગ્રંથની ગૂંથણી ગૂંથે, એ મંતવ્ય સગજમાં ઊતરવાને સબળ પ્રમાણની અપેક્ષા રાખે છે. ઉપલબ્ધ વાચના અત્યંત ભ્રષ્ટ છે તે ઉપરથી ભ્રષ્ટ વાણીમાં મૂળે ગ્રંથ રચાયો હશે, એ કલ્પના જરા વધારા પડતી લાગે છે. પ્રસ્તુત વાચનાનાં વીસ પચીસ શ્લોકાર્ધ ઈસવી સનના આરંભના આસપાસની લોકવાણીમાં કે સંસ્કૃતમાં ગોઠવી જોઇયે, તો કઈ રચના અકૃત્રિમ લાગે છે, તે જોઈ શકાય. અહીં એક દિશામાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. અન્ય દિશામાં પણ સ્વતંત્ર પ્રયત્ન કોઈ વિદ્વાન કરી જોશે. તે પહેલાં એક પ્રશ્ન ધ્યાનમાં લેવા જેવો છે, गर्गसंहिता-માંથી ભટ્ટોત્પલે बृहत्संहिताની ટીકામાં અનેકાનેક અવતરણો આપ્યાં છે તે પૈકી એક પણ પ્રાકૃતમાં અથવા સંસ્કૃતપ્રાકૃતની બનેલી સંકરભાષામાં હોવાનો વ્હેમ સરખોએ ઊપજે છે ? એ સર્વે ઊતારા સંસ્કૃતમાં છે, તો પછી गर्गसंहिता સંસ્કૃતમાં જ રચાઇ ઠરે છે. બીજા બધા અધ્યાય સંસ્કૃતમાં લખી युगपुराण આચાર્ય પ્રાકૃતમાં લખવા બેસે, એ પણ માન્યૂં જતૂં નથી.

संहिताના છેલ્લા અધ્યાયમાં આચાર્ય ચારે યુગનૂં વર્ણન સંક્ષેપમાં કરે છે, તેથી તેની युगपुराण સંજ્ઞા રાખી જણાય છે. પૌરા-ણિક યુગવ્યવસ્થામાં કૃષ્ણ ભગવાન સ્વધામ પધાર્યા ત્યારથી કલિ-યુગનો આરંભ કલ્પ્યો છે. પુરાણકુશળ પાર્જિટરે એ સંબંધમાં भागवत પુરાણમાં સચવાઈ રહેલો પ્રાચીન પૌરાણિક શ્રુતિનો શ્લોક નીચે મુજબ તાર્વ્યો છે.

**यस्मिन् कृष्णो दिवं यातस्तस्मिन्नेव तदाहनि ।**
**प्रतिपन्नं कलियुगमिति प्राहुः पुराविदः ॥**[૫૮]

---

૫૮ જુઓ P. T., p. 79.

મહાભારતના યુદ્ધમાં થયેલા કારમા સંહારના પરિણામે પ્રાચીનતમ આર્યસંસ્કૃતિની અવનતિ થતી જણાઈ, તેને જ કલિયુગનાં પગલાં માની ઉપર ઊતારેલી પૌરાણિક શ્રુતિમાં કહેલી કલિયુગની પૂર્વ મર્યાદા બંધાઈ હશે; અને તે પછીના બનાવના સંબંધમાં એ મર્યાદા અનુસાર ભવિષ્યકાળના પ્રયોગનો સંપ્રદાય ચાલુ થયો હશે. પુરાણોના એ સંપ્રદાયને **युगपुराण** કલિયુગના વર્ણનમાં અનુસરે છે. તે સળંગ ઇતિહાસ આપતું નથી પરંતુ અસાધારણ બનાવો સંક્ષેપમાં નોંધે છે. એમાં એક તરફ શાલિશૂકે સૌરાષ્ટ્રમાં બળે જૈન ધર્મ ફેલાવ્યાનો તેમ બીજી તરફ પુષ્યમિત્રે યવન કન્યા માટે ઝઘડો માંડયાનો પણ નિર્દેશ છે, સ્થવિરો ઘરબારીનું સર્વસ્વ ધર્મલાભના મિષે ખાઈ ખલાસ કરતા હતા એ વિશે પણ કહ્યું છે, તેની સાથે ત્રૈવર્ણિકો શૂદ્ર જેવા બની ગયા હતા એ વિશે પણ કહ્યું છે, તે ઉપરથી કર્તાની પક્ષપાત રહિત દૃષ્ટિની કંઇક પ્રતીતિ થાય છે. ઐતિહાસિક સત્ય એણે કેટલે દરજ્જે અત્યુક્તિ વગર વર્ણવ્યાં છે, તે તો **युगपुराण** ની પૂરેપૂરી બારીક સમીક્ષા નક્કી કરશે. આ લેખમાં જે કંઈ મારા તરફથી કહેવામાં આવ્યું છે તે સ્થાપિત સત્ય તરીકે નહિ, સાધ્ય સત્ય તરીકે પણ નહિ, પરંતુ સંભાવ્ય ઘટના તરીકે વિચારમાં લેવા વિદ્વાનોને વિજ્ઞપ્તિ છે. **सत्यं परं धीमहि ।**

# परिशिष्ट १

## युगपुराणनी उपलब्ध वाचना

द्रुपदस्य सुता कृष्णा देहान्तरगता मही । 1, १
ततो नरक्षये वृत्ते श्वशाते नृपमण्डले । 2, २
भविष्यति कलिर्नाम चतुर्थं पश्चिमं युगम् । 3, ३
ततः कलियुगस्यान्ते परिक्षिज्जनमेजयः । 4, ४
पृथिव्यां प्रथितः श्रीमानुत्पत्स्यति न संशयः । 5, ५
सोऽपि राजा द्विजैः सार्धं विरोधमुपधास्यति । 6, ६
दारविप्रकृतामर्षः कालस्य वशमागतः । 7, ७

ततः कलियुगे राजा शिशुनागात्मजो बली । 8, ८
उदधी नाम धर्मात्मा पृथिव्यां प्रथितो गुणैः । 9, ९
गङ्गातीरे स राजर्षिर्दक्षिणे समहावरे । 10, १०
स्थापयेन्नगरं रम्यं पुष्पारामजनाकुलम् । 11, ११
तेथ पुष्पपुरं रम्य नगरं पाटलीसुतम् । 12, १२
पञ्च वर्षसहस्राणि स्थास्यते नात्र संशयः । 13, १३
वर्षाणां च शताः पञ्च पञ्च संवत्सरास्तथा । 14, १४
मासपञ्चमहोरात्रं मुहूर्ताः पञ्च एव च । 15, १५

तस्मिन् पुष्पपुरे रम्ये जनराजशताकुले । 16, १६
ऋतुक्षा कर्मसूतो शालिशूको भविष्यति । 17, १७
स राजा कर्मसूतो दुष्टात्मा प्रियविग्रहः । 18, १८
स्वराष्ट्रमर्दते घोरं धर्मवादी अधार्मिकः । 19, १९
स ज्येष्ठभ्रातरं साधुं केतिति प्रथितं गुणैः । 20, २०
स्थापयिष्यति मोहात्मा विजयं नाम धार्मिकम् । 21, २१
ततः साकेतमाक्रम्य पञ्चालान् माथुरास्तथा । 22, २२

यवना दुष्टविक्रान्ता प्राप्स्यन्ति कुसुमध्वजम् । 23, ૨૩
ततः पुष्पपुरे प्राप्ते कर्दमे प्रथिते हिते । 24, ૨૪
आकुला विषयाः सर्वे भविष्यन्ति न संशयः । 25, ૨૫
श-द्रुम महायुद्धं तद् भविष्याति पाश्चिमम् । 26, ૨૬
अनार्याश्चार्यधर्माश्च भविष्यन्ति नराधमाः । 27, ૯૭

ब्राह्मणा क्षत्रिया वैश्याः शूद्राश्चैव युगक्षये । 28, ૯૮
समवेषा समाचारा भविष्यन्ति न संशयः । 29, ૯૯
पाषण्डैश्च समायुक्ता नरास्तस्मिन् युगक्षये । 30, ૧૦૦
स्त्रीनिमित्तं च मित्राणि करिष्यन्ति न संशयः । 31, ૧૦૧
चीरवल्कलसंवीता जटामण्डलधारिणः । 32, ૧૦૨
भिक्षुका वृषला लोके भविष्यन्ति न संशयः । 33, ૧૦૩
त्रेताग्निं वृषला लोके होष्यन्ति लघुविक्रियाः । 34, ૧૦૭
ओंकारप्रथितैर्मन्त्रै युगान्ते समुपस्थिते । 35, ૧૦૬
अग्निकार्ये च जप्ये च अग्निके च दृढव्रताः । 36, ૧૦૪
शूद्राः कलियुगस्यान्ते भविष्यन्ति न संशयः । 37, ૧૦૫
भोवादिनस्तथा शूद्राः ब्राह्मणाश्चार्यवादिनः । 38, ૧૦૮
समावेशा समाचारा भविष्यन्ति न संशयः । 39, ૯૯
धर्ममीततमा वृद्धा जनं भोक्ष्यन्ति निर्भयाः । 40, ૧૦૯

यवना ज्ञापयिष्यन्ति नशरेय च पार्थिवाः । 41, ૨૭
मध्यदेशे न स्थास्यन्ति यवना युद्धदुर्मदाः । 42, ૩૨
तेषामन्योन्यसंभाव भविष्यति न संशयः । 43, ૩૩
आत्मचक्रोत्थितं घोरं युद्धं परमदारुणम् । 44, ૩૪
ततो युगवशात्तेषां यवनानां परिक्षये । 45, ૩૫
सकेते सप्त राजानो भविष्यन्ति महाबलाः । 46, ૩૬
लोहिताद्रिस्तथा योधैर्योधा युद्धपरिक्षताः । 47, ૩૭
करिष्यन्ति पृथिवीं शून्यां रक्तघोरां सुदारुणाम् । 48, ૩૮

ततस्ते मगधाः कृत्स्ना गङ्गासीना सुदारुणाः । 49, ३९
रक्तपातं तथा युद्धं भविष्यति तु पश्चिमम् । 50, ४०
अग्निवैश्यास्तु ते सर्वे राजानो कृतविग्रहाः । 51, ४१
क्षयं यास्यन्ति युद्धेन यथैषामाश्रिता जनाः । 52, ४२

शकानां च ततो राजा ह्यर्थलुब्धो महाबलः । 53, ७६
दुष्टभावश्च पापश्च विनाशे समुपस्थिते । 54, ७७
कलिङ्गशतराजार्थे विनाशं वै गमिष्यति । 55, ७८
केचिद्भकण्डैः शवलैर्विलुपन्तो गमिष्यति । 56, ७९
कनिष्ठास्तु हता सर्वे भविष्यन्ति न संशयः । 57, ८०

विनष्टे शकराजे च शून्या पृथिवी भविष्यति । 58, ८४
पुष्पनाम तदा शून्य बभित्स भवति वत । 59, ८५
भविष्यति नृपः कश्चिन्न वा कश्चिद् भविष्यति । 60, ८६

ततोरणो धनुमूलो भविष्यति महाबलः । 61, ५८
अम्लाटो लोहिताक्षेति पुष्पनामं गमिष्यति । 62, ५९
सर्वे त नगरं गत्वा शून्यमासाद्य पर्वतः । 63, ६०

अर्थलुब्धाश्च ते सर्वे भविष्यन्ति महाबलाः । 94, ८३

ततः स म्लेच्छ आम्लाटो रक्ताक्षो रक्तवस्त्रभृत् । 65, ६१
जनमादाय विवशं परमुत्सादयिष्यति । 66, ६२
ततो वर्णांस्तु चतुरः स नृपो नाशयिष्यति । 67, ६३
वर्णाधःवस्थितान् सर्वान् कृत्वा पूर्वोव्यवस्थिते । 68, ६४
आम्लाटो लोहिताक्षश्च विपत्स्याति सबान्धवः । 69, ६५
ततो भविष्यते राजा गोपालो नाम नामतः । 70, ६७
गोपालस्तु ततो राज्यं भुक्त्वा संवत्सरं नृपः । 71, ६८
पुष्पके चाभिसंयुक्तं ततो निधनमेष्यति । 72, ६९
ततोऽधर्मपरो राजा पुष्पको नाम नामतः । 73, ७०

सोऽपि संवत्सरं राज्य भुक्त्वा निधनमेष्यति । 74, ७१
ततः सविलो राजा अनरणो महाबलः । 75, ७२
सोऽपि वर्षत्रयं भुक्त्वा पश्चान्निधनमेष्यति । 76, ७३
ततो विकुयशाः कश्चिद्ब्राह्मणो लोकविश्रुतः । 77, ७४
तस्यापि त्रीणि वर्षाणि राज्यं दुष्टं भविष्यति । 78, ७५
ततः पुष्पपुरस्यात तथैव जनसंकुलम् । 79, २८
भविष्यति वीरं सिद्धार्थं प्रसवोत्सवसंकुलम् । 80, २९
पुरस्य दक्षिणे पार्श्वे वाहनं तस्य दृश्यते । 81, ३०
हयानां द्वे सहस्रे तु गजवाहस्तु कल्पितः । 82, ३१

तदा भद्रपाके देशे अग्निमित्रस्तत्र कीलके । 83, ४३
तस्मिन्नुत्पस्यते कन्या तु महारूपशालिनी । 84, ४४
तस्यार्थं स नृपो घोरं विग्रहं ब्राह्मणैः सह । 85, ४५
तत्र वि-वशाद् देहं विमोक्षति न संशयः । 86, ४६
तस्मिन् युद्धे महाघोरे व्यतिक्रान्ते सुदारुणे । 87, ४७
अग्निवैश्यस्तदा राजा भविष्यति महाप्रभुः । 88, ४८
तस्यापि विंशद्वर्षाणि राज्यं स्फीतं भविष्यति । 89, ४९

आग्निवैश्यस्तदा राजा प्राप्य राज्यं महोद्भवत । 90, ५०
भीमैः शररसंघातैर्विग्रहं समुपेष्यति । 91, ५१
ततः शररसं घोरे प्रवृत्ते स महाबले । 92, ५२
वृषपातेन स नृपो मृत्युः समुपयास्यति । 93, ५३
ततस्तस्मिन् गते काले महायुद्धसदारुणे । 94, ८७
शून्या वसुमती घोरा स्त्रीप्रधाना भविष्यति । 95, ८८
कृषिं नार्यः करिष्यन्ति लाङ्गलोवर्णपाणयः । 96, ८९
दुर्लभत्वान्मनुष्याणां क्षेत्रेषु धनुयोधनाः । 97, ९०
विंशद् भार्या दशा या भविष्यन्ति नरास्तदा । 98, ९१
प्रक्षीणाः पुरुषं लोके दिक्षु सर्वासु पर्वसु । 99, ९२

ततः संघातशो नार्यो भविष्यन्ति न संशयः । 100, ૯૩
आश्चर्यमिति पश्यन्तो दृष्टाधो 'पुरुषाः स्त्रियः । 101, ૯૪
स्त्रियो व्यवहरिष्यन्ति ग्रामेषु नगरेषु च । 102, ૯૫
नराः स्वस्था भविष्यन्ति गृहस्था रक्तवाससः । 103, ૯૬

ततः सातुवरो राजा हत्वा दण्डेन मेदिनीम् । 104, ૮૧
व्यतीते दशमे वर्षे मृत्युं समुपयास्यति । 105, ૮૨

ततः प्रनष्टचारित्राः स्वकर्मोपहताः प्रजाः । 106, ૫૪
करिष्यन्ति वका घोरो बहुलाश्च इति श्रुतिः । 107, ૫૫
चतुर्भागं तु शास्त्रेण नाशयिष्यन्ति प्राणिनाम् । 108, ૫૬
हरिष्यन्ति शकाः षोशं चतुर्भागं स्वकं . पुरम् । 109, ૫૭

ततः प्रजायां शेषायां तस्य राज्यस्य ं परिक्षयात् । 110, ૬૬
देवो द्वादश वर्षाणि अनावृष्टिं करिष्यति । 111, ૧૧૩
प्रजा नाश गमिष्यन्ते दुर्भिक्षभयपीडिताः । 112, ૧૧૪
ततः पापक्षते लोके दुर्भिक्षे रोमहर्षणे । 113, ૧૧૦
भविष्यति युगस्यान्तं सर्वप्राणिविनाशनम् । 114, ૧૧૧
जनमारस्ततो घोरो भविष्यति न संशयः । 115, ૧૧૨

# પરિશિષ્ટ ૨

## ઉપલબ્ધ વાચનાની ખંડ વાર વ્યવસ્થા

| જૂનો ક્રમ | ખંડ | પેટાપંક્તિ | પ્રકરણ | વિભાગ | નોંધ |
|---|---|---|---|---|---|
| ૧–૨૬ | ૧ | ૧–૭ | ૧ | | |
| | | ૮–૧૫ | ૨ | | |
| | | ૧૬–૨૨ | ૩ | | |
| | | ૨૩–૨૬ | ૪ | ૧ | |
| ૨૭–૪૦ | ૨ | ૨૭–૩૮, ૪૦ | ૬ | ૨ | પંક્તિ ૩૯ પુનરુક્ત હોવાથી તજી દીધી છે. |
| ૪૧ | ૩ | | ૪ | ૨ | |
| ૪૨–૫૨ | ૪ | | ૪ | ૪ | |
| ૫૩–૫૭ | ૫ | | ૫ | ૭ | |
| ૫૮–૬૦ | ૬ | | ૫ | ૧૦ | |
| ૬૧–૬૩ | ૭ | | ૫ | ૩ | |
| ૬૪ | ૮ | | ૫ | ૯ | |
| ૬૫–૬૯ | ૯ | | ૫ | ૪ | |
| ૭૦–૭૮ | ૧૦ | | ૫ | ૬ | |
| ૭૯–૮૨ | ૧૧ | | ૪ | ૩ | |
| ૮૩–૮૯ | ૧૨ | | ૪ | ૫ | |
| ૯૦–૯૩ | ૧૩ | | ૫ | ૧ | |
| ૯૪–૧૦૩ | ૧૪ | | ૬ | ૧ | |
| ૧૦૪–૧૦૫ | ૧૫ | | ૫ | ૮ | |
| ૧૦૬–૧૦૯ | ૧૬ | | ૫ | ૨ | |
| ૧૧૦ | ૧૭ | | ૫ | ૫ | |
| ૧૧૧–૧૧૨ | ૧૮ | | ૬ | ૪ | |
| ૧૧૩–૧૧૫ | ૧૯ | | ૬ | ૩ | |

# परिशिष्ट ३

## ઉપલબ્ધ વાચનાની પ્રકરણમાં વ્હેંચણી

| પ્રકરણ | વિભાગ | ખંડ | પેટાપંક્તિ | વિષય |
|---|---|---|---|---|
| ૧ | | ૧ | ૧—૭ | પારિક્ષિત જનમેજયને બ્રાહ્મણો સાથે વિખવાદ |
| ૨ | | ,, | ૮—૧૫ | પાટલિપુત્રની સ્થાપના |
| ૩ | | ,, | ૧૬—૨૧ | શાલિશૂકનો ધર્મવિજય |
| ૪ | ૧ | ,, | ૨૨—૨૬ | યવનો સાથે વિગ્રહો |
| ,, | ૨ | ૩ | ૪૧ | |
| ,, | ૩ | ૧૧ | ૭૯—૮૨ | |
| ,, | ૪ | ૪ | ૪૨—૫૨ | |
| ,, | ૫ | ૧૨ | ૮૩—૮૯ | |
| ૫ | ૧ | ૧૩ | ૯૦—૯૩ | શકોનો ત્રાસ |
| ,, | ૨ | ૧૬ | ૧૦૬—૧૦૯ | |
| ,, | ૩ | ૭ | ૬૧—૬૩ | |
| ,, | ૪ | ૯ | ૬૫—૬૯ | |
| ,, | ૫ | ૧૭ | ૧૧૦ | |
| ,, | ૬ | ૧૦ | ૭૦—૭૮ | |
| ,, | ૭ | ૫ | ૫૩—૫૭ | |
| ,, | ૮ | ૧૫ | ૧૦૪—૧૦૫ | |
| ,, | ૯ | ૮ | ૬૪ | |
| ,, | ૧૦ | ૬ | ૫૮—૬૦ | |
| ૬ | ૧ | ૧૪ | ૯૪—૧૦૩ | કલિયુગની ભ્રષ્ટ પ્રજાના હાલહવાલ |
| ,, | ૨ | ૨ | ૨૭—૩૮,૪૦ | |
| ,, | ૩ | ૧૯ | ૧૧૩—૧૧૫ | |
| ,, | ૪ | ૧૮ | ૧૧૧—૧૧૨ | |

# परिशिष्ट ४

## ઉપલબ્ધ વાચનાના પાઠનું સંશોધન

( 1–2, ૧–૨ ) પંક્તિઓ ઊલટપાલટ ગોઠવાઈ છે. પ્રથમ મહાભારતનું યુદ્ધ, પછી કૃષ્ણ ભગવાનનું સ્વધામ પધારવું, ને ત્યારથી કલિયુગનો આરંભ, એ અનુક્રમ બદલાઈ ગયો છે. ક્રમ-સર ગોઠવતાં **सति सप्तमी**ની ખંડરચના બંને પંક્તિમાં એકધારી યોજવી પડી છે. જૂની પૌરાણિક શ્રુતિ અનુસાર કલિયુગની પૂર્વ મર્યાદા કૃષ્ણા એટલે દ્રૌપદીની દેહાંતર–પ્રાપ્તિ (?)થી નહિ, પણ કૃષ્ણ ભગવાનના દેહાંતથી રાખવી પડી છે. ( 4–5, ૪–૫ ) કલિ-યુગના અંતે પારિક્ષિત જનમેજયનો નિર્દેશ કરવામાં ઈતિહાસનો વિરોધ આવે છે. તે કારણથી જુજમાં જુજ ફેરફારવાળો **अन्तर** પાઠ મેં **अन्ते** બદલ કલ્પ્યો છે; જાયસ્વાલજી **आदौ** સૂચવે છે. બીજી પાઠશુદ્ધિ નજીવી છે. ( 6–7, ૬–૭ ) **उपधास्यति** લહિયે સરતચૂકથી લખ્યું છે; એવી જ ભૂલ નવમી પંક્તિમાં એણે **उदयो** બદલ **उदधी** લખીને કરી છે. અર્થ વિચારતા **उपयास्यति** જોઇયે. **दारविप्रकृतामर्षः** પાઠ નભાવી લેવાય એવો છે; પરંતુ વ્યાકરણશુદ્ધિ **दारविप्रकृतामर्षी** પદ માગી લે છે.

( 8–9, ૮–૯ ) પુરાણોને આધારે **शिशुनागात्मजो** બદલ **शिशु-नागकुले** અને **उदर्धा** બદલ **उदयो** વાંચવાની જરૂર છે. ઉદય શિશુ-નાગનો પુત્ર ન હતો, પણ તેનાથી આઠમો પુરુષ હતો. (10, ૧૦) **सुमहावरम्** અન્વય અનુસાર જોઈયે, તેને ઠેકાણે લહિયે ભૂલથી ભ્રષ્ટ **समहावरे** લખી નાંખ્યું છે. ( 12, ૧૨ ) અર્થરહિત **तेथ** બદલ સંગતિને અનુસરી મેં **तत्तु** પાઠ કલ્પ્યો છે. **नगरं पाटलीसुतम्** અગતિક ગતિ તરીકે નભાવી લેવાય. પરંતુ શબ્દશુદ્ધિ અને પ્રસાદની અપેક્ષાએ **पुरं पाटलिपुत्रकम्** પસંદ કરવા યોગ્ય છે. ( 13 15,

૧૩-૧૫) અહીં શીખાઉ પણ ભાગ્યે જ કરે એવી વ્યાકરણની ભૂલો છે. આંકડા મુદ્દાના હોવાથી તે કાયમ રાખી વ્યાકરણદોષ મેં દૂર કર્યા છે.

(16-17, ૧૬-૧૭) દુઃસાધ્ય **जनराज** બદલ સુખસાધ્ય **जनाराम**ની યોજના સ્હેજે સૂઝી આવે એવી છે. એથી ઊલટું છંદોભંગથી દૂષિત અર્થરહિત **ऋतुक्षाकर्मसूतः** એ પાઠનું સંશોધન દુર્ઘટ છે. ઉત્તર પંક્તિઓ એના ઉપર પ્રકાશ પાડે છે, તેની મદદથી મેં **ऋतुकर्मक्षयाकूतः** પાઠ વાંચ્યો છે. (18-21, ૧૮-૨૧) અહીં અઢારમી લીટીમાં सूतो શબ્દનો અર્થ બંધબેસતો નથી. તેને બદલે વધારે સારો પાઠ ન જડ્યાથી निरतो બોલ મૂકી છંદોભંગ દૂર કરી મેં અર્થ સાધી લીધો છે. ઓગણીસમીમાં વર્તમાન अर्दतेનો પ્રયોગ ભવિષ્યવાણીમાં અસંગત છે. તે બદલ સાદા વાક્યને અનુકૂળ **अर्दयन्** વિશેષણ મેં કામમાં લીધું છે. આ ફેરફારથી વીસમી લીટીનું स પદ પુનરુક્ત બને છે. વાસ્તવિક રીતે ઓગણીસમી અને વીસમી લીટીના આરંભના અક્ષરની લહિયાથી અજાણતાં અદલાબદલી થઈ ગઈ છે. આ દોષ દૂર કરવા હું ઓગણીસમી લીટીમાં **सौराष्ट्रम्** અને વીસમીમાં **स्वं ज्येष्टं** ગોઠવું છું. જાયસ્વાલજીએ શાલિશૂકનો સંપ્રતિ સાથે સંબંધ જોડ્યો છે. તેના અન્વયે વીસમી લીટીમાં **कैतिति** બદલ મેં **संप्रति** પાઠ કલ્પ્યો છે. બીજા સુધારા ખાસ ચર્ચાની અપેક્ષા રાખતા નથી.

(22-26, ૨૨-૨૬) બાવીસમી લીટીના આરંભમાં **साकेत**ના આક્રમણનો નિર્દેશ છે. પરંતુ પશ્ચિમથી આવનાર યવનો પહેલા **साकेत** એટલે અયોધ્યા ઉપર ચડાઈ કરે અને પછી ઊલટ મારી પાંચાલ અને શૂરસેન ઉપર ચડી આવે એ અણજુગતું લાગે છે. પ્રથમ પંજાબ, પછી પાંચાલ, પછી શૂરસેન, અને છેવટ મગધ, એ સવારીનો સીધોસટ અને સંભવિત માર્ગ છે. પતંજલિના

महाभाष्यમાં યવને સાકેત કિંવા અયોધ્યાને ઘેરો ઘાલ્યાનો નિર્દેશ છે, તે તો બીજી ચડાઇને લગતો છે. એ નિર્દેશથી ભૂલાવામાં પડવાને લીધે પહેલી ચડાઇના અંગે साकेतम् પાઠ ઉત્પન્ન થયો હશે. ચડાઈની ભૌગોલિક પરિસ્થિતિ ધ્યાનમાં લેઈ મેં शाकलम् પાઠ સૂચવ્યો છે. ત્રેવીસમી પંક્તિમાં कुसुमध्वजનો ઉલ્લેખ છે. તે નામે કોઈ સ્થળ કે પ્રદેશ જાણવામાં નથી. તે કારણથી, ચોવીસમી લીંટીમાં पुष्पपुर બોલનો ઉપયોગ કર્યો છે અને ઓગણસાઠમી તથા બાસઠમી લીંટીમાં पुष्पनामનો પ્રયોગ મળી આવે છે, તે એને આધારે મેં कुसुमाह्वयम् પાઠ ઘટવ્યો છે. (26, ૨૬) છવ્વીસમી લીંટીમાં श–दुम એવો ભ્રષ્ટ અને ત્રુટિત પાઠ છે તે બદલ तत्रोद्दामं પાઠ અટકળથી મૂક્યો છે. બીજા ફેરફારની ઉપપત્તિ આપોઆપ સમજાય એવી છે.

(27–40, ૯૭–૧૦૯) સામાજિક વિભાગને લગતો આ ખંડ યવનોની પહેલી ચડાઈના વૃત્તાંત વચ્ચે ખોટો ગોઠવાયો છે. એમાં સત્તાવીસમી લીંટીમાં બે चकार છે, તેમાંનો એક વધારો પડતો છે. તેથી પહેલા चकारનો હું લોપ કરું છું. અઠ્ઠાવીસમી અને ત્રીસમી લીંટીને છેડે युगक्षयं પાઠ છે, તે ભ્રમ ઊપજાવનારો હોવાથી સ્પષ્ટતા સારૂં युगेऽन्तिमे વાંચવું ઇષ્ટ છે. એકત્રીસમી પંક્તિમાં યવન રાજ-કન્યા બાબત પુષ્યમિત્રે માંડેલો વિગ્રહ આક્ષિપ્ત સમજી મેં अमित्राणि करिष्यन्ते પાઠ ગોઠવ્યો છે. પાંત્રીસમી લીંટીમાં શૂદ્રોને લીધે ધર્મ-કર્મમાં તાંત્રિક પ્રયોગ બહુ પેસી ગયાની સમજથી लघुविक्रियाः બદલ ह्यलघुक्रियाः પાઠ મેં કલ્પ્યો છે. છત્રીસમી લીંટીમાં અઠ્ઠાવીસમી અને ત્રીસમી લીંટીને અંગે કરેલા ફેરફાર મુજબ युगान्ते બદલ युगेऽन्त्ये વાંચવું પડ્યું છે. ओंकारप्रथितैर्मन्त्रै એ દેખીતી રીતે ભૂલ છે, તે ओंकारप्रथमैर् मन्त्रैः વાંચી સુધારી લીધી છે. સાડત્રીસમી લીંટીમાં પૂર્વની ચોથી લીંટીના સંબંધમાં સૂચવેલા કારણસર अन्ते બદલ अन्तः કે अन्तर् પાઠ મેં યોજ્યો છે. ઓગણચાળીસમી લીંટીની

પુનરુક્તિ થાય છે, માટે તે તજી દીધી છે. ચાળીસમી લીંટીના આરંભના પદનો કંઈ અર્થ થતો નથી, તેથી બંધ બેસે એવો ભળતો ફેરફાર અટકળથી કર્યો છે.

(41–52, ૨૭, ૩૨–૪૨) એકતાળીસમી લીંટી યવનોની ચડાઈને લગતી છે. એમાંના यवना ज्ञापयिष्यन्ति नशरेय બદલ પ્રકરણને અનુકૂળ यवना अपयास्यन्ति नष्टशेषाः પાઠ કલ્પવો પડ્યો છે. કારણ કે ઉપલબ્ધ પાઠ અસંગત અને અર્થરહિત છે બેતાળીસમી લીંટીમાં સ્હેજસાજ ફેરફાર કર્યો છે, તે અર્થની સ્પષ્ટતા સારું કરવો પડ્યો છે. એવા જ કારણથી ત્રેતાળીસમી અને ચુંવાળીસમી લીંટીના ઉત્તર ભાગ અદલબદલ કરી લીધા છે. ઉપરાંત ત્રેતાળીસમી લીંટીના પૂર્વ ભાગમાં संभाव બદલ વ્યાકરણશુદ્ધ संमर्दि પદ મેં અટકળથી મૂક્યું છે. પિસ્તાળીસમી લીંટીમાં युद्धवशात् બદલે સરતચૂકથી युगवशात् લખાયું છે. તે સુધારી લીધું છે. છેતાળીસમી લીંટીમાં સાત રાજાઓનો નિર્દેશ છે. તેમનો નાશ એકાવનબાવનમી લીંટીમાં શુંગવંશીય રાજાએ કર્યાનો ઉલ્લેખ છે. તે ઉપરથી સમજાય છે કે બીજી ચડાઇ લેઇ આવનાર તરીકે કર્તાને મીનેંડર અને તેના સાથીઓ અભિપ્રેત છે. ગ્રીક વીર મીનેંડરની રાજધાની શાકલ હતી, અને તેના સોબતીઓ શાકલથી ઉપલક્ષિત પંજાબના ન્હાનાન્હાના વિભાગના રાજાઓ હતા. આ કારણથી साकेतेને ઠેકાણે शाकलं પાઠ મેં યોજ્યો છે. સુડતાળીસઅડતાળીસમી લીટીમાં પ્રસ્તુત યવન રાજાઓના સૈન્યે રણસંગ્રામમાં વર્તાવેલા સંહારકાંડનું નિરૂપણ છે. તેની સ્પષ્ટતા સારૂં तथा योधैः બદલ प्रतियोधैः પાઠ સ્વીકાર્યો છે. બીજા સુધારા સમજાવવા પડે એવા નથી. ઓગણપચાસમી લીંટીમાં કરેલા ફેરફાર પણ સુખસાધ્ય છે. એકાવનમી લીંટીમાં આરંભનું પદ अग्निवैश्याः છે. એનાથી કોઇ શુંગવંશીય રાજાનો કર્તાએ નિર્દેશ કર્યો હોય એમ સમજાય છે. યવનો સાથે જંગ માંડનાર શુંગ રાજા તે ખાસ કરીને પુષ્યમિત્ર જ

છે, એમ ઇતિહાસથી આપણે જાણિયે છિયે. સબબ ભ્રષ્ટ અને અનન્વિત अग्निवेश्यास्तु બદલ હું पुष्यमित्रेण વાંચૂં છૂં.

(53–57, ૭૬–૮૦) આ ખંડ પાટલિપુત્રના છેલ્લા શક રાજાને લગતો છે. એમાંની ચોપનપંચાવનમી લીંટીઓના ઉત્તર ભાગમાં દેખીતી પુનરુક્તિ છે. તે ખામી પંચાવનમી લીટીના પૂર્વ ભાગ ઉપર ધ્યાન આપી कलिङ्गान् समुपस्थितः પાઠ યોજી દૂર કરી છે. પંચાવનમી લીંટીનૂં कलिङ्गशतराजार्थं પદ પણ कालिङ्गशातराज्यार्थी વાંચી શુદ્ધ કરી લીધૂં છે. છપ્પનમી લીંટીનૂં પૂર્વાર્ધ અર્થ ન થઈ શકે એવૂં ભ્રષ્ટ છે. એમાંનો પાઠ એકાણુબાણુમી લીંટીના ભ્રષ્ટ પાઠ સાથે સરખાવી અટકળથી સુધારો કર્યો છે. સત્તાવનમી લીંટી-માંના कनिष्ठाः બદલ घनिष्ठाः બોલનો પ્રયોગ તો આપોઆપ રુચિકર થાય એવો છે.

(58-60, ૮૪–૮૬) પૃથ્વી ઉજ્જડ થઇ કહી છે તે એકલા પાંચમા શક રાજાના જ નહિ. પણ પાંચેના જુલમથી થઈ હતી; તે કારણથી અઠ્ઠાવનમી લીંટીમાં મેં शकराज्ये પાઠ યોજ્યો છે. ઓગણ-સાઠમી લીંટીમાં न वा પાઠમાં રહેલો વિકલ્પ, પૌરાણિક શ્રુતિ સિદ્ધાદેશરૂપે હોવી જોઈયે, તેના આડો આવે છે. વળી તે પછીનો कश्चिद् બોલ પુનરુક્ત છે. તે ખામીઓ नवः कश्चिद् પાઠ યોજી દૂર કરી છે.

(61–63, 64, 65-69, ૫૮–૬૦, ૮૩, ૬૧–૬૫) આ કકડાઓ શકના અમલને લગતા છે. એકસઠબાસઠમી લીંટીમાં વાક્યરચના શુદ્ધ અને વ્યવહારૂ કરવા પૂરતા વગરશ્રમે ધ્યાનમાં ઊતરે એવા જુજ ફેરફાર કર્યા છે. ત્રેસઠમી લીંટીની ભ્રષ્ટતા सर्वे તે બદલ स वै तद् અને आसाद्य पर्वत. બદલ आसादयिष्यति વાંચી અધુરૂં રહેલૂં વાક્ય ક્રિયાપદના પ્રયોગથી પૂર્ણ કર્યું છે. ચોસઠમી લીંટીમાં ઉપપત્તિ નોંધવી પડે એવો મોટો ફેરફાર કંઈ છે નહિ. તેમ જ પાંસઠથી અગનોતેરમાં પણ કોઇ મહત્ત્વનો સુધારો છે નહિ.

(70–78, ૬૭–૭૫) સિતેરથી બોતેરમાં માત્ર એક જ ભ્રષ્ટ પાઠ નોંધવા જેવો છે. ઉપલબ્ધ पुष्पके चाभिसंयुक्तं બદલ વ્યાકરણ पुष्पकेनाभिसंयुज्य પાઠ માગે છે. પછી પંચોતેરમી લીંટીમાં सविलो બદલ શુદ્ધરૂપ शर्विलो મૂકેલ છે, તે गोपाल વગેરે શુદ્ધ રૂપના પ્રયોગને અનુસરી મૂકવામા આવ્યું છે. વળી પૂર્વે શુદ્ધ अरणः પદ વપરાયું જોઈ પ્રસ્તુત પંક્તિનો ઉત્તર ભાગ સુધારી લીધો છે. છોતેરમી લીંટીમાં मुक्त्वा નું કર્મ ખૂટતું હતું તે ખોટ पश्चात् બદલ पृथ्वीं મૂકીને પૂરી છે. સિત્તોતેરમી લીંટીમાં ભ્રષ્ટ अवि અને अब्राह्मणः બદલ શુદ્ધ अपि અને अब्रह्मण्यः પાઠ મેં ગોઠવ્યા છે. બીજા જરૂર પૂરતા સુધારા કર્યા છે, તે વિશે વિવેચન અપેક્ષિત નથી.

(49–82, ૨૮–૩૨) યવનો સાથેના વિગ્રહના પ્રકરણમાંનો આ ખંડ છે. એની ચારે લીટી વધતીઓછી ભ્રષ્ટ છે. અગન્યાએંશીમી લીંટીના પૂર્વાર્ધમાં છંદોભંગ છે; તેના અનુસંધાનમાં એંશીમીનો અન્વય થતો નથી, અને વધારામાં છંદોભંગ તથા પુનરુક્તિદોષ આવી નડે છે. પ્રકરણસંગતિ વિચારી તેમાં જે સુધારા કર્યા છે તે ગ્રહણ કરવા જેવા જણાશે. બ્યાશીમી લીંટીમાં હાથી ઘોડા વગેરેનો નિર્દેશ છે તે ધાર્મિક ઉત્સવનાં વાહન નહિ–પણ સાંગ્રામિક વિજય ઊજવતી સેનાનાં અંગો છે, એમ સમજી એકાશીમી લીંટીમાં वाहनं બદલ वाहर्नी પાઠ યોજ્યો છે; અને બ્યાશીમી તો हय ને वाहनी પુનરુક્તિ ટાળી નવેસર ગોઠવી છે. વર્તમાન दृश्यते ભવિષ્ય વાણીમાં અસ્થાને હોતાં કરી ભવિષ્ય द्रक्ष्यतेની યોજના કરી છે.

(83–89, ૪૩–૪૯) આ પણ યવનો સાથેના વિગ્રહનો ખંડ છે. એમાંની ત્યાશીમી લીંટીનો भद्रपाके પાઠ અસંભવ અને છંદોભંગ દોષથી દૂષિત છે. તે બદલ मद्राख्यके પાઠ મેં ઘટાવ્યો છે. ઉત્તરાર્ધનો કંઇ અર્થ બંધ બેસતો નથી. શુંગોના ઇતિહાસને અનુસરી મેં पुष्यमित्रे प्रशासति પાઠ કલ્પ્યો છે. પંચાશીછાશીમાં વધારાનો स બોલ તજી દેઈ, वि–वशाद् માં ખૂટતો અક્ષર ઉમેરી, યવનો

સાથે પુષ્યમિત્રે વિગ્રહ માંડેલો માની ब्राह्मणैः બદલ अब्रह्मण्यैः પદ યોજી પદરચના અને વાક્યરચનાને અનુકૂળ જુજ ફેરફાર કરી લીધા છે, જે નોંધવા જેવા નથી. અઠ્યાશીમી લીટીમાં अग्निवैश्य બદલ ઐતિહાસિક अग्निमित्र પાઠ સ્વીકાર્યો છે, અને નવ્યાશીમી લીટીમાં અશુદ્ધ त्रिशद् બદલ અગ્નિમિત્રના યૌવરાજ્યના કાળ ઉપર નજર રાખી त्रिशद् પાઠ કલ્પ્યો છે. બીજા ફેરફાર સ્હેજે સમજાય એવા છે.

( 90–93, ૫૦–૫૩ ) આ ખંડ શકોની હકૂમતના પ્રકરણમાંનો છે. એ બહુ જ ભ્રષ્ટ છે. જેમ એકાવનમી, બ્યાશીમી, અને અઠયાશીમી લીટીમાં अग्निवैश्यास्तु, अग्निमित्रः અને अग्निवैश्यः બદલ ઇતિહાસ અનુસાર पुष्यमित्रेण पुष्यमित्रे અને अग्निमित्रः પાઠ અનુક્રમે લીધા છે, તેમ અહીં પણ શુંગવંશના રાજાઓના ઐતિહાસિક ક્રમ ઉપર નજર રાખી अग्निवैश्यः બદલ वसुमित्रात् અને महाद्रवत् બદલ अथौद्रकः પાઠ લેવા પડયા છે. આ લીટીમાં બીજા ફેરફાર આનુષંગિક છે. એકાણુમી લીટીમાં शररसंघातैः અને બાણુમામાં शररसं પાઠ મૂઝવનારા છે. તેનો ઉકેલ એકસોનવમી લીટી કરી આપે છે. બંને ભ્રષ્ટ પાઠમાં શકોનો નિર્દેશ છે એ સમજથી स शकसंघातैः અને शकै रणे પાઠ ઉપજાવ્યા છે. બાણુમી લીટીમાં महाबले બદલ शकैः ના વિશેષણ તરીકે महाबलैः પાઠ મેં યોજ્યો છે. જાયસ્વાલજી महाहवे સૂચવે છે. ત્રાણુમી લીટીનું પૂર્વાર્ધ બહુ ભ્રષ્ટ છે તે મેં नृपः पृषत्कपातेन વાંચી સુધારી લીધું છે. એ લીટીમાં લહિયાએ સરતચૂકથી मृत्युम्ના બદલે मृत्युः લખી કાઢયૂં છે.

( 94–103, ૮૭–૯૬ ) સામાજિક વિભાગનો આ એક ખંડ છે. એમાંની ચોરાણુમી લીટીમાં सदारुणे બોલ सुदारुणे બદલ ભૂલથી લખાયો જણાય છે. છન્નુમી લીટીના અર્થરહિત लाङ्गलोवर्ण બદલ અર્થવાળો लाङ्गलोल्वण પાઠ યોજ્યો છે; અને સત્તાણુમી લીટીનું અશુદ્ધ ઉત્તરાર્ધ क्षेत्रे स्युस्ता धनुर्धराः પાઠ કલ્પી સુધારી લીધૂં છે.

આવી જ રીતે અઠ્ઠાણુમી લીંટીના ભ્રષ્ટ પૂર્વાર્ધ બદલ त्रिंशद् वा दश वा भार्याः તથા ઉત્તરાર્ધને છેડે नरास्तदा બદલ नरस्य वै એવા પાઠની યોજના કરી છે. નવ્વાણુમી લીંટીમાં માત્ર पुरुषं બદલ पुरुषाः વાંચવાની જરૂર છે. એકસોએકમી લીંટીનો મોટો ભાગ ભ્રષ્ટ છે. ભાવાર્થ મનથી નિર્ધારી જોતાં आश्चर्यमिति मंस्यन्ते दृष्ट्वाथो पुरुषं स्त्रियः। એમ વાંચવું યોગ્ય લાગે છે. એકસોત્રણમી લીંટીમાં नराः स्वस्थाः બદલ મે नष्टस्वास्थ्याः પાઠ અટકળથી મૂક્યો છે.

( 104–105, ૮૧–૮૨ ) આ બે પંક્તિઓ શકચક્રકૃત ઈતિના પ્રકરણમાંની છે. એ પૈકી એકસોચારમી પંક્તિમાં सातुवरो અને हत्वा બદલ शातवरो અને हत्वा વાંચવાની જરૂર છે. છેલ્લો સુધારો તો જાયસ્વાલજીએ પણ સૂચવ્યો છે.

(106—109, ૫૪—૫૭) આ ચાર લીંટી પણ શકની ચડાઈને લગતી છે. તેમાંની એકસોછમી લીંટીમાં માત્ર स्व ને બદલે अ મૂકવો ઘટે છે. એકસો સાતમી લીંટીમાં બે હસ્તદોષની ભૂલો સુધારવાની છે; करिष्यन्ति वकाः બદલ हरिष्यन्ति शकाः અને च બદલ ताः વાંચવાથી તે ભૂલો દૂર થાય છે. એકસોનવમી લીંટીમાં शेषं જોઈએ, તેને ઠેકાણે षोशं જોવામાં આવે છે; તે પણ લહિયાના હાથની ભૂલ છે.

(110, ૬૬) આ લીંટી શકની હકુમતના અહેવાલમાંની છે. તેનું ઉત્તરાર્ધ છંદોભંગથી અને બીજી રીતે પણ દૂષિત છે. લહિયાએ राज्यपरिक्षये લખવાને બદલે राज्यस्य परिक्षयात् ચિતરી કાઢયું છે.

(111—112, ૧૧૩—૧૧૪) આ લીંટીઓ સામાજિક વિભાગની છે. એમાં બારદુકાળીના જૈન પ્રવાદનું સ્મરણ આપતું અત્યુક્તિ ભરેલું પઠન છે; અને વ્યાકરણદોષ પણ છે. તેથી એકસો-અગિયારમી લીંટીમાં द्वे च तदा वर्षे અને તે પછીની લીંટીમાં गमिष्यन्ति भूयो दुर्भिक्षपीडिताः પાઠ મેં ગોઠવ્યા છે.

(113—115, ૧૧૦—૧૧૨) આ પણ સામાજિક વિભાગનો ખંડ છે. એમાં કલિયુગના અંતનું નહિ, પણ એ યુગ દરમિયાન પડનારા દૂકાળનું ભાવી કથન છે. એ મુદ્દાથી દોરાઈ दुर्भिक्षा रोमहर्षणः અને युगस्यान्तरं એ બે પાઠશુદ્ધિ સાધી છે.

ઉપરના સંશોધનમાં ક્વચિત ભળતા, ક્વચિત શક્ય, ક્વચિત સંભાવ્ય, ક્વચિત અનુમાનપ્રાપ્ત, ક્વચિત પુરાણલબ્ધ અને ક્વચિત ઇતિહાસસિદ્ધ પાઠ ગોઠવ્યા છે તે એટલા જ ઉદ્દેશથી, કે—જોઇયે—યુગપુરાણની ગૂંચ થોડીક ઉકલે છે ? મોતીની લિપ્સાએ દરિયામાં ડૂબકી મારનારા મરજીવાની મૂઠીમાં, લોકો કહે છે તેમ, અંધારે અજવાળું કરનાર એક પણ રત્ન આવે, તો શ્રમ પાણીમાં ગયો ન કહેવાય.

# परिशिष्ट ५

## નવી વાચનામાંના અસાધારણ સબ્દ

**अकर्मन्** ન. કુત્સિત કર્મ; ૧૮

**अब्राह्मण्य** વિશે. બ્રાહ્મણોનૂં વિરોધી, બ્રહ્મદ્વેષી; ૪૫, ૭૪

**अभिसंयुज्** ક્રિ. યુદ્ધ કરવૂં (સરખાવો संयुग ન યુદ્ધ); ૬૯

**अरण** વિશે. જેની સાથે કોઈ યુદ્ધ કરી શકે નહિ એવૂં; ૫૯, ૭૨

**आत्मचक्र** ન. પોતાનૂં મંડળ, જાતીલા લોક; ૩૪

**कच्चिद्** અવ્ય. આશીર્વાદના અર્થમાં; ૮૬

**कुयशस्** વિશે. બદનામ; ૭૪

**गण** પું જૈન ધર્મનો ગચ્છ; ૭૦

**घनिष्ठ** વિશે, ઠઠબંધ, ઘીચ; ૮૦

**जनमार** પું. માણસમરો, મનુષ્યોનો નાશ; ૧૧૨

**जनाराम** પું. સાર્વજનિક બાગ; ૧૬

**दण्ड** પું. સેના; ૮૨

**दुष्ट** વિશે. કલંકિત; ૨૩

**धनुर्धर** વિશે. ધનુષ સજી ચોકી કરનાર; ૯૦

**धर्मवादिन्** વિશે. ધર્મના વાદનો છંદ ધરાવનાર; ૧૯

**धार्मिक विजय** અમુક ધર્મ કે પંથની જયઘોષણા; ૨૦

**पाषण्ड** ન. મિથ્યાદર્શન; ૧૦૦

**रक्तपात** વિશે. લોહી રેલતૂં, લોહી વહેવરાવતૂં; ૪૦

**वर** પું. કોટ, કિલ્લો; ૧૦

**वर्णाबोवस्थित** વિશે. વર્ણ બહારનૂં, અનાર્ય, શક જાતિનૂં; ૬૪

**विक्रान्त** ન. પરાક્રમ; ૨૩

**विप्रकृत** ન. શીલખંડન, ધર્ષણ, સ્રીની લાજ જવી તે; ૭

**सुसिद्धार्थ** વિશે. જેનો અર્થ પૂરેપૂરો સિદ્ધ થયો હોય એવૂં, પૂરે-પૂરૂં ફતેહમંદ; ૨૯

**स्फीत** વિશે. લંબાયલૂં; ૪૯

**हित** પું. પાણીમાં સડક, જલસેતુ; ૨૪

# પરિશિષ્ટ ૬

## નવી વાચનામાંનાં વિશિષ્ટ પદ

# પરિશિષ્ટ ૭

## મૌર્ય શુંગ અને કાણ્વ વંશના રાજાઓ

### મૌર્ય વંશ

| | | |
|---|---|---|
| ચંદ્રગુપ્ત | ૨૪ | અખંડ મૌર્યસામ્રાજ્યના સમ્રાટ |
| બિંદુસાર | ૨૫ | |
| અશોક | ૩૭ | |
| કુણાલ | ૮ | |

| | | |
|---|---|---|
| બંધુપાલિત | ૮ | આ ત્રણ કદાચ કલિંગ તરફના રાજસત્તાધારી હશે. |
| ઇંદ્રપાલિત | ૧૦ | |
| દશોન | ૭ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| દશરથ | ૮ | પૂર્વ મૌર્યરાજ્યના રાજાઓ | સંપ્રતિ | ૯ | પશ્ચિમ મૌર્યરાજ્યના રાજાઓ |
| શાલિશૂક | ૧૩ | | બૃહસ્પતિ | | |
| દેવધર્મા | ૭ | | વૃષસેન | | |
| શતધન્વા | ૮ | | પુષ્યધર્મા | | |
| બૃહદ્રથ | ૭ | | પુષ્યમિત્ર | | |

સુભગસેન ઈ. સ. પૂર્વે ૨૦૬ ની આસપાસ

વીરસેન સંપ્રતિનો પૌત્ર

છેલ્લા બે મૌર્ય સિંધુના પશ્ચિમ અને પૂર્વકાંઠાના રાજસત્તાધારી જણાય છે.

### શુંગ વંશ

| | | | |
|---|---|---|---|
| પુષ્યમિત્ર | ૩૭ | પુલિંદક | ૩ |
| અગ્નિમિત્ર | ૮ | ઘોષ | ૩ |
| સુજ્યેષ્ઠ | ૭ | વસુમિત્ર | ૭ કે ૯ |
| વસુમિત્ર | ૧૦ | ભાગભદ્ર | ૩૨ |
| ઓદ્રક | ૭ | દેવભૂતિ | ૧૦ |

પુરાણોના આ આંકડામાં ભાગભદ્ર કિંવા ભાગવતના રાજ્યકાળમાં યૌવરાજ્યનાં પાંચ કે સાત વર્ષ ભળી ગયાં જણાય છે. તે જતાં સરવાળો એકસો અઢાર આવી રહે છે.

## કાણ્વ વંશ

| | मत्स्य | ब्रह्माण्ड | वायु | નવી ઘટના |
|---|---|---|---|---|
| વસુદેવ | ૯ | ૫ | ૯ | ૫ |
| ભૂમિમિત્ર | ૧૪ | ૨૪ | ૨૪ | ૨૪ |
| નારાયણ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ... | ... | ... | ... | ... |
| સુશર્મા | ૧૦ | ૪ | ૧૦ | ૪ |

શકરાજ્ય દસ વરસ પ્હોંચ્યૂં હતૂં. પહેલા ત્રણ શક રાજાઓનો સમગ્ર રાજ્યકાળ ચાર અને બીજા બેનો ૭ વરસ છે. આ બે આંકડા **मत्स्य** અને **वायु**એ પહેલા અને છેલ્લા શુંગ રાજાના રાજ્યકાળમાં ભેળવી દીધા જણાય છે. એથી **वायु**માં કાણ્વ વંશનો સમગ્ર રાજ્યકાળ ૪૫ બદલે ૫૫ થઈ જાય છે. **मत्स्ये** ભૂમિમિત્રનો રાજ્યકાળ એક દસકો ટૂંકાવી સમગ્ર રાજ્યકાળ ૪૫ વરસ આણી મૂક્યો છે.

# परिशिष्ट ८

## શુંગ પુષ્યમિત્રના રાજ્યકાળની વરસવારી

બનાવ

ઈ. સ. પૂ.

૨૧૩ પુષ્યમિત્રનો જન્મ

૧૯૦ અગ્નિમિત્રનો જન્મ

૧૮૮ છેલ્લા મૌર્ય બૃહદ્રથને મારી નાંખીને પુષ્યમિત્ર ગાદીએ આવે છે. એ વરસની આસપાસ પશ્ચિમ મૌર્યશાખાનો પુષ્યમિત્ર અવંતિમાં ગાદીએ આવ્યો સંભવે છે.

૧૮૫ મૌર્ય પુષ્યમિત્ર પાસેથી શુંગ રાજા અંતર્વેદિ ( અર્ધ પશ્ચિમ મૌર્યરાજ્ય ) જીતી લે છે.

૧૭૬ ડેમિટ્રિઅસની પાટલીપુત્ર ઉપર સવારી, યુદ્ધમાં હાર થવી અને પાછા ફરવું

૧૭૫–૧૬૨ ડેમેટ્રિઅસ અને યુક્રટાઇડિસનો વિગ્રહ

૧૬૦ ડેમેટ્રિઅસનું મૃત્યુ, એ વરસની આસપાસના સમયમાં યુક્રટાઇડિસનું મૃત્યુ

૧૭૫ શુંગ રાજાનો પહેલો અશ્વમેધ

૧૭૩ કલિંગમાં ખારવેલ ગાદીએ

૧૬૫ એની મગધ ઉપર પહેલી સવારી

૧૬૪ એની ઉત્તરના દેશો ઉપર બીજી સવારી, શાકલના ડેમેટ્રિઅસ સાથે સંધિ

| | |
|---|---|
| ૧૬૧ | ખારવેલની ત્રીજી સવારીઃ એ શુંગ પુષ્યમિત્રને નમાવે છે. |
| ૧૫૯ | ખારવેલનું મૃત્યુ, શુંગ રાજા પશ્ચિમ મૌર્યશાખાના છેલ્લા રાજાને મારી પૂર્વ પશ્ચિમ માલવ[1] જીતી લે છે. મૌર્ય-સચિવ કેદ પકડાય છે. |
| ૧૫૭ | મીનેંડરની ચડાઇ, અયોધ્યાનો ઘેરો, મધ્યમિકાનો ઘેરો, મગધમાં ગંગાકાંઠે છેલ્લા સંગ્રામમાં પુષ્યમિત્ર મીનેંડરને તેની છાવણીમાં ઘેરી લે છે, ગ્રીક લશ્કર હારે છે અને મીનેંડર મરાય છે. |
| ૧૫૬ | પશ્ચિમ સિંધુકાંઠે યુક્રટાઇડિસના વંશજે પુષ્યમિત્રનો મેધ્ય અશ્વ બાંધ્યો હતો, તેના ઉપર કુમાર વસુમિત્રનો વિજય, દક્ષિણમાં વિદર્ભ ઉપર અગ્નિમિત્રના સેનાપતિનો વિજય |
| ૧૫૫ | બીજો અશ્વમેધ |
| ૧૫૨ | યવન રાજકન્યા બાબત વિગ્રહમાં પુષ્યમિત્રનો દેહ પડવો |

---

૧ માલવ ૩: પૂર્વ માલવ (વિદિશા), પર માલવ (ઉજ્જયિની), અપર માલવ (ભિન્નમાલ)

# परिशिष्ट १

## व्याकरणमहाभाष्यनी पुनःप्राप्ति

चान्द्रव्याकरणना कर्ता ચંદ્રગોમી કિંવા ચંદ્રાચાર્યના પ્રશિષ્ય, અને वृत्तिકાર વસુરાતના શિષ્ય ભર્તૃહરિ, જેમણે પતંજલિના महाभाष्य ઉપર दीपिका લખી છે, તેમણે પાણિનીય વ્યાકરણાગમનો પ્રચાર કેવી રીતે થયો તેની હકીકત સ્વરચિત वाक्यपदीय નામે નિબંધના બીજા કાંડને અંતે આપી છે. તેમાંથી કામજોગ શ્લોક નીચે ઉતાર્યા છે.

प्रायेण संक्षेपरुचीनल्पविद्यापरिग्रहान् ।
संप्राप्य वैयाकरणान् संग्रहेऽस्तमुपागते ॥४८४॥

कृतेऽथ पतञ्जलिना गुरुणा तीर्थदर्शिना[1] ।
सर्वेषां न्यायबीजानां महाभाष्ये निबन्धने ॥४८५॥
अलब्धगाधे गाम्भीर्यादुत्तान इव सौष्ठवात् ।
तस्मिन्नकृतबुद्धीनां नैवावास्थित निश्चयः ॥४८६॥

वैजिसौभवहर्यक्षैः शुष्कतर्कानुसारिभिः ।
आर्षे विप्लाविते ग्रन्थे संग्रहप्रतिकञ्चुके ॥४८७॥

यः पतञ्जलिशिष्येभ्यो भ्रष्टो व्याकरणागमः ।
काले स दाक्षिणात्येषु ग्रन्थमात्रे व्यवस्थितः ॥४८८॥

[2]पर्वतादागमं लब्ध्वा भाष्यबीजानुसारिभिः ।
स नीतो बहुशाखत्वं चन्द्राचार्यादिभिः पुनः ॥४८९॥

न्यायप्रस्थानमार्गांस्तानभ्यस्य स्वं च दर्शनम् ।
प्रणीतो गुरुणास्माकमयमागमसंग्रहः ॥४९०॥

---

१ तीर्थान्यागमविशेषाः । પુણ્યરાજકૃત ટીકા

२ पर्वतात् त्रिकूटैकदेशवर्तित्रिलिङ्गैकदेशात् । પુણ્યરાજકૃત ટીકા

આ અવતરણ ઉપર પ્રકાશ પાડનારી વાક્યપદીયના ટીકાકાર પુણ્યરાજની કારિકાઓ નીચે મુજબ છે.

अवतारोऽपि भाष्यस्य संग्रहेऽस्तमुपागते ।
निबन्धहेतौ शास्त्रस्य टीकाकारेण कीर्तितः ॥૫૧॥

संग्रहार्थाद्यनुगुणरूपत्वं चोपपादितम् ।
विप्लावनमथैतस्य संग्रहप्रतिपक्षतः ॥૫૨॥

कृतमाचार्यदेवज्ञैरावेशाविवशैस्ततः ।
भ्रष्टस्याम्नायसारस्य वैयाकरणगामिनः ॥૫૩॥

मूलभूतमथावाप्य पर्वतादागमं स्वयम् ।
आचार्यवसुरातेन न्यायमार्गान् विचिन्त्य सः ।
प्रणीतो विधिवच्चायं मम व्याकरणागमः ।
मयापि गुरुनिर्दिष्टाद् भाष्याम्नायाविलुप्तये ।
काण्डत्रयक्रमेणायं निबन्धः परिकीर्तितः ।

# परिशिष्ट १०

## ભાસનાં નાટકોની આનુપૂર્વી

| ઈ. સ. પૂ. | નાટકનું નામ |
|---|---|
| ૧૮૮ | मध्यमव्यायोगः |
| ,, | कृष्णबालचरितम् |
| ૧૮૪ | पञ्चरात्रम् |
| ૧૭૬ | आविमारकम् |
| ૧૬૫ | प्रतिज्ञादशरथम् |
| ૧૫૫ | प्रतिज्ञायौगन्धरायणम् |
| ૧૫૪ | स्वप्नवासवदत्तम् |
| ૧૫૨ | दरिद्रचारुदत्तम् |